# પડતી પર પચાસ!

## પારસી સંસારની એક વારતા.



(ઇંગ્રેજી ઉપરથી)

બનાવનાર

**બહમનજી નવરોજજી કાબરાજી,**

"ફુરસદ" તથા "નવરાસ"ના અધીપતી; "દેલજંગ દલેર," "સિપાહબચ્ચાની સજ્જની," "ધીરજનું ધન," "પાકીજેહ પ્યાર," "ફરામર્ઝ," "કાચા કાનની ખરાબી," "જુગાર," "કાવલાની કાહાંણી,"—ભાગ ૧ થી ૪, "સંસાર," "વફા પર જફા," "અંધારી રાત્રે મગ કાલા," "બેહરા બેહેલાકાકા," "એક પથ્થરના પ્રતાપ," "સુખલાજીનાં સંકટો," "ભુલો પડેલો ભીમભાઇ," "ગામરેની ગોરી," "સદ્દગુણી શીરીનનાં સંકટે"—ભાગ ૧ થી ૪, "રસીક વારતા સંગ્રહ," "ભોલી ગુલ," "કળજુગ," "ભુલનો ભોગ," "એક પરણેતરનો પ્યાર—પઇસા?" "તડકાંમાં એક વાદળી," "બેદીલ કે બેવફા?" "કોણુ સરસ—વાહરયાની વીલુ કે પટેલની પીલુ?" "વમળમાં કમળ," "દોરંગી દુન્યા," "બાગે બેહસ્ત," "દીલસોઝ કે દીલબર?" "સંકટની સુલમાં ફસેલું ફુલ," "મીઠ્ઠી કે જુઠ્ઠી," "નુરે નેકી," "પ્યારનો એક પુલ," "ઓરત," "ભાઇ કે કસાઇ" ઇત્યાદીના કરતા.

પ્રગટ કરનાર,

**જહાંગીર બી. કરાણીના છોકરાઓ,**

બુકસેલર્સ અને પબલીશર્સ,

પારસી બજાર, કોટ, મુંબાઇ.

# અર્પણ.

તે માહાન દેશી અને પારસી

મરહુમ સર ફીરોઝશાહ મે. મેહતા

કે જેઓને

હિન્દના એક આગેવાન સપુત તરીકે સ્વિકારીને

આખાં હિંદુસ્તાને જેમની એકામતી ઈજ્જત કરી છે,

તેમની

**અશો યાદમાં.**

**બ. ન. કાબરાજી.**

" But what strange art, what magic can dispose
The troubled mind to change its native woes?
Or lead us, willing, from ourselves to see
Others more wretched-more undone than we?
This books can do: nor this alone; they give
New views to life, and teach us how to live;
They soothe the grieved-the stubborn they chastise,
Fools they admonish, and confirm the wise;
Their aid they yield to all; they never shun
The man of sorrow, nor the wretch undone;
Unlike the hard, the selfish and the proud
They fly not sullen from the suppliant crowd;
Nor tell to various people various things,
But show to subjects, what they show to Kings."



# દીબાચો.

સાહસીક બુકસૅલર્સ અને પબ્લીશર્સ મૅસર્સ કરાંણી બીરાદરો હસ્તક પ્રગટ થતું આ માહરૂં બીજું નૉવૅલ છે, અને મૅસર્સ કરાંણી સન્સ જેવા જુદા જુદા ઉમંગી પુસ્તકો પરવરતાવનારા ગ્રહસ્થોનું માહરી વારતાઓ માટે ઉપરાસાપરી ખેંચાણ થતું રહેલું જોઈ મને સંતોષ થાય છે. ખરેખર તો એ સાહેબોએ મને માહરી મરજી ઉપરાંત લલચાવીને થોડોક પછાત નાખ્યો છે, કેમજે માહરે પોતાને હસાબે અને જોખમે એકેક નવીન વારતા ધારા મુજબ દર વરસ પ્રગટ કરવાનો, "**નીના**"ની વારતાનાં છેલ્લાં પુસ્તક પછીના આ નજદીક સોલ મહીનામાં, વારો આવતોજ નથી! એમ છતાં એ પણ જે થાય છે તે માહરે માહરા એ ઉમંગના સંબંધમાં ખુશી માનવા જેવુંજ છે; અને એ સઘળા રૂડા પ્રતાપ માહરી વારતાઓને છેલ્લા ત્રણ દાહેકા અથવા વધુથી દીલોજાન આવકાર આપનાર એક દીલસોઝ વાંચનારા વર્ગની ઉલટમંદ કદરસનાશીની કારસાજીનાજ છે. એ મેહરબાંનોએ આ છેલ્લાં ૩૬ વરસોનાં દરમ્યાનમાં માહરાં અદના નામ-કામની હદથી જયાદા પ્રસંશા કરી મને એ માહરા ધંધામાં ઘણો વધારયો ને આબાદ કરયો છે, અને તેમનાં એવાં માયાકુળ ઉત્તેજનની બરકતેજ કદાચ તમામ ગુજરાતી-અગતકરીને પારસી-વારતાનવેશો વચ્ચે પુસ્તકોની સંખ્યા તેમજ બેતકરાર લોકપ્રસંશાની મેહેરબાનીમાં હું વધતો ઓછો આગેવાન દરજજો ભોગવતો થવાને ભાગ્યશાળી બન્યો છું. એ, સામટી રીતે, તે માહનામી સાહેબની આ મીસ્કીન કલમ જોગી એક મોટામાંમોટી દયાની કરમબક્ષેશ છે, અને માહરૂં એમ કેહવાનું જે અક્કલના દુશમનોને પતરાજીભરયું લાગે તેમની એક તચાકડીભાર પણ પરવાહ ધરાવ્યા વના માહરાં પુસ્તકોની પ્રસતાવના (ખુલાસા)માં માહરા એ પરમ સંતોષ અને ખુશીના ઉદગારો ઉતારી શકવા વાસ્તે હું તે કરીમોકારસાઝની જનાબમાં હર હાલ ઘણો શુકરગુજાર થાઉંછું.

આ "**પડતી પર પચાસ!**" માહરી આ આગમચની નૉવૅલો મુજબ ઇંગ્રેજી ઉપરથી ઉપજાવેલીજ એક પારસી સંસારી વારતા છે, અને તે પારસી સંસારને અનુકુળ થતી રંગેંગ જોતિ સઘળા મોટા

ફેરફારો સાથે એક નવી (Orignial) જેવીજ લખવાને મેં હંમેશ મુજબ પરીશ્રમ આદરયો છે. એ વારતા શુમારે પંદરેક વરસ પર માહરાં "ફુરસદ"માં રજુ થયલી મેસર્સ કરાણી બીરાદરોને પસંદ આવવાથી એ ગ્રહસ્થોએ તેનો હક ખરીદી એક અલાહેદાં પુસ્તક રૂપે તે એકઠી પ્રગટ કરી છે, અને તેની રસીકતા, વળાં તેમજ લખાંણની પદ્ધતીમાં આ આગમચ પ્રગટ થયલી માહરી ચારેક દજન વારતાઓને મુકાબ્લે એ કશીજ રીતે નિષ્ફળ નિવડવાની કે માહરાં હજારો ઉલટમંદ વાંચનારાંઓને નાઉમેદ કરવાની નથી એવી માહરે ઉલટભેર આશા રાખવાની છે.

છેલ્લે, આ માહરી નાકેશ વારતા હિન્દના એક ગુમ થયલા હીરા—સર ફીરોઝશાહ મેહતા જેવા એક માહાન નરની અશો યાદને અર્પણ કરવાનો હું શોકાતુર સંતોષ હાથ કરૂંછું. હું માહરાં અર્પણમાં ભાડુતી તત્વ કદી શામીલ કરતો નથી—અત્યાર સુધી બાહેર પડેલાં માહરાં અનેક પુસ્તકોના સંબંધમાં એ લોભ મેં સદા તુચ્છ જાણયો છે, અને માહરાં પુસ્તકોનું અર્પણ મેં માહરા અંગત લાગતાંવળગતાં, સગાંસ્નેહી કે માહરૂં ભલું ચાહનાર અથવા ભલું કરનાર જાહેર સજ્જનોની હદમાંજ સંકોચી રાખ્યું છે; ને તેમજ આ પુસ્તકમાં પણ મેં કરયું છે. મરહુમ સર ફીરોઝશાહ વાસ્તે મને ઘણું માન હતું, અને એ માનવંત મરનારે પાછલાં વરસોમાં આ અદના લખનારની અનેક પ્રસંગે ઘણી ખેરખ્વાહી કરેલી છે, એટલે તેવા એક નામાંકીત મરહુમની યાદ આ માહરાં પુસ્તકમાં શામીલ કરવા ને જાળવી રાખવામાં હું પોતાને ઘણું માન મળેલું સમજુંછું.

**બ. ન. કાબરાજી,**
રચનાર.

ફ્રીઅર રોડ: કોટ.
ફેબરવારી, ૧૯૧૭.

# પડતી પર પચાસ!



## એક વારતા.



## પ્રકરણ ૧ લું.

તે એક ખુશનુમા નુરી સહવાર હતી, કે જયારે મોદી ખાનદાનનાં પારસીઓમાં માન પામેલાં એક કુટુંબના એકનાએક ગાદીવારસ બેટા સોહરાબ મોદીને ઘર એક ચાંદના ટુકડાની ચમકના ચેહેરાવાલી બાળકબેટીનો સુભાગ્ય જન્મ થયો. તે મીઠ્ઠી બાળકીએ આ તેજસ્વિ દુન્યાની નુરમંદ રોશની જોવાનું શરૂ કરવા સાથેજ જાણે તે નુરમંદ દિવસ પણ શરૂ થયો હતો, અને પુર્વ તરફનાં વાદલાંઓ વચ્ચે નુરી આફ્તાબ તલુ થતાં સાથેજ સોહરાબનાં ઘરમાંનો તે એક બીજો આફતાબ પ્રગટ પડયો હતો!

તે એક દીલચસ્પ સહવાર હતી. રાતનો સીહા અંધકાર એક રમણ્ય ઝઝકળાં વચ્ચે રફતે રફતે હટી જઇને દુર થતાં, નુરમંદ ખુરશીદ તેનાં તેજમાં તપતો તેની રોજીંદી મુસાફરીએ તેનાં સોનેરી તખ્તમાં બિરાજમાન બનીહનીને નિકળી ચુકયો હતો, ને ચરંદાપરંદાઓ પોતાનાં મધુરાં ગાયનની ઝકઝકથી તલુ થતા દિવસની આમદ પુકારતાં સાથે જાણે તે નવાં બાળકની બી આમદની આ ધરતીને વધાઈ કહી સંભળાવતાં હતાં. ટુંકમાં, સઘળું તેજસ્વિ, સઘળું એવું આનંદમય અને દીલખુશ હતું કે તે ચેહરેનમુન બાળકબેટીના સુભાગ્ય જન્મથી તે નવી બાળકીના જવાંન બાપનું જીગર ખુશીમાં જાણે ઝલકી રહયું હતું! તેણે તેને ત્યાં એક બેટીની નવાજીશ થઈ ચુકવાની રૂડી વધાઈ હર્ષીત જીગરે સાંભળી હતી, ને દરયાવ જેવાં ઓહલાં જીગરનો તે દયાળુ જવાંન પોતાની સરેસ્તાની સખી તબેહથી ગરીબોને છુટે હાથે નાણું વેહેંચતો પોતાના વિશાલ બાગના દરવાજા ઉપર હાલમાં તે ખુશીના બનાવની પરસ્તેસ કરતો ખાસ ઉભો હતો!

તેનો આ (બાપીકો) અનુભવ પેહલોજ અને નવીન હતો, અને તેની નાજુક બાંધાની ચેહરેનમુન મોઅરદાર બેમ એક આસાનીભરયા ને

સેહેલ છુટક સાથે એ જીવસતોસત જોખમથી ફરાગત પામી તે માટે જેટલો તે કીરતારની જનાબમાં ખરાં દીલથી શુકરગુજાર થતો હતો, તેટલોજ, વળી, તે એ બાળકબેટીનાં પનોતાં કદમથી તેનું ઘર હવે સદા સુધીનું શાદ અને ગાજતું થવા માટે તે હર હાલ ગોતે ખુશાલ હતો.

તે એક આલા ખાન્દાનનો જવાંન હતો. તેના વડવાઓ અસલવારેથી ધનવાન તરીકેજ પારસીઓમાં પુરાતમ, પંકાયલા ને માન પામેલા હતા, ને તેઓની મોદી ઉપરાંતની બીજી અટક અને ઓળખ "જાગીરદાર" ની હતી, કેમકે તેમની જાગીરો ને વાડી વજીફા આગલના વખતમાં ઠામેઠામ ને ગામેગામ હતા; પણ આજે, અલબત, જ્યારે અમારી આ વારતા શરૂ થાયછે ત્યારે તે અસલવારેની નામીચી નામના ને મોટાઈ કાંઈ રહી ન હતી. નામ તેના નાશ, તેમ તે અસલવારેનું એ ખાન્દાંનનું સઘળું મહત્વ હવે મરતું અને ફના થતું આવ્યું હતું—તે એટલે સુધી કે આ હાલના જવાંન વારેસના વખતમાં તો બધુંજ લગભગ તલ્યાંઝાટક થઇ જવા પામ્યું હતું, અને જે મોટી મીલકતમાં હાલ તે મજગામ ખાતે રહેલો હતો તે વટીક તેનાં અસલવારેનાં આરાસ્તા રાચરચીલાં સાથે "નિશાળે એસાડેલી" (મારગીજ) હતી!

પડતી આવે છે ત્યારે થોભતી નથી. સૃજતનો એ એક ખેલ માત્ર હતો, કે જેમાં સોહરાબ ખેલાડી પોતાના વગર વાંકે વધતો તારાજ અને પાયમાલ થતો આવ્યો હતો. તેમાં તેનો પોતનો ઝાઝો વાંક નહીં હતો. તેણે બાકી રહેલી સઘળીજ દોલત દુર્ગુણોમાં કે આડેઅવલે રસ્તે ફનાફાટયો કરી મેલી ન હતી. વાંકમાં વાંક તેનો એટલોજ હતો કે તે સઘળાં મોહતાજોનો સૌથી મોટો દોસ્ત ને ગરીબોનાં દુઃખથી દાઝી જનાર એક દીલસોઝ ખયરખ્વાહ હતો. તેણે છુટે હાથે ગરીબોની કદર કરી હતી. તેના પુર્વજોના ધીકતા ધંધા આજે કાંઈ રહયા ન હતા. તે આગલી જાગીરો ને મીલકતો વટીક વખતને ને જમાનાના દોરને નમતી તારાજ થતી આવી હતી, અને તે છતાં સોહરાબ મોદી ઉર્ફે જાગીરદાર પોતાની મોહરદારની મિનતજારીઓ છતાં ચેતીને ચોંકયો નહી, ને ચોંકીને તે મોહરદારની રૂડી સમજાવતો પર અમલ કરતો થયો નહીં. તેની આએપત થોડી ને ખરચ મોટો એવો તેનો હાલમાં હાલ હતો, અને, સામટી રીતે, તેનું પોતાનું જીવન પણ ખરચાલુજ હતું. આજનો ગુજરો કરી કાલ ખુદાને સોંપી આપે એવા બી જે ઘણાક કમનસીબો સરજાયલા હોય છે તે માંહેલો જવાંન સોહરાબ મોદી એક હતો.

તેનો "મોદી મીનાર" એક મેહેલ જેવું કુશાદે મકાન હતું, જયારે અફસોસ એટલોજ હતો કે તે નામીચી મીલકત હાલમાં તેની પોતાની માલેકીની નહીં પણ તેના માંગનારાઓની હતી; પણ તેનો, એમ છતાં, તેને પોતાને ઝાઝો ગમ કે અફસોસ નહીં હતો. જેઓની નૈયત નેક ને દયાનત પાક હોય છે તેઓ કીરતારની દયામાં સ્વભાવિક વિશ્વાસ માની શકે છે, ને તેવા એક વિશ્વાસની હીંમત પરજ સોહરાબ હજી એ સુખી ને ખુશાલ જીવતો હતો. મોડે વ્હેલે પોતાની કરજદારીના બંદથી રીહાઇ મેલવવા ને જે અસલવારેના બાપીકા હકથી તેનું પોતાનું હતું તે પાછું પોતાનું કરી લેવા તેને ઘણી પગભર ઉમીદો હતી, માટે હાલની આ તેની તંગ અને કરજુ હાલત તેને કોઈ કીસમથી કંટાલો આપતી કે સંતાપતી ન હતી.

તે તેના દોસ્તો વચ્ચે "સખાવતના શાહ" તરીકે ઓળખાતો હતો! અલબત તેની એક બી મોટી જાહેર સખાવત ન હતી, કે જે તેના મુવા બાદ તેનું નામ એક આવતી ઓલાદ માટે પણ સદા યાદગાર ને હેયાત મુકી જાએ! તેવી તેની ગુંજાસજ ન હતી, કેમકે જો તેની કશી બી ગુંજાસ હતે તો તેવી નામદારીભરી સખાવત પણ કરી શકતે એવીજ તાસીર ને તબેહનો આ કોઈ લાયક જવાંન હતો. એમ છતાં તેના ખાવરા-ચાવરા દોસ્તોએ તેને જે આ "સખાવતના શાહ" નો અણઘટતો એલકાબ આપ્યો હતો તે તો ખરાં દીલનો કરતાં ખુશામદનો જ્યાદા હતો, કેમકે સોહરાબ પોતાની આટલી મોહોતાજી છતાં બી તેમને છુટે હાથે મોજ કરાવાની બાહદુરી કરતો હતો! તેણે ચાપલુસીખોર દોસ્તોમાં બી ખરેખર ઘણું નાણું વેરયું હતું. ખરેખર તો તેની પાસે આવેલો કોઈ બી અરજદાર ખાલી હાથે પાછો ફરતોજ નહીં, જયારે અફસોસ માત્ર એ હતો કે તે જવાંનને પોતાની તંગી ને મુસ્કેલીનું કશું ભાણજ થતું હતું નહીં!

અને વ્હાલાં વાંચનારાં જોશે કે એવા એક જવાંનને ત્યાં હાલમાં સૌભાગ્યવંતી એક બાળક બેટીનો જન્મ થયો હતો, કે જે બનાવે તેનું જીગર ખુશીમાં ખેંચી રાખ્યું હતું, ને તેની કોથલીનાં જીગરને વધારે મોકલાસથી ખુલ્લું કરી આપ્યું હતું. તે ગરીબગુરબાં, ચાકરનફર સૌને પોતાની ખેરાતથી ખુશી કરી પોતાના બચ્ચાં માટે રૂડા આશિષ સાંભળતો જતો હતો. તેને મન જાણે પરવરદેગારે તેને દ્વાર ધનનો ઢગલો—લક્ષ્મીને પોતાનેજ મોકલી આપી હતી!

તેણે મોકળે મને કામ લીધું. "આજે ખાઓ પીઓ, ચમન કરો

ને માહરી બુચીની તનદરોસ્તીની દુઆ કરો," તે કેહતો હતો. "કાવલા," વળી તે પોતાના વડા બાવરચીને ફરમાસ કરતો હતો, "બચ્ચા, આજે કશી કચાસ રેહવા દેતો ના, હો! હું ઘણાક દોસ્તોને રાત્રે જમવા બોલાવાનો છેઉં. વળી માહરી ખુશી છે કે સાદુંસુત્રું પણ પુરતું પકાવીને આજે આપણી મોથપરની ચાલીનાં દરેક ખોલીવાલાં ભાડુતોને તું ભોંણું પુગાડે. ખરચનું તો થઇ રેહશે. ખરચની વાણ કરતો ના. ખાએ પીએ તેને સાહેબ આપે. 'હસે તેનું વસે.' તું તારે ચલાવ્યો જા, બચ્ચા! શું, સહમજયોછ કે બરાબર?"—અને વફાદાર ઘરડા કાવલાએ દેખીતી નારાજી તોપણ લાઇલાજ નાચારીના દેખાવથી નમનતાઈ સાથે જવાબ કરયો, "હારૂં, હાબ!"

તે પોતાનો વિશાળ બાગ ને મોટો "મોદી મીનાર" મગરૂરીમાં માહાલતો ભાલતો ઉભો હતો—એક મીલકત કે જે હાલમાં તેની પોતાની હતીજ નહીં! "આએ પાંચે દાહડે માહરાં એ બચ્ચાંનું થશે," તે મોજથી પટપટતો હતો. "ખુદા એ બચ્ચાંને બધી રૂડી વલાંણોનું સુખી સુખ્યારૂં આબાદ અને તનદરોસ્ત ઉધારે!"

"જી, બાઈ સાહેબ તમોને પોતાની પાસે બોલાવેચ," અત્રે એક ફીરંગન આયાએ આવીને તેનાં વમાસણોમાં તેને રોકયો. તે સુઘડ અદાઓની ને સફાઇદાર પોશાકવાલી એક જવાંન ફીરંગન હતી. તે આ કુટુંબમાં લાંબો વખતથી રહેલી, પલોતાયલી અને માનીતી થયલી હતી. તે ગુજરાતી સાફ જુબાંનથી બોલતી હતી.

"ચાલ, હું આયો," તે જવાંન શેઠયાએ જવાબ કરયો, ને જતાં જતાં તેણે તે અજબ થતી આયા છોકરીની હથેલીમાં પટ દેઇને એક રૂપ્યો મેલ્યો, અને પછીજ તે પોતાની મોહરદાર ને તે "નવી પરોણી"—ને મલવા તથા તે છેલ્લીને ઝીંદગીમાં પેહલીજ વાર નજરે જોઇને પોતાની આંખને તાઢક આપવા પોતાની સુવાવડી મોહરદારની ખેલવતઘા તરફ એક ઇંગ્રેજી ઑપેરાનો રાગ ગાતો ચાલતો થયો.

તે આયા છોકરી તે ભલા જવાંનની ઉદરતાથી છક થઈ ગઈ! એક એવા નજીવા જેવા પેગામના બદલામાં એક આખો રૂપ્યો? ખચ્ચીત, લોકો કેહતાં હતાં તેમ તે "સખાવતનો શાહ" હતો, પણ શું આવો ઉદાર તેટલોજ ઉડાઉ રાજકારોબાર હંમેશ સુધી નિભશે?

તેણીએ ગંભીર નાઉમેદીમાં માથું ધુણાવ્યું. તેની બાઇની ફીકરો બલ્કે હાએ સોસારાથી આ આયા છોકરી છેકજ નાવાકીફ નહીં હતી, અને તેથી સર્વ ધોલું ધોલું ને ચકચકીત દેખાતું હતું એટલું સેવટ સુધી

નિવડવાનું નહીં હતું એવી તે મુફલીસ આયાને પોતાને પણ ફકર થઈ શકતી હતી; પણ તુરત વેળા તે આયા છોકરીને તો એ તેનાં અણગમતાં વમાસણ વચ્ચે પડતી મેલી આપણે સોહરાબનીજ પુઠે તેની બીમાર મોહરદારવાલા ઓરડામાં જઇશું.

તે ઓઢણાં બિછાંણાંના સુખકારક ઢગમાં અલેટાયલી ખુબસુરત પણ ફીક્કા ચેહરાની એક નૌજવાંન નાજનીન હતી. તેનું નામ નાજાં હતું.

"કેમ, નાજાં ડીયર, ઑલ રાઇટ?" તે જવાંને દાખલ થતાં સાથે પોતાની પ્યારી પરણેતરને હેતથી ને કાળજીથી પુછ્યું.

"હા, સોહેલ, હું સારી પેઠે છેઉં," તે બીમાર બાંનુએ ધીમે અવાજે ને ઘણા થાકની સુસ્ત અદાઓ સાથે કહ્યું.

તે ફીકકું હસતી સુતી હતી. તેના ખાવંદની હાજરી આ તેની બીમારીનાં બિછાણાંમાં દેખાતી રીતે તેને અતી ઘણી સુખકારક દેખાતી હતી. તેણીની આસપાસ સઘળી સુખકારકપણાંનોજ અભ્યાસ કરાવતી હતી. બાજુમાં એક યુરોપ્યન સુયાણી હસ્તે ચેહરે ઉભી હતી, ને તે નવાં બચ્ચાંનો પ્યારો હવાલો કોઈ પારસી "અડકનારી" હસ્તક હતો.

તે બીમાર અબળા અલાહેદી હતી, પણ કોઇ જુદદીન દેવદરૂઝ કે પાપી પલીદ હોય તેમ તેને અવિચારથી છેકજ અલગ કરી નાંખવામાં આવી ન હતી. પુરતી આસાએસ ને અલગ રેહવાની જરૂરને લગતા બુલંદ જરથોસ્તી મહજબનાં પાક ફરમાનોની મોતેબરી અને અશોઇમાં જવાંન સોહરાબ પોતે સારી રીતે માનવાવાલો હતો, પણ એક વિદ્વાન પયગમ્બર સાહેબ, કે જેમની તમામ રાહબરીમાં દાનાઇ અને તમામ ફરમાનોમાં ઉંડી ફીલસુફી માત્ર છે તેઓનાં પાક ફરમાનોનો ઉલટો ને બેહુદો અર્થ કરી તેણે તે બીમાર બાંનુને એક અપરાધી કે કેદીના તોરથી એકદમ અલગ કરી મેલી નહીં હતી. એક ગલીચ ગંધાતી ઓરડી, એક અંધારી ગટરનાં જોડાંણ ને બદબો સાથ નીકટ સંબંધ ધરાવનારી ખડકી કે હવા ને ઉજાસ બંધ કરી લેનારા પેલા હોરાજીના એબદસા જેવા પરડા જેવું ત્યાં કશું એ જોવામાં આવતું ન હતું. એક એ જાતનાં બીમારને જે ખરી રાહત અને આરામ જોઇએ તેજ તોરના સુધરેલા ને સહમજદાર કાનુનોની, તે માહાન ફીલસુફનાં અસલ ફરમાનોની દરેક પાકીજગી સાથે, સોહરાબ મોદીએ પાસબાની કરાવી હતી એમ અત્રે ખાસકરીને કેહવું ઘટે છે.

---

## પ્રકરણ ૨ જું.

"એની ગમ આવોની, સોહેલ, તમારી બુચીને જોવોછ કે?" તે ઓરડાનાં સઘળાં અગતજોગાં સુખકારકપણાંપર ફરી એક વાર તપાસની ને સંતોશની નજર દોડાવતો પોતાના ખાવંદને એકાદ પલ ખંચાઇને ઉભેલો જોઇ નાજાંએ પાછી હાંક મારી; અને ત્યારે તે હસ્તે ચેહેરે તે "ખજાનો" જોવા આગળ વધ્યો.

તે એક કરચ જેટલું કરચલું હતું. હાથ પગ ખેંચતું ને ભેંકાર અવાજે ભેંકતું તે એક લાલ ચણોતી જેવું ચેઆંઉપેઆંઉ હતું, કે જે તે નર્સે હવે સોહરાબ સામે ધરયું, ને સોહરાબ તે બાળકીને હેતથી ને મોજથી જોતો ઉભો.

તે ત્રણે એક જોવાજોગ "ત્રાયો" હતો—તે સોહામણો, પતલો અને ઉંચો બાપ---તે બીછાણાંમાં સુતેલી ચેહેરેનમુન તોબી ફીક્કી માતા, અને તે નવી આવેલી લાલ ભુતણી! નર્સ અને "અડકનારી" બંને એ ત્રણની ટોલકીને ઘણાં ધ્યાંનથી જોતાં ને રાજી થતાં જણાતાં હતાં.

"એ બચ્ચું ઘણુંજ સુંદર નિકળશે," તે અનુભવી નર્સે અભિપ્રાય આપ્યો.

"પણ એ તો બધી લાલ લાલ છે!" સોહરાબે ફીકરમંદ પુછ્યું.

"તેથીજ તો એ ઘણી સુંદર થશે," તે નર્સે સહમજાવ્યું. "એ માહરો અનુભવ છે જી. વળી આએ બચ્ચાંના ચેહરાનો કલ્લો કાંઇ ખુદરતે એટલો બધો તો ખેંચાણકારક કરેલો છે, ને એની દાડમના દાણા જેવી આંખ બી એવી મને તો દીલજીત દેખાએછ કે એ છોકરી, માહરી તો ખાત્રી છે કે, આગળ જતાં સુંદરતાના એક જોવાજોગ નમુનોજ નિવડશે ને પુરવાર થશે!"

સોહરાબને તે અનુભવી અને ભલી "નર્સ"ની આ સુખકારક ભવિશવાણીથી ઘણીજ ખુશી ઉપજી, ને તેણે તેણીનો, તેથી, ઉપકાર માંયો.

"આપરે એનું નામ શું રાખશું, નાજુ?" તેણે હવે પોતાની પરણેલ તરફ ફરીને પુછ્યું; "શીરીન રાખશું? શીરીન નામ ઘણુંજ મીઠું ને મજાહનું છે!"

"મને શીરીન કરતાં પરીન વધારે ગમશે," તે માતાએ પાછું ફીક્કું હસીને કહ્યું. "શીરીન નામ છે તો મઝાહનું ને મીઠું, પણ હવે તો

લોક દેખાદેખીથી એજ લેઈ બેઠાં છે, ને ઘેરેઘેર ઢગલેઢગલા શીરીન થઈ ગીએલી છે, તેથી પરીન રાખ્યે તો કેમ?"

"પરીન બી તેટલુંજ મીઠું નામ છે," તે બાપે ચુકવ્યું; "ત્યારે આજથી માહરી એ લાડકીને બધાં પરીનનાં નામથી બોલાવજો."

"પણ એટલી ઉતાવલ કાંએ કરોછ?"

"મને ગમેછ," તે ભરથારે કહ્યું. "માહરી દીકરી તેના જનમ પછી એક બી દાહરો નનામી રેહ તે મને ગમવાનું નથી. એનું નામ, તેથી, પરીન આજથીજ તું વ્હાલી કાયમ કરજે."

"વારૂં જી," તેણીએ તાબેદારીથી કહ્યું.—અને પછી આંખના એસારાથી તે નર્સને અને "અડકનારી" ને (આગમચથી કહી મેલ્યું હશે તેમ) દુર જવાનું કહી તેણીએ વધારયું, "જરા બેસો માહરી પાસે, માહરા સોહોલ, લેઓ પેલી ખુરસી. તમો જાંણોછ, વ્હાલા, કે મેં હાલમાં તમોને માહરી પાસ શું કામ તેરાવ્યાચ?"

"શું વરી, બુચીને જોવાજ કેની?"

"તે બી તો ખરૂંજ, પણ તે ઉપરાંત બીજી બી થોરી વાત કરવા," તે મોહરદારે નરમાસથી કહ્યું. "આજનો દાહરો ખુશબખ્તીનો છે તે તક લેઇને હું તમો વ્હાલાને વરી એક અરજ કરવા ચાહુંછ. માહરી માંગણી મને બખશશો?"

"બાખુશી," સોહરાબે અરધી મજાક ને અરધું ગંભીરપણે કહ્યું; "બેલાશક માંગ. માહરી વ્હાલી, મારૂં રાજપાટ હોતે ને તે તું માંગતે તો તે બી તાહરાં કદમ પર ધરવા હું બે વાર વિચાર કરવા થોબતે નહીં."

"તે તો હું જાણુંછ ને માનુંછ," તે નવી માતાએ હસીને કહ્યું; "તમારી પાસ હોય તે બધું તમે આલમને આપી દેઓ ને ખાઈ ખવડાવી દેઓ એવોજ તમારો બાદશાહી જીવ છે તે હું જાણુંછ, ને તેજ સારૂ વરી હું થોરીક તમારી સાથે વાત કરવા માંગુછ, માહરા વ્હાલા."

"વરી પાછો એક અસલી રદનપાટલો?" સોહરાબે કંટાલો ખાઇને કહ્યું; "આજે બી એની એજ વાત?"

"આજે એ વાત કરવાનું મને વધારે કારણ છે, સોહોલ ડીઅર," તે મોહરદારે વધતી નરમાસથી માંગી લીધું. "આપરાં બચ્ચાંના જનમને

દહારેજ આપરૂં ભવિશ તપાસી લેવાની આપરે થોરી વાત કરી લઇએ એ એવરી જરૂરતું છે. આજેજ તેની અસર થશે."

"ઓર તું મને કંટાલો ખવારી ગુસ્સે કરશે," સોહરાબે હજી વાંધો કરયો. "માહરા સુખ્યારા જીવને આજના ખુશી ખુશાલીભરયે દહારે તું માહરી ફકરોની મને યાદ દેવારી નાહક દુખ્યારો કરશે. તે તુંને ગમશે?"

"ગમશે, કેમજે તેનું પરીણામ જો તમો માહરૂં માનશો તો સારૂંજ થશે," નાજાંએ આગ્રહ કરયો.

"પણ તે બધું ફોકટ છે. હું તુંને સહમજાવી ચુકયોછ ને હજારો વખત તાહરા એ એકનાએક રૂદણપાટલાના જવાબમાં સહમજાવી ચુકયોછ, નાજાં ડીઅર," તે ભરથારે કાંઇક ગુસ્સાથી કહ્યું, "કે એમાં માહરો ઉપાય નથી. માહરૂં દીલજ માનતું નથી. હું રૂપ્યેરૂપ્યો સુંઘીને કે સાચવીને ખરચું એવો સુમ થઇ શકતોજ નથી!"

"ત્યારે ખરચવાનું કાંઇ બી બાકીજ નહીં રેહશે પછી શું કરશો?" તે મોહરદારે યાદ આપી. "જો, માહરૂં જરા સહમજો, સોહરાબ! હવે આપરે તાંહાં એક બચ્ચું બી થયુંછ ને તેનું બી ભવિશ તમોને સમાલવાની ફરજ છે. ખુદા તમોને અમારે એઉને માથે સદા સલામત રાખે ત્યાંવેર તો હજી બી હું માહરૂં મન મોટું કરયા કરશ ને સુખથી રણા કરશ, પણ કાલ કોણે જોઇછ? માહરે ખાતર નહીં તો પરીનને ખાતર તો જરા કાંઇ સહમજો?"

તે જવાંન ચુપ રહયો, ને પોતાનાં બોલવાની થોડી ઘણી અસર તેનાપર થતી જોઇ તે મોહરદારે વધતી હીંમત પકડી તરત આગળ ચલાવ્યું.

"તમારા દોસ્તો તમને 'સખાવતના શાહ' કેહેછ, સોહેલ ડીયર, પણ તે, હું તમોને હંમેશ કહુંછ તેમ, ખરાં દીલનું કરતાં મશ્કેરીનું વધારે છે. સખાવત એ સદગુણ છે ખરો, પણ તે કયારે જે ખુદાનું આપેલું તમારી પાસ બીશ્યાર હોય ને ત્યારેજ તમો એટલા ઉદાર થાઓ. હવે તમેજ વિચાર કરોની—હાલમાં આપરી હાલત કેવી છે?"

"હાલત બુરી તો છે," તેણે ગમખારીથી કહ્યું.

"ઘણીજ બુરી! કરજદાર!!" તે મોહરદારે આગ્રહથી કહ્યું. "આએ જે ભપકાસપકાથી આપરે હજી બી રહેલાં છઇએ તેમ રેહ-

વાનો બી જાંણે આપુને હકજ નથી. આપુને આપરી ગરીબી ને હાલની હાલતને નમવુંજ જોઇએ. આપરા ખરચો ઘટારવાજ જોઇએ. કેહોની, મને જવાબ દેઓની—હું કેહુંછ તે બધું વાજબી ને બરાબર છે કેની?"

"વાજબી ને બરાબર તો છે, પણ માહરાથી તાહરી સલ્લાહપર અમલ થઇ શકતો નથી, નાજુ," તે જવાંને હજી હઠ કરી. "એમાં માહરો કાંઇજ વાંક નથી. હું કાંઇ ખરાબ રસ્તે પૈસા ઉડારતો તો નથી? હું તુંને દુખી કરવા ખાતર એ ચાલ ચાલતોતો નથી? હું જે કરૂંછ તે ખરૂં ને ખુદાવાજબી છે એમ જાંણીનેજ કરૂંછ કેની?"

"હું તે એક ઘરીભર બી ના પારતી નથી, માહરા સોહેલ," તે હેતવંતી મોહરદારે ઘણીજ મોહબતથી કહ્યું.

"હું કોઇને દુખી કે મોહતાજ જોઇ શકતો નથી," સોહરાબે જારી રાખ્યું. "કોઇ કકલતું ને માંગતું મારી પાસે આવેછ ત્યારે હું તેને નાઉમેદ પાછું ફેરવી શકતો નથી!"

"પણ તેમાં ઘણીક વખત તો ઠગારાઓના બી તમે ભોગ થઇ પરોછ તે તમે જોતા નથી?" તે મોહરદારે સહમજાવ્યું: "લોકોની મોહતાજી દુર કરવામાં તમે પોતે પોતાની મોહતાજી કાંએ ભુલી જાઓ? ખેર, હવે મને વચન આપો, સોહેલ; માહરાં ગલાંપર હાથ મુકીને કેહો જે આજથી તમે તમારા એ ઉડાઉ ખરચોમાં હાથ ખાંચશો. થોરૂં ઓછું ખરચો ને થોરૂં વધારે સંઘરો. હું મરી જવશ તમારી પરથી બધી, જો એટલું માહરૂં કેહયું કરશો તો!"

"ચાલ, મરી ના જતી," તેણે હસીને તે નાજનીનને સધ્યારો આપ્યો. "જા, હું વચન આપુંછ—લે, તાહરાં ગલાંપર હાથ મુકીને કેહુંછ કે તાહરી સલ્લાહ મુજબજ હવે પછી વરતવાની હું કોશેશ કરશ; હવે તો બસ?"

"બસ; હવે મને ઘણી ધીરજ આવી," તે ભલી મોહરદારે કહ્યું—અને તે અણગમતી વાત તે દિવસે ત્યાંજ બંધ પડી.

તે એક દરેક રીતે ઘણોજ લાયક જવાંન હતો—સોહરાબ મોદી. તે દમામદાર દેખાવનો, રોબવંતા ચેહરાનો, પતલો, ઉંચો, ખુબસુરત આસામી હતો. તેની આંખ્યોજ દયા ને પ્રમાણીકપણાંનો દરેક પ્રકાશ મારતી હતી. તે કોઇનાં બી સુખમાં સુખી ને દુઃખમાં દુઃખી થાય તેજ પવિત્ર હાવભાવનો એક દીલસોઝ ને સાચો જવાંન હતો. તેણે પૈસાને

પૈસો જાણ્યો નહીં, અને એક પડતીના વમલમાં સપડાયલી મીલકતનો પોતાના રાજઅમલમાં સાંમો જ્યાદા નાશ કરી મેલ્યો. સરકણો પૈસો તેના હાથમાંથી જોતાં જોતાંમાં સરી જતો હતો તેનું તેને ભાંન થયું નહીં, ને અફસોસ-ભાંન લાવવા જોગી તેની ભલી ભારજાની મીનતજારી પર તેણે જેવું જોઇએ તેવું ગંભીર ધ્યાંન આપ્યું નહીં.

તેણે સ્વતંત્ર થવા કેડે પોતાની બાપીકી મીલકતો ને બાપીકી જાગીરો સુધારવા વધારવા ને આબાદ કરવા જોગાં ફાંફા તો ઘણાં એ મારયાં, પણ તે કશાંમાં ફાવ્યો નહીં. તે જે કરે તે ઉંધુંજ થતું! પોતે બને એટલો શ્રીમંત થઇ પોતાનાં ગરીબ સગાંઓ ને હમજ્નતીઓનું ભલુંજ કરવાનો નેકખસલત લોભ તેની છાતીમાં જન્મ્યો હતો, પણ સ્રજત એટલી બેહુંદી બુરી હતી કે તેણે તેને ફાવવાજ નહીં દીધો, ને તેના ધંધામાં વટીક સાંમો તે ધુલધાંણી ને બરબાદ થતો રહ્યો—એટલે સુધી કે ઉપર કેહવા મુજબ પોતાની મીલકતો ને જાગીરો સઘળી ઘરેણે બેસાડવા ઉપરાંત બી તે હદ વનાનો કરજુ ને કંગાળ થઇ ગયો!

તેના બાપનો તે વડો બેટો હતો. તેનો એક બીજો બી ભાઇ નાંમે નાદર હતો, પણ તે પોરયો માબાપની તાઢક કરતાં માબાપને કદુવા વધારેકરીને ઉધરયો. તેની વલાંણ અસલથીજ—છેક બચગીથીજ સોહરાબની સઘળી રૂડી વલાંણોથી ઉલટી પુરવાર થઇ, ને તે રખડેલ, લુચ્છો ને નાતાબેદાર નિવડયો. તેને ઘરમાં કોઇ સાથ મુતલગ બનતું ન હતું, ને નોકરનફરો વટીક તેનાથી કંટાલો ખાઇ કાયર કાયર થતાં હતાં. તે તુંદ, અભીમાની, તરકડો ને તરકટી પુરવાર થયો,

ભાઇ ભાઇઓ વચ્ચે બી કશોજ એખલાસ કે સંપ ન હતો, ને મામલો જાસ્તી બીગડે તે પેહેલાં પોતાની હૈયાતીમાંજ સોહરાબના બેહેસ્તી બાપ માણેકજી મોદીએ તે પોરયાને કોઇ હુન્નરમાં કે ધંધામાં નાંખવાના બી અનેક પછાડા મારયા, પણ તે સઘળો પરીશ્રમ વ્યર્થ અને હરામ પુરવાર થયો. તે પોરયાનું કશાંમાં બી ધ્યાંન લાગે ને તે સુધરીને સારો થાએ એ કેવળ અસંભવીત માલમ પડયું. "યાદ રાખજે, દુકતા, કે તાહરી ચાલથી તું કોઇ દાહરે ફાંસી જશે—ફાંસી!" તે બાપે અંતે એક દિવસ ધીરજ ખોહી દઇને તેને ગુસ્સાથી કહ્યું.

"તે તો ઓર બી બેહેતર, બાવાજી," તે પથ્થરનાં કલેજાંના પોરયાએ પોતાના હેતવંતા બાપનું જ્યાદા પાકવવા કહ્યું. "આપરે જાંણે ત્યારે એ રીતે નામદારી કરશું ને વાહવાહ કેહવરાવશું—કેમ?"

સારાંશ, તે દહાડેથી માણેકજી મોદીએ પોતાના એ નાઘલા પોરયા પર સદાનો પુરો મુકયો. તેણે તેને એક તદન નાલાયક તરીકે સદાનો ઓવારનીવાર કરી મેલ્યો, અને પછી પરીણામ શું થયું? તે પોરયાએ બાપની તીજોરીમાંથી એક મોટી રકમનો દલ્લો તલ્યાંઝાટક કરયો, અને પછીથી ઠેઠ અમેરીકા જનારી એક આગબોટપર એક રાત્રે ગુપચુપ, કોઇને બી આગમચથી કહ્યા કહાવ્યા કે ચેતાવ્યા વના, ચહડી બેઠો ને ઉપડી ગયો!!

તે પોતા પાછલ એક ટુંકુ ને ટચ કાગળ માત્ર લખીને મુકી ગયો. "લેઓ બાવાજી," તે લખતો હતો, "હું તમને ઘરમાં બધાંને અકારો છેઉં તો આએ હું ચાલ્યો ઠેઠ અમેરીકા! જાઉંછ તો, અલબત, તમારી દોલતેજ, કેમજે તમારી તીજોરીની તમો જોશો કે તમારી ચાવીઓને લગતી બેદાદીનો લાભ લેઈ મેં સારી રવેસે ખબર લીઘેલી છે, પણ તમારે હવે શુકરગુજાર એટલાવાસ્તે થવાનું છે કે હવે આએ જીંદગીમાં હું કદી તમારે રસ્તે આવવાનો કે તમોને સતાવવાનો નથી. અમેરીકાની સોનાની ખાણો વાસ્તે મેં ઘણું સાંભળ્યુંછ. વાસ્તે હું તો આએ ચાલ્યો માહરાં નસીબ સાથે ટક્કર લરવા ઠેઠ ત્યાં. હવે તમે છેઓ, તમારૂં ઘેર છે, ને તમારો હેતવંતો લારકો ને પ્યારો દીકરો સોહલુ છે. આપરે તો ખુદાનું નામ લેઈ 'ઓરમોજ્યા' સ્ટીમરપર ઉપરી ગીયા છીએજી. ખુદા તમો બધાંને માફ કરે ને મને બી માફ કરે."



## પ્રકરણ ૩ જું.

આ રીતનો તે એક ઢાંગીસાંગી છેવટનો કાગળ હતો, કે જે સ્ટીમર ઉપડવા પછીજ હાથ આવતાં ને વાંચતાં માણેકજી મોદી ગુસ્સાથી ઘેલા જેવો થયો; પણ હવે ઉપાય શો હતો? તે નારવા પોરયાને તેનાં નસીબની દયાપર છોડી આપ્યા વના હવે તો બીજો ઉપાયજ ન હતો, કે જયારે એ પછીના વીસ દીવસ બાદ સ્ટીમર "ઓરમોજ્યા" એક ભંયકાર તુફાંણના વમલમાં સપડાઇને સદંતર નાશ પામવાના ને તેના દરેક ઉતારૂઓ—કપટાન ને ખલાસીઓ સુદ્ધાં—ડુબી મરવાના ત્રાસજનક સમાચાર ફરી વળ્યા ત્યારે તે આખું ઘર તે અફલાતુન પોરયાના એ અકાળ અંત અને દુઃખદાયક મોહોત પર બેહદ ગમીનાં આંસુ વરસાવી શોકમાં ગરક ગયું.

એ ઘણુંજ બુરૂં થયું. છોકરાં કછોરાં થઈ શકે છે—માબાપથી તેમ થવાતું નથી. એ ખુદરતનો બેહુંદો તોબી બેતકરાર ખરેખરોજ કાયદો છે,

અને તે મુજબ માણેકજી મોદી પોતાના એ નાલાયક છોકરાનાં એ કફોડાં કમોહતથી ઘણું દુઃખ પામ્યો. તેણે અવલ તો એ સમાચારની સચ્ચાઇની સેંહેંકડો રૂપીઆ ખરચીને દરેક જોઇતી તેહકીક કરાવી, ને જ્યારે તેના વળતા જવાબમાં તેની તમામ ખાત્રીજ થઈ કે તે હીણભાગ્ય સ્ટીમર કે સ્ટીમરપરનું કોઇ બી બચવા પામ્યું ન હતું ત્યારે ઘણાં દર્દમંદ દીલે તે જૈફ ડોસાએ પોતાના એ બેહેસ્તમુકામ પામેલા બેટાની નૈયતે ધરમદીનની જરૂરજોગી સઘળી ક્રિયાઓ કરાવી, અને તે પછી એ તુફાંણી બારકસ (નાદર) ની હસ્તી એક સદા સુધી મોહોતની નિસ્તીમાં ગરક ગઇ! હવે, એમ થવાથી, અલબત માણેકજી મોદીનાં પોતાનાં મરણ પામવા કેડે તેના બાકી બચેલા વારસા હીસ્સાનો એકલો વારસ એ સોહરાબ હતો—સોહરાબ કે જેની કારકીરદી ને જેને ઘર થયલી એક બાળકબેટાની નવાજીશ સાથે આપણી વારતાનું અમોએ મંડાણ કરયું છે.

તે (સોહરાબ) જ્યારે પોતાના બાપનાં મરણ પછી તેના એકલા વારેસ તરીકે તેની તમામ માલ મીલકતનો ધણી થયો ત્યારે તેની ઉંમર ફક્ત ત્રેવીસ વરસની હતી. તે એ પછી ચાર વરસે પરણયો, અને તેના પરણ્યા સંસારનું મંડાણ થવા કેડે છેક છઠે વરસે તેને ઘર ન્હાની પરીનનો સુભાગ્ય જન્મ થયો હતો.

તેની મોહરદારે તેને ધડનાંધડથી એક ઉંડી પીદાગીરીથી ચાહ્યો હતો. તેમનાં લગ્ન વધતું ઓછું એક પેહલી નજરના પ્યારનુંજ પરીણામ બી લેખી શકાય. બંને ત્રાહીત તરીકે મળેલાં એકમેકનાં સોહામણાંપણાંથી મોહીત થયાં હતાં, અને આયંદે એકમત થઈ સુખી થવાની દરેક ઉમીદો અને ગણત્રીઓ સાથે પરણ્યાં હતાં.

પણ પરણ્યા પછી નાજનેં જે પસ્તાવાનું થયું તે ફક્ત તેના ઉડાઉ ધણીના લખલુટ ખરચોના સંબંધથીજ હતું. તે બધી રીતે એક રાજા જેવો, ઉદાર હેતુઓનો, ગ્રહસ્થ વર્તણનો, ચાહવા જોગજ ભરથાર હતો, પરંતુ એ ઉડાઉપણાંની તેની નબળાઇ શરમભરેલી હદ સુધીની તેનામાં એક ધિક્કારયોગ ખાંમી પુરવાર થતી જણાતી હતી, જે નાજનેએ પરણ્યા પછીજ એક તડાકે જોઈ લીધું.

તેણે, તેથી, તેને ઘણો વારયો, ને તેનાં એ લખલુટપણાંમાં રોકાવાને ઘણું એ સમજાવ્યું, પણ બ્યર્થ. બને તો તે સાંઓ વધતો બિગડતોજ ચાલ્યો! તે ભોળો ભટાક લુચ્ચાઓની લતરાજનો બેતાકાત શિકાર થયો, ને તેમના હાથપર દીન ઉગે વધતો ને વધતો વેચાતો રહયો. તેઓએ તેને સદ્દાના

માહા બુરા લખમાં દોરવ્યો, ને ત્યાં બી તેણે જીપલાવ્યું. વધતો પૈસાદાર થઇ બને એટલું લોકોનું વધતું સારૂં કરવાનીજ તેની નૈયત ને ઉમીદ હતી!

તેણે લોકોનું અત્યાર સુધીમાં કાંઇ થોડું ભલું કરયું ન હતું. ધણીક વિધવાઓને તે એઠ્રા પગાર પુગાડતો હતો, ધણાંક અનાથ બાળકોનો તે બાપ ને વાલી થયો હતો, ને તેમની કેળવણી ને ગુજરાનાં સાંધણો એક બી કંટાળા કે કશી બી આનાકાંની વના તે ખરાં દીલની ખુશી સાથે વરસો તક પુરાં પાડતો ગયો હતો. તેણે ધણાક બેકાર ગરીબ જવાંનોને પૈસા વેરીને પણ રોજીનાં સાંધણો મેળવી અપાવ્યાં હતાં, અને એ રીતે તે જાણે એક ભલાઇની દુન્યામાં—ભલાંમાંજ મોજ માની જીવતો હતો; પણ એમ કયાં સુધી ચાલે?

તે સટ્ટામાં થોકબંધ નાણું હારતો ને ગુમાવતો ગયો. તેણે લોકોને રકમબંધ નાણું કશી બી જામીનગીરી વગર બેખોફ ધીરધાર બી કરયું હતું, ને તેમાં બી તેણે મોટી મોટી છક્કરો ને સીકસ્તો ખાધી. ભલાંની દુન્યાજ કયાં છે? ભલાંને ગરદન મારનારાં નાતરસો પ્રમાણીકોની સંખ્યાથી દસ ધણી બોહળી સંખ્યામાં મોજુદ મળી આવે છે. બચ્ચીત, આ અધીરના જુદા જમાના માટે સોહરાબ જેવો ભલો ને વિશ્વાસુ જવાંન જાણે સરજાવો જોઇતોજ ન હતો!

એમ વરસો ગબડી ગયાં, ને જયારે તે છેકજ તળયાંઝાટક થઇ ગયલો હોવાનું ગંભીર દર્યાંણથી તેના બેન્કરોએ તેનું ધ્યાંન ખેંચ્યું ત્યારેજ તે એ તેના ઉડારયા દીવાળ્યા અને નખ્ખોદયા કારોબારમાં દથાઇને કાંઇક ખંચાયો—અને પછી?

તેને અવારનવાર પોતાની મીલકતો ને મતાઓ "નિશાળે બેસાડવા" કેવળ અનિવારય ફરજ થઇ પડી, પણ હજી એ તેની હીંમત તેને ગઇ નહીં. હજી એ તે ગુમાયલી રકમો પાછી મેલવવા ને સમો થઇ જવાંને તે દીલેર જવાંન ધણો ઉમીદભર હતો.—અફસોસ કે જુલમગાર મોહતનો ખોફ ને આ તકલીદી જીંદગીની નાપાયદારીનો સંદેહ તેને કદી બી થયોજ નહીં!

પણ એ કરજદારી ને મારગીજ સારગીજનું સંકટ આવવા પછી નાજનં છેકજ હીંમત હારીને હડબડી ગઇ. "અરે માહરા વ્હાલા ધણી," તેણે તેનાં ગલાંમાં હાથ નાંખી તેને સમજાવ્યું, "તમે જરા માહરો વિચાર તો કરો? તમને ખુદા માહરાં સરપર સલામત રાખે, પણ તમારા

દુશ્મનને જો કાંઇકશું થયું તો માહરૂં શું થશે? શું હું ભીખ માંગશ? શું હું ભુખે મરશ? શું હું પાણી ભરશ કે વાસણ ઉજારવા જવશ?"

તેના સોલીસીટરોએ પણ એ મારગીજ સારગીજનાં "ડીડસ" તૈયાર કરી આપતાં તેને ઘણો ખખડાવ્યો ને ધમકાવ્યો હતો. તે વકીલોની પેઢી તેના બાપ બપાવાના વખતથી એ શ્રીમંત કુટુંબનું કામ કરતી આવી હતી, ને તેથી તેઓ (તે હાલના વકીલો) સોહરાબના બી ઘણા શુભેચ્છક દોસ્તોજ હતા: અને ત્યારે એ મીસાલે ફરતાં ફરતાંનાં એ ઉપરાસાપરી ધોંણાં પડવાથી સોહલુ જરા તરખાયો ને ખંચાયો બી ખરો; પણ તેટલાં તો, અલબત, ઘણું મોડું થઇજ રહ્યું હતું! પેલા મધપર માંખ ભમે તેમ તેનાપરથી ઓઢઇપંથરાઇ જનારા ને કાંગલાંકુગલાં કરનારા લુચ્છા દોસ્તોનો સઘળો રસાલોમસાલો વટીક હવે તેને તુચ્છકારથી છોડી ગયો હતો, અને તોબી, અમોએ ઉપર કહ્યું તેમ, તે જવાંન પોતે પોતાની હીંમતથી હજી એ ખુશાલ ટકી રહયો હતો.

હવે એવા એક હાલ દરમ્યાન આપણે જોયું કે મીઠી પરીનનો જન્મ થયો, અને ત્યારે વળી ખુશાલીના આવેશમાં તેનો ખરચાલુ ખવાસ વળી એક વાર ઉછળીને ચમકી નિકળ્યો, કે જ્યારે તેની રાંક મોહરદારે તેને કેવી રીતે મનાવી પટાવી પોતાનાં પાસાંમાં બેસાડી સહમજાવ્યો ને પીગળાવ્યો તે બધું આપણે આગલાં પ્રકરણમાં વીગત થકી વાંચી આવ્યાં.



## પ્રકરણ ૪ થું.

એમ વરસો વહી ગયાં. લાડકી પરીનના જન્મ પછીનાં બીજાં ચાર વરસ ગબડી ગયાં, કે જે દરમ્યાનમાં ઘરની ફાકાફાકી ને તંગી છતાં દેખીતા રોબ ને ઠાઠથી રહેલું તે જોડું તે પ્યારાં ભુલકાં સાથે પોતાના સુખદુખના મિશ્રીત દિવસો નિર્ગમન કરતું હતું.

નાજાંએ જાંણે તેનાં દુખની દવાજ પરીનને માની લીધી હતી! તે તેને અણહદ વ્હાલ ને કાળજીથી ઉધારતી હતી, ને તેનો બાપ પણ તે બચ્ચાંપરથી જાંણે મરવાજ માંગતો હતો! તે આખાં ઘરનું એક રમકડું, તે ઘરનો ધ્રુંધરો, તેમનાં દુ:ખના અંધકાર વચ્ચે રાહત આપનાર એક સીતારો હતો! વળી બચ્ચું પોતે બી તેવુંજ હતું. તે બાળકની ખુબસુરતી જે જોય તેની નજર લાગે તેવી હતી! તેને જે જુવે તે હાથ-

માંથી મુકે નહીં, ને રમાડતાં થાકે નહીં એવું તે ખુશાલ, તનદરોસ્ત ને રમકડાં જેવું રમત્યાલ બચ્ચું હતું.

ખરેખર, તેની મીઠ્ઠી ને તોતરી પટપટથી નાજાંનો વખત કયાં ધસડાઇ તણાઇ જતો હતો તે બી જાંણે તે અબળાને ખબર ન પડતી હતી. વળી તે બચ્ચું બી કાંઇ એવા તો પ્યારથી "મમા ડીયર"ને "પપા ડીયર"ને ચાહતાં શીખ્યું હતું કે જાંણે તે આ મા બાપના લાડ ને પ્યારની એક દુન્યામાંજ, એવી ટુંક ને અણુસહમજ ઉંમરે બી, તેવાજ લાડ ને પ્યારથી પોતાની ફીદાગીરી પુરવાર કરવા માંગતું હતું.

તેના બાપનો તે ખજાંનો ને માની આંખની તે તારક હતી. તેનો બાપ પોતાની આ આવી ભાગીભૂલી હાલતમાં બી રમકડાંઓના ઢગ ને ઢગ તે બચ્ચાં માટે વ્હોરી લાવતો, ને કેહવાને અજબ જેવું છે કે એમ છતાં નાજાં તેને તેની એ નબળાઇ માટે તો જરા એ તેને રોકતી કે તેના પર તે વાસ્તે ગુસ્સે થતી નહીં!

એમ ચાર વરસ વહી ગયાં, ને પરીન—તે ઘરનો ગાજતો ઘુંઘરો—બોલતી ચાલતી બી થઇ. તે પોતાના બાપપર ઘણુંજ હેત કરતી, ને તે બાહેર ગયલો જરા આવતાં મોડું કરતો તો 'મમા, આપરા પપા ડીઅર કેરે આવશે?'' ની તોતરી પટપટથી તે જાંણે નાજાંનો જીવ ખાઇ જતી!

એક દિવસ સહવારે સોહરાબ પોતાના યુરોપ્યન પોશાકમાં તૈયાર થઇ આવ્યો. તે અવારનવાર સહવારે ઘોડેસ્વારીપર જઈ આવતો ત્યારે એમ "જાંગલો" થઇનેજ જતો હતો.

"એ વરી કાંહાં સધાવોછ એવી ઠંડીમાં?" નાજાં જે હજી સુતેલી હતી તેણે પલંગની કરટન હટાડીને પુછ્યું.

"હું જરા જસી જીમના ઘોડાપર હેરયું લઇ આઉં," સોહરાબે તેને વાંકો વળી કીસ કરતાં કહ્યું. "મેં તુંને ખામખા રાતથી કહી નહીં મેલ્યું."

"પણ કેહજે તે મુવો ઘોડો તો ઘણોજ તોફાંણી છે તે?"

"તેથીજ તો હું જાઉંછ!" સોહરાબે ખુશ મિજાજે સહમજ આપી. "મેં ગઇ રાત્રે કલબમાં જીમી સાથે એને સારૂ હરીસો રૂપ્યાની સરત લીધેલી છે."

"વરી પાછી સરત?" નાજાંએ દુઃખથી વળ ખાતાં કાંઇક ડપકા સાથે કહ્યું.

"અરે અમથી રમુજમાં રે! આપેછ કોણ ને લેછ કોણ જે તેની વાત?" સોહરાબે તરત તેણીને હીંમત આપતાં ફેરવી તોળ્યું. "હું એક બે કલાકમાં ફરી આવશ."

"જો એ હુલ્લરઇ ના કરે?" નાજાંએ માંગી લીધું. "કેહજે એ ઘોરો તો ભલા ભલા બેસનારાઓને મચક નથી આપતો?"

"અટર રૅાટ! તું જરા જોજે તો ખરી! મેં અત્યાર સુધીમાં કંઇ જેવા તેવા ઘોરા જેર કીધાછ જે હવે આજે તને બીહીક લાગેછ?" તેણે તુચ્છકારથી હસીને કહ્યું. "તું બેફીકર રેહે, ડીઅર; એમાં બીહીવા જેવું છેજ શું? ઘણું થશે તો કેઠે બી ઉતરી પરશ ને ચાલી આવશ."

પણ નાજાંએ ભયની ભ્રાંતીથી ડોકું ધુણાવ્યું. તેને તેના હુલ્લડ ભરથારનો એ સાહસ જરા થઇને ગમ્યો નહીં, પણ તે તેણીનું માને એમ કયાં હતું?

"વારૂં, વેહેલા આવશો કેની?"

"હારે, આંઠ વાગામાં તો આવશ," સોહરાબે કહ્યું; "આવીને નાસ્તો કરશ. મેં અમથી કૅાફી ને છોટાહાજરીજ હાલમાં તો લીધેલી છે."—અને ત્યાં તેણે વાંકો વળી નાજાંની બાજુમાં નિરાંતથી પોઢેલી પરીનને પણ ઘણાંજ હેતથી એક બકી લીધી.

તે બાળકી જાગી ઉઠી.

તે મિઠાસથી હસી. "ઓ પપા, સદવારના પોહોરમાં તૈયાર થઇને કાંહાં જાઓછ?" તેણીએ તેને તૈયાર થયલો જોવાનું ભાન થતાં અજાયબીમાં પુછયું.

"જરા ફરવા, દીકરા; તું તાહરે પોઢરી જા પાછી," સોહરાબે પ્યારથી તેને વળી બીજી ચુમી કરતાં કહ્યું.

"જો, ના જાઓ; પપા, ના જાઓ!" એક સ્વાભાવિક પ્રેરણાથી તે બાળકીએ માંગી લેવાની ઢપે આજીજી કરી.

"હવે તું બી તાહરી મમા જેવીજ ચેરી થશે કે શું?" સોહરાબે હસીને કહ્યું.

"જતે એ ઘોડાપર ના જાઓ, સોહેલ," વળી નાજાંએ માંગી લીધું. "માહરૂં બચ્ચું બી ના કેહછ તેથી માહરો જીવ ઘણો મુગાયછ. ગમે તો આપરાજ "ગોલ્ડ મોહર" પર બેસીને સધાવોની?"

"હવે ત્યારે તાહરી આગલ તો ખરી વાત કેહવાનુંજ પાપ કે?"—સોહરાબે લગાર તીખ્ખો થતાં કહ્યું, ને નાજાંને નાચારીનો નિશ્વાસ નાંખતી જોઇ, તે મા દીકરીને ફરી એક વાર બગલગીર થઇ, તે હીંમતવાન પણ જુલ્લડ જવાંન છેલ્લી વાર તે બાપીકાં મકાનમાંથી બાહેર પડયો.

છેલ્લી વાર? હા અફસોસ, છેલ્લી વાર! કેમકે તે જીવતો ફરીને ત્યાં કદી પાછો ફરયોજ નહીં. ત્રણ કલાક પછી તેની લાશ તે ઘરમાં ગમનાં આંસુઓ વચ્ચે ઉપાડી લાવવામાં આવી, ને ત્યારે દીલથી ચાકચાક થયલાં તે મા દીકરીનાં છાતીતોડ માહેતમનું કઇ કલમ બ્યાન કરી શકશે?

---

## પ્રકરણ ૫ મું.

મોહોત જેવું જાલેમ અને જબુન આ ધરતીપર બીજું શુ છે? તે નથી જોતું રંક કે રાય, જૈફ કે જુવાંન, સુખી કે દુઃખી. તેનાં કામમાં નથી હોતું કાંઈ ચાલચલાવ કે પક્ષપાતી; નથી હોતો તેનામાં અન્યાય કે અધર્મ! કરોડપતીના મેહેલમાં કે એક ભિક્ષુકની ઝુપડીમાં તે પોતાના કુહાડાનો ઓસ્તવાર ફટકો ઉતારતાં દયા કે દિલસોજીનો ખ્યાલ કરવા કદી બી થોબતું નથી. તેની જયાં જયાં પધરામણી થાએછે ત્યાં ત્યાં ગમે એ જુદા જુદા આકારમાં તે આવેલું, જફાકાર—જુલમગાર—સીતમસાર લેખાય છે; પણ જવાંન સોહરાબ મોદી જેવાના બાબમાં તો જાણે તેનાં દયાહીણપણાં અને જુલ્માતની હદજ નથી રેહતી લેખાતી!

એવું જફાકાર, જુલમગાર, સીતમગાર મોહોત જોતાં જોતાંમાં કમબખ્ત સોહરાબ મોદી પામ્યો, કે જે હૈયાતની દરેક ખાત્રી, આસાની ને મોજ વચ્ચેથી મોહોતને મુકાબલે લપસી ગયો. તે ગરીબ છતાં એક "રાજા" જેવો હતો. તેને લોકોએ "સરખાવતના શાહ"નુંજ નામ એનાયત કરયું હતું—એટલો બધો તે દીલનો દુલ્લો ને હાથનો છુટો હતો! ખાએ નહીં ને ખવાડે એવી રકમનાં જે લાખ નેકમાં એક ખરી સખી તબેહનાં આસામીઓ થઈ શકે છે તેઓ માંહેલોજ આ એક ખુબરૂ જવાંન હતો, કે જેને, અફસોસ કે, જાલેમ જમે યારી આપી નહીં, ને આ દગલબાજ દુન્યાનાં દુખમાંથી જાણે તેને રીહાઈ આપવા ચાહતું હોય તેમ ભર જવાંન વયે અને અકાળપણાં વચ્ચે તે તેને

પોતાની પાંખપર બેસાડી પોતાની પનાહભરી ગોદની ઓથમાં અશોઇ ને મિનોઇમાં ઘસડી ગયું!

સોહરાબ દયા, અશરાફી અને ભલાઇનો એક ભંડાર હતો, પણ ભલાંજ આ દોરંગી દુન્યામાં જયાદા દુખી હોય છે તો પછી દરયાવ જેવાં બોહળાં દીલનો આ ઉદાર જવાંન મોહતાજ, તંગ અને કરજુ થવા પામ્યો તેમાં અજાયબી શી હોય? વળી ભલાંજ વેહલાં મરવાને જાંણે સૃજીત હોય છે, અને તેમ સોહરાબ મોદી એક ભરજવાંન વયે આ ફાની જેહાનથી ગુજર પામી જીન્નતમુકાંમ થયો તેમાં બી અજબ થવું શું હોય?

એ કેમ બન્યું?

તે હસતો ખેલતો, જીવતો જાગતો ફરવા ગયો હતો કે મરવા? મોહોતની આ તે કેવી સીતાબી? કેવું અણદીઠ, કેવું અચાનક, કેવું ભયભીત મોહોત? આસપાસનાંઓની છાતી ફાડી નાંખે તેવું જે તે એક જુલમગાર મોહોત હતું તો, વ્હાલાં વાંચનારાંઓ, એ ગજબનાક મોહોતની માહીતી થતાં અભાગની નાજાં ને પરીનનું જીગર ચીરાઇ ફસાઇ જતાં તેમની જે દશા થઇ તે બ્યાન કરતાં આએ કોમળ કલમ થરથર કંપે છે!

નાજાંને તો તે ગયો ને ગયો ગમ્યુંજ હતું નહીં. બાજે વખ્ત બુરા બનાવોની કોઇ અજબ જેવી ફીમમે આદમીઓને આગાહી થતી રહે છે, જોકે શું થવાનું તે કાંઈ સમજાતું નથી, અને તે રવેસે તે દિવસે સોહરાબ ઘોડેસ્વાર થઇ ફરવા જવાનું કેહવા તૈયાર થઇને તે સુતેલી મોહરદાર પાસે આવ્યો ને આવ્યો તેણીની છાતી ધ્રુજી આવી, તે એટલે સુધી કે તેનાં જવા કેડે પણ તે દુ:ખી અબળાના જીવને કશીજ રાહાત રહી નહીં,—ને એક કાંઈ નહીં સમજ પડી શકે એવાં જીવનાં એકલપણાં વચ્ચે તે સોહરાબની વાટ જોતી કલબેકલ બેઠી હતી.

એટલામાટે જયારે નોકરોએ તેવામાં ધસી આવીને તે હાતમ જેવા મોટાં દીલના પોતાના મુરબી શેઠને ઘરમાં મુવેલો લાવવામાં આવેલો હોવાની અકકલ વટીક કબુલ નહીં કરી શકે તેવી દેહસ્તનાક ખબર તેણીને કહી ત્યારે તે હાથ ઉંચા ફેંકી કાંઈ બી બોલ્યા વગર ખુરસીમાંથી ચમકી ઉઠીને પાછી બેહોસ પછડાઈ પડી તેમાં અજાયબી એક બી નથી. ઓ, પ્રૌઢ દુ:ખની તે દલદર સહવાર! તે દુર્ભાગી સહવારનો એક ઉંડો છાપ બાળક પરીનનાં જીગર ને મન પર એવો તો જવાઈ

રહ્યો કે તે યાદગાર સહવાર તેની જીંદગીના છેડા સુધી તે ભુલી જઈ શકી નહીં.

તે તો તે વેળાએ હજી એક નિર્દોષ અણસમજુ બાળક હતી. અમોએ કહ્યું છે તેમ તે વખતે તે બાળકીની ઉંમર ચાર વર્ષની હશે, અને તે છતાં અતી તિક્ષણ સમજશકિતનું તે ચંચળ બાળક જે સઘળું થયું તે આબાદ સમજી શક્યું, અને મરતાં સુધી તે બધું વળી યાદ રાખી શક્યું.

"માહરા પપા! ઓ, માહરા પપાને લાવોની? માહરા પપાને કોઈ જરા બતાવોની?" એ તેણીએ તેજ ઘડીએ તોતરી જુબાંને માંગી લીધું હતું. તેની માને મુર્છા પામેલી જોઈ તે જોકે તેણીની તે હાલતનો ભાવાર્થ સમજી શકી ન હતી, તોપણ કાંઈ અતીઘણું માઠું તેના તે વ્હાલા બાપનાજ સંબંધમાં થયલું હોવાનો તે દઘાયલાં બચ્ચાંને તુરત ભાસ થયો હતો, ને કોઇએ તે ધસાંધસ રડતી બાળકીને પેટમાં ચાંપી તેના તેના કાનમાં કહ્યું હતું કે "તાહરા પપા ફુલની વાડીમાં સધાવ્યા, ને હવે પાછા નહીં આવશે!"

એ 'હવે પાછા નહીં આવશે' બોલો તે મધુરાં બચ્ચાંની છાતીમાં તે અણસહમજપણાં દરમ્યાન બી કારી ને તેજી તીર જેવા વાગ્યા હતા! શું તેનો બાપ હવે પાછો આવનાર નહીં હતો? શું હવે તેને તે વ્હાલથી પેટમાં ચાંપનાર ને કીસી કરનાર નહીં હતો?

તે આખું ઘર રડારોલથી ગાજી રહ્યું હતું, ને પછીથી દસ્તુરોના ભણવાના અવાજો તેણીએ સાંભળ્યા, તેથી જયાદા તેણીએ કશું જોયું નહીં. દયાની દાનાઇથી લોકો તેને તે વ્હાલા બાપની લાશ સાંમે લઈ ગયાં નહીં. "મોંહને પરાવો" ને "પગે લગરાવો"નાં કોલાઇફુઇઓનાં વાહીયાતપણાંને તાબે થઇને એ કીસમનું દયાહીણ ને ઘેલું કર્તવ્ય કરે એવું સારાં ભાગ્યે ત્યાં કોઈ હતુંજ નહીં.

તેની માતાએ તે પછી તેને ગોદમાં ચાંપી, ને તે તેનું માંથુ પોતાની છાતીમાં દાબી ફેકેફેક રડી ત્યારે તે બાળક તે વ્હાલી માલીતરનું મોંહડું ઓળખી બી નહી શકાય એટલી હદ સુધી ઉતરી ને ફેરવાઈ ગયલું જોઇ જાણે હબતી ગઈ. ઓ યઝદાં, સૌથી સારૂં શું છે તે બેશક તુંને ખબર છે, મગર આદમી જાતમાં સોહરાબની કીસમનાં મોહોત, નાજાં જેવી હીણભાગ્ય મોહરદારો માટે, એક જીવતો ગજબ, એક નહીં ઉપડી શકે એવા

ગજબનો પાહાડ છે, અને આપણે દુવા કરશું કે તે આલમને પનાહ આપનાર પરવર તમામ જુવાંન સોહાસનોની એ કીસમનાં મોહોતના અસહ્ય ગજબ થકી સદા રક્ષા કરો!



## પ્રકરણ ૬ ઠું.

એક દિવસ પરીન તેની માતાની ટેબલ પર પડેલી "પર્સ" જોડે રમતી હતી—તેમાં ફકત ચાર પાંચ દોઢયાં ને ઢબ્બુઓ સિવાય બીજું કાંઇ નહીં હતું!—અને તેમાંથી એક દોહોડયું નિકળીને ટેબલ તળે ગબડી ગયું, જે જોતાં તે માતા દુઃખનું એક અસહ્ય દચકું દબાવી દેતાં બોલી, "સમાલ, દીકરી પરીન—પૈસા સાથ બેદાદ ના થા!"

"મમા, જુઓની, ફકત એક દોહોરયુંજ પરી ગીયુંચ."

"એક દોરયું બી તારે વાસ્તે હવે એક રૂપ્યો છે, માહરી દીકરી," તે દુઃખી અબળાએ મોટી ઉદાસી ને ગમખ્વારીથી ગમ ખાઈ કહ્યું.

ઓ, તે મધુરાં બાળકની પટપટ! કેમ તે માતા તેને કહે કે જે ધણીએ જીવતાંજીવત દોઢયાંને અને રૂપીઆને ભુલભરેલી સખી તબેહથી તુચ્છ જાણ્યાં હતાં તે પોતે મરીને પોતાના જાનથી અઝીઝ વ્હાલાંઓને મોહતાજ, ગરજુ, કરજુ અને કંગાળ બનાવી ગયો હતો? ઓ, કેમ તે હોઠ ફફડાવી પોતાનાં નિર્દોષ બાળને તે વ્હાલા મરનાર માટે તે ઓછો વિચાર લાવે એવું કશું બી કહી શકે?

એકાદ વરસ એમ ગબડી ગયું, કે જે દરમ્યાંન દમબદમ બનેલા બનાવો તે ચંચળ બુદ્ધિનાં બાળકનાં મનપર મજબુતીથી થસી રહેલા હતા. તેણીને આજે બી યાદ છે કે તેના મરનાર બાપના માંગનારાઓ તકાજા કરતા તેની માતાપર ઉપરાસાપરી ધસારો લાવતા હતા, ને તે વ્હાલા મરનારને "ઉડારયો" "દીવાલ્યો" "લુચ્છો" વિગેરે નાપાકીભરી બેહ્યાઇથી નજીસ ગાળો ભાંડતા હતા. એક વખત એવા એક દયાહીણુ બદમાશને સમજાવીને ચુપ કરતાં વડા બાવરચી કાવલાએ ધીમે સ્હાદે કહ્યું, "પેલું બિચારૂં બચ્ચું હાંભરે તેનો તો કંઇ અદબ રાખો?"

"અરે જાની, અદબ રખાવાવાલા," તે ગુસ્સે થએલા ને રડી રહેલા માંગનારે વધની મોટે બરાડ મારી. "એવાં ભીખારડાં પોરયાંની તે મને શાંની પરવાહ હોય?"

એ સાંભળતાં પરીન દોડીને તેની માતા આગળ પાસેના ઓરડામાં ગઈ, અને દીઓ ખેંચતાં પુછ્યું, "મમા ડીઅર, શું હું ભીખારણું છેઉં?"

"કોણ કેહછ, મારી વ્હાલી?"

"કોઈ માણસ પાસેના ઓરડામાં કાવલા સાથે વાત કરેચ તે કેહચ."—અને ત્યારે ખરો મામલો ઝટ પામી જતાં તે કમનસીબ વિધવા લોહીનાંજ આંસુઓ ગુપ્તમાં રડી, જેનો એકલો ગુવાહ પાક પરવરદેગાર છે !

તેઓને તે મોટા મેહેલ જેવું આરાસ્તા મકાન તજીને જવું પડયું, તે મોટાં દુ:ખનો દાહડો બી પરીનની યાદમાં સદા સુધીનો યાદગાર રહી ગયો છે. તેની માતા નવધાર આંસુઓથી રડતી ગઈ ને ગાંસડા પોટલાં બાંધતી ગઈ, અને છેલ્લે તેને તૈયાર કરી સાથે લેઈ ગઈ. "ઓ માહરી દીકરી," તેણીએ તેમ કરતાં તેને સહમજાવ્યું હતું, "આના કરતાં તો હું મુઈ હોતે તે સારૂં થતે. આએ તારા બાપદાદાનાં બાપીકાં ઘેરમાંથી હું કેમ તુંને લેઈ જાઉં?"

"મમા, હવે શું આપરે અહીં નથી રેહવાનાં?"

"ખુદા તુંને માહરી કાકલુદી સાંભળીને કોઈ દાહરે બી અહીં પાછી રેહવા આવવા ને તાહરી બાપીકી મીલકતની પાછી માલેક થવા શક્તિમાન કરે," તે માતાએ મસ કકલાતથી કહ્યું; "દીકરી, આપરે તાહરા પપાનાં મરવાથી ઘણાંજ—ઘણાંજ ગરીબ થઈ ગીયાંચ."

"ઘણાંજ ગરીબ?"

"હા—ઘણાંજ ગરીબ!"

"ભીખારડાં? મમા, પેલો કેહતો હતો જે હું ભીખારણું છેઉં તેવાં ગરીબ?"

અરે રે, તે માતા હવે તે પટપટયાંને શો જવાબ કરે? તેણીએ વળી તેને ગોદમાં દાબીને તે પાધરો સવાલ ઉડાવ્યો અને કહ્યું, "દીકરી, તાહરા પપાનાં મરવાથી આપરે ઘણાંજ ગરીબ થયાછ ખરાં, પણ અત્યારે હું એક રાજાની રાંણી હોતે તે કરતાં તેની ગરીબ મુફલીસ વીધવા થવાને વધારે મગરૂર છેઉં! ઓ પરીન દીકરી, તું એ બધું હમણાં હું કેહુંચ તે નહીં સમજી શકશે."

"પણ તમે મને સમજાવોની, મમા?" તે બજીદ થઇ. "આપરા પપા તો ઘણા સારા માણસ ઉતા કેની?"

"ઘણાજ સારા; ઘણા દયાલુ—ઘણા ભલા! તેવણ લાખ નેકમાં એક હતા! હવે તું સમજી, ડીઅર?"

"હું સમજી, મમા; ઓ માહરા વ્હાલા પપા!" તે સમજુ બચ્ચાંએ ખરાં દીલના કકલાત ને બલાપાથી કહ્યું.

"મુવાં જે લોકોને ખવારયું ને જે લોક પર ખરચ્યું તેજ મરી ગીયાં આજે તાહરા બાપને બુરૂં બોલેછ ને આપુને થોકરે મારેછ," તે માતાએ મોટી ગમખ્વારીથી કહ્યું. "તું મોટી થશે ને તે લોક તુંને તેવણને વાસ્તે ખોટું સમજાવશે તો તું શું કરશે, માહરી દીકરી?"

"હું તે લોકને મારી નાખશ," તે બાળકીએ ખરાં દીલના ગુસ્સા ને જુસ્સાથી પોતાનો ન્હાનકડો નાજુક પગ જમીન પર થોકી કહ્યું.

"નહીં દીકરી, આપરે કોઇને મારી નાખી શકવાનાં નથી," તે માતાએ તે બાળકને હેતથી બગલગીર થતાં કહ્યું. "તું તે મુવાંને કેહજે કે માહરા પપા તો આદમીઓમાં એક ફરેસ્તા થઈ ગીયાચ, ને હવે બેહેસ્તમાં સદાના સુખી થયાચ."

"હું કેહવશ, મમા," તે બચ્ચાંએ તાબેદારીથી વચન આપ્યું.

સારાંશ, દુઃખથી તે અધઘેલી બનેલી માવતરે, જાણે ડાહયાં પાકાં જોડે વાત કરતી હોય તેમ, તે મેહેલ મુકી જવાને દહાડે તે મીઠાં પટપટયાં જોડે એ કીસમની ઘણીક વાતો કરી, અને પછી દર્દમંદ જીગરે તે મા–દીકરી અંતે ને મેહેલ સદાનો છોડીને સેવટનાં બાહેર પડયાં!

તેઓ કયાં જશે?

તેઓ વસાઈ જઈ રહ્યાં. વાંચનારને રોશન છે તેમ સોહરાબ અને નાજાં એકમેકની સુંદરતાથી મોહિત થઈ પરણ્યાં હતાં, ને એ લગન ફકત પેહલી નજરના એક પ્યારનુંજ પરીણામ હતું. નાજાં ફક્ત મધ્યમ સ્થિતીનાં મા બાપની એક સારી રીતે કેળવાયલી ને સમજુ દીકરી હતી—એવી કે જેણે સમજદારીથી સોહરાબનો સંસાર સદંતર સુખી બનાવ્યો, ને જો તે એ સુંદરીની સલ્લાહપર અમલ કરી દાનાઇથી ચાલ્યો હતે તો એ મા દીકરીની આજે જે હીણભાગ્ય ફેજ થઈ હતી તે કદાપી થવા નહીં બી પામતે; પણ સરજતનો ખેલજ ન્યારો છે.

હવે ત્યારે એ નાજાંના બાપનો વસાઇમાં દરયાની બાજુએ (કિલ્લા તરફ) બેઠી બાંધણીનો એક પુરાંણો બંગલો હતો. તે પોતે અવારનવાર દોસ્તો સાથે ત્યાં જઇ રેહતો હતો, ને પોતાના અંતકાળે તે બંગલો

નાજાંને મળે એવી તેણે દુરઅંદેશાથી ગોઠવણ કરી હતી, કેમજે નાજાં તેનું એકજ બચ્ચું હતી.

અલબત, નાજાંએ તે વેળાએ તો એ બંગલાની અનામત માટે બી હરખાવા કે રાજી થવા જેવું કાંઈ જોયું ન હતું. દુરનાં એવાં એક એકાંતમાં પરજાતી પડોશીઓ વચ્ચે તેને કદી બી રેહવા જવું પડે એવો તો તેને સ્વપ્નો બી થયો ન હતો, ને તેથી એ મકાન કાંઇ નજીવાં જેવાં ભાડાંથકી ભાડે આપવાનું તે ધારતી હતી; પણ સોહરાબ તે "તુચ્છ કમાઈની" વાત હસી કાઢતો રહયો, ને તે પછીથી નાજાંની એક ગરીબ માસી જે વિધવા હતી અને એક ત્રણ વરસનાં એકપુરાં બચ્ચાં (છોકરા) સાથે છેકજ ગરીબી અવસ્થામાં રવડી પડી હતી તેણે ત્યાં રેહવા જવાની નાજાંથી રજા ચાહી, જે તેઓએ ઘણી ખુશીથી એકમત થઇ તરત આપી હતી. એથી થયું એમ કે જ્યારે નાજાંને પોતાને પ્યારી પરીન જોડે વસાઇના એ બંગલાને પગે પડતું આવવાનું ને રેહવાનું થયું ત્યારે તેને એ માસીની ઘણી હીંમત ને મદદની નહીં ધારેલી કુમક મળી, કે જે ડોસી એ જીલ્લામાં એ વચગાલેનાં વરસોમાં રાએતપાએત થઇ ગઈ હતી, ને તે કસબામાં જાંણે ઉજ્જડ ગામમાં એરંડો પ્રધાન–બની એક ન્હાની જેવી હાકમીજ લઇ બેઠી હતી!

તે એક અસલી, પુરાણું, લાલ ઇંટનું, બેઠી બાંધણીનું ઘર હતું. સુખમાં સુખ એટલુંજ હતું કે તેનો આગલો "વરંદા" જ્યારે બાહેરના બજારના "ધોરી" રસ્તા ઉપર પડતો હતો, ત્યારે પાછલા પરથી દરયો છેક નજીકમાં દેખાતો હતો, ને ભરતીની વખતે તેની ચાલુ ગર્જનાનું ગાયન તે ગામડાંનાં તે તરફનાં સઘળાં રમણ્ય એકાંતને ગાજતું વાજતું કરતું હતું.

તેમાં ફરનીચર પણ જુજવી હતું, ને હતું તે બી વળી ભાગુંતુટું, અસલી, ધુલ ખાધેલું ને રંગત ડુબી ગયલુંજ હતું. કાંઈ બાવા આદમને વખતની બે પાંચ આરસીઓ ત્યાં હતી, કે જેમાં જરથોસ્ત સાહેબ, રૂસતમ, સોહરાબ, સફેદ દેવની રૂસતમ સાથની લડાઇ, કેખુશરો બાદશાહની દરબાર વિગેરે ચિત્રો જોવામાં આવતાં હતાં. એ ઉપરાંત જાડા પગની નકસીની એક મજબુત પણ હાલમાં ખરયાખરખર થયલી બેડોલ ટેબલ, થોડીક ખુરસી, સોફા (લેધર કલૉથના), પલંગ વિગેરે હતું, અને ગરીબ નાજાંએ તે જોઇ દુખની એક સરદ હાય મારી.

પરીન પણ બીહી ગઇ. "ઓ મમા, આએ આપરૂં ઘેર કે? આપુને હંમેશ અહીંજ રેહવાનું છે કે?" તેણીએ દધાઇને પુછ્યું.

"નહીં, દીકરા, આપરૂં હંમેશનું ઘેર ને રેહવાનું તો ઉપર બેહેસ્તમાં છે કે જાંહાં ખુદા તારા બાપ સાથ આપણુને સુખમાં રાખવા જલ્દી બોલાવી લેશે," તે કમબખ્ત માતાએ તે બચ્ચાંને પેટમાં દાબી દીલાસો દેતાં કહ્યું.

અને બીજી સહવારે તે ઘર વધારે ધીરજથી જોતાં પોતાની પરીપેકર પરીન જોડે હવે સદાનું તે જંગલનાં એકાંતમાં આવી કંગાલ્યત વચ્ચે રેહવું પડવાનો ખ્યાલ હૈયે ચઢી આવતાં નાજનેને ઉડયા વા વાગ્યા; પણ ઉપાય શો હતો? નજદીકમાં કોઇ હમજાતનું ઘેર પણ ન હતું, ને પડોસમાં કોલી, દુબરાં ને ગોઆનીસોનો અભણ સહવાસ જે રહેલો હતો તેજ તેણીએ ગણીમત કરવો હતો! એથી બદતર દુખ બીજું શું થઇ શકે? ગરીબીમાંથી વધીને તવંગરી ને આબાદીનાં સુખમાં રહેવું એ એક કીરતારની દયાનો સૌથી બુલંદ આશિરવાદ છે—પણ અરેરે, તવંગરી ને આબાદીના સહવાસ પછી ગરીબી ને કંગાલ્યતનાં છેક છેલ્લાં પગઠયાં પર ગબડી જવું—ઓ, તે એ જાતનું એક જેઆંગર દુખ છે કે જે ખુદા દુશમનને બી કદી ન દેખાડતો!



## પ્રકરણ ૭ મું.

કામકાજને માટે ઘરમાં એક ગોઆનીઝ પોરીનું ઠીકું હતું, ને પેલી ગરીબ માસી ને તેનો છોકરો આ "મોટ ઘર"નાં મા દીકરીનો પડતો બોલ ઝીલી લેવા બિચારાં તૈયાર હતાં. "મરૂંરે માહરી ગાય," તે માસી મનોહર પરીનને છાતીમાં દાબી બોલતી; "મોહોતનો મુકતો મરે તે તેનું તે હું ભલું થહે કે તારા બાદહા જેવા બાપનેજ વીર પારી તેરી લીધો?"

ખચ્ચીત, આ એકાંતવાસનું દુઃખ એટલું જાલેમ હતું કે પરીન નહીં હતે તો નાજાં તે સાંમે ટકતે ને જીવતે એ શકભરયું છે; પણ પરીન હવે તેની હૈયાતીનો ટેકાવ ને જીંદગીનો ઝરો હતો, કે જેને ખાતર તે છાતીપર પથ્થર મુકી એ સઘળું સંકટ ખમતી ને તેના સામે દલેરીથી ટક્કર ઝીલતી હતી.

એમ વરસો ગબડી ગયાં. દાહડાજ નહીં, મહિનાજ નહીં, પણ વ્હાલાં વાંચનારાંઓ, દુખનાં, કંગાલ્યતનાં ને કેટલીક વાર તો ભુખમરાનાં પણ વરસો! નાજાં સબર માંગી પરીનનાં સુખની દુન્યામાં જીવતી હતી. તેનું જે અંગત પોતાનું હતું—ને તે છેક નહીં જેવું તુચ્છ ને જુજ હતું—તે વેચીસાટી બાપડી પોતાનો ને પોતાનાં પ્યારાં બચ્ચાંનો ગુજારો કરતી હતી.

પરીન એ દરમ્યાનમાં ખુબસુરત ઉઘરતી જતી હતી. તે એક સ્વરૂપવાન પરીજ બનતી હતી, કે જેની સુંદરતા તે જંગલનાં એકાંતમાં હરામ અને વ્યર્થ જતી હતી. કવી ગ્રેએ યથાર્થ ગાયલું છે કે ઘણાંએક ચોખ્ખાંમાંચોખ્ખાં મોતી—ઝવેરાતો—દરયાનાં તલ્યાંના અંધકારમાં અણદીઠ પડવાને સરજાયાં હોય છે, અને ઘણાંએક ઉમદામાંઉમદા ફુલો જંગલનાં એકાંતને ખુશનુદ બનાવાજ જાંણે જન્મ પામેછે! તેમ, કેહવાને અજબ જેવું છે કે, ચેહેરેનમુન પરીન વસાઇનાં જંગલનાં એકાંતને શોભાવતી હદ સુધી સુંદર ઉઘરતી હતી!

તે હવે બાળક ઉંમરમાંથી વધીને છોકરવન ઉંમરની થઇ હતી, ને સીધી પતલી અને ઉંચી તે છોકરીને એક નજરે જોવાનું વટીક જાંણે અત્યંત ખુશનુદ અને સુખકારક હતું. તેનાં સારા નસીબે તેને એક કેળવાયલી માતાની રાહબરી ને કેળવણીનો લાભ મળતો હતો, કે જે અબળાએ પોતે એક "મોટે ઘર" પરણી આવ્યા પછીથી ઉમંગથી અભ્યાસ કરીને પોતાની અસલ લાયકાતોમાં અજબ થવાજોગ હદ સુધીનો વધારો સુધારો કરી બતાવ્યો હતો; અને, તેથી, કેળવણીનાં યોગ્ય સાંધણોની ગેરહાજરીમાં તે હવે પોતાની ચતુર દીકરીની પોતેજ શિક્ષક થઇ, તેણીની પછવાડેની રોકાંણો ને જંજાળોમાં પોતાના પાહાડ જેવા મોટા ગમનું પ્રૌઢ દુઃખ દુબાડતી જીવતી હતી.

વળી પરીનને પોતાને પણ રફતા રફતા તે ગામડાંનાં એકાંતનો જબરો સહવાસ થઈ ગયો. થાય નહીં તો શું? એ ખુદાનો કાયદોજ છે કે જે સરજતના લેખ તેને આદમી માત્ર આધીન થઈ રહેતાં તે વાતનો તેને ગમ પડી જયા વના રેહતોજ નથી. અલબત, એક બી સહીઅરના સમાગમ કે દોસ્ત આશનાઓની સોબતથી બીલકુલ બેનસીબ તે સુંદરીને ઉઘરવાનું હતું, પણ તેમ કરતાં ખુદા ને તેની ખુદરત પર તેણીની આસ્થા કાંઈ

અજબ જેવી ફીસમે વધતી આવી, ને પાછળથી દરયાનું પેલું પાછલું એકાંત તેને એટલું બધું મોજભરેલું ને વ્હાલું થઈ પડયું કે તેનો મોટામાંમોટો લોભ પાછળે બારણે દરીયા તરફ ઉતરી જઈ તે બાજુના વિશાલ કિનારાઓ પર એકલી ધુંમવાનોજ થઈ પડયો ! તે જાંણે ખુદાની ખુદરતમાં રોજ ને રોજ કાંઈ ને કાંઈ નવી ને અણદીઠ અજાયબી જોતી, અને તે રીતે તેને મન રમાડવા ને જીવ સોહલાડવાનું ત્યાં એટલું બધું જડતું કે તે પોતાના વિચારોમાં ઘડાયલી ને દાનાઇમાં પુખ્ત ઉધરી, ને એ તેનું સઘળું શિક્ષણ ગોયા તેને ખુદ ખુદરત તરફથીજ વધારેકરીને મલ્યું અને પુગ્યું હોય એમજ માલમ પડતું હતું !

હવે વસાઇના તે એકાંત દરીઆ કિનારાનો ગાતો વાજતો ધુંઘરો તે પ્યારી પરીન હતી, કે જે પોતાનાં લૅસનની કે ગાયનની ચોપડી લઈ દરયાનાં તે નિચાંણમાં સર સર ઉતરી જવાને કદી બી અચકાતી કે જરા એ બિહીતી હતી નહીં. તે કલાકો સુધી ત્યાં બેસતી, ને બાજુમાં ઝાડી ઝાંખરાં વચ્ચે ચરતી ગાય ભેંસોને ખુશાલ જીગરે જોતી, અથવા તેમનાં ગલાં માંહેલી ઘાંટરડીનું ટીંગલીંગ ગાયન તેટલીજ મોજથી સાંભળ્યા કરતી.

તેની માતા તેને પોતાથી બની શકતું સીવવાભરવાનું, ગુજરાતી તથા ઇંગ્રેજી લખવા વાચવાનું, ગાવા વજાડવાનું અને રાંધવા સીંધવાનું શીખવવા પાછળ કલાકોના કલાકો ધીરજથી ને મોજથી રોકાતી. તે બાળકીનું ભવિષ અત્યારે અત્યંત સીહા દેખાતું હતું, પણ જાંણે તે માતાનું હૃદય સાખ પુરતું હતું કે તે આ એકાંતમાં ને નિર્ધનતામાંજ સબડવાને સરજાઇજ નથી, અને, તેથી, તે અબળા એ છોકરીને કેળવવા ને તેને સોસાયટીને લાયક કરવા જોગી આખા દહાડા તનમનથી રોકાઇને જાંનપટકી જેહમતો કરતી.

તે એક ઘણીજ ચેહરેનમુન છોકરી થઈ હતી, ને નવજોત થવા પછીથી મીઠી પરીન અજબ જેવા ઉધરભાવથી ઉછલી નિકળી હતી. ગામડાંની તાજી આબોહવા, સાદું સુતરૂં, પણ સૌજું ને પુરતું જમવાનું, સકાળે સુઈ વ્હેલાં ઉઠવાની આદત અને ખુલ્લી હવામાં પુશ્કળ ફરવાહરવાની કસરતને લીધે આ કુલીન બાળા કાંઈ એટલી તો મનોહર ઉધરી કે તેનાં સરોવર જેવાં સીધાં, પતલાં ને ઉચાં સ્વરૂપ સાથે જોવાને તે એક પરીપેકર પુતલીજ હતી ! તેની ચાલની મરોર, ચેહરાની ચમક, આંખમાંની ઉદારતા, હીંમત ને પ્રમાણીકપણાંના ખુલ્લા પ્રગટ પડતા હાવભાવો, અને, છેલ્લે,

તેણીની દરેક હીલચાલનો દબદબો અને ટેક તેને પેહલીજ નજરે કુલીન ખાન્દાનની એક ટેકાવદાર નાજનીન તરીકે જાહેર કરતાં. જાંણે તે તેના મરનાર સખીતબેહ બાપની એક મુર્તી ને નાજુક માતાની ખુબસુરત નાજુકીની એક હુબહુ પ્રતીમાજ ઉધરી હતી!

તે વળી અજબજેવી હદ સુધી હીંમતવાન હતી. રાત્રે કે દિવસે 'બીહીક' શું તે એ છોકરી જાંણતી ન હતી. સુધરેલી "શીરીન" જે કસાડી જોઇને ઝીઝકે ને ધલોડી જોઇને બેહોસ થઈ જાય તેને આ વસાઇગરી નાજનીન સંપુર્ણ હદ સુધી લજવાવી શકે એમ હતું. એ ઉપરાંત તે હેરત થવા જોગી હદ સુધી સંતોશી હતી. તેની સમ વયનો કોઈ સોબતી ત્યાં ન હતો એ અફસોસ તો તેને કદી થયોજ નહીં! પોતાની હદથી જયાદા હેતવંતી માતાની પડોશમાં તેને બીજી કોઇ બી કુંપનીની તુંભા કે તંગી જણાતી ન હતી. તે જાંણે તે ગામડાંની રાણી ને તે આસપાસનાં વિશાળ એકાંતની એકલી સાહેબી કરતી શેઠાંણી હતી!

તેને તે ખુદરતના નકસમાં બધુંજ રમણ્ય ને દિલપઝીર દેખાતું હતું. તેની માતા પોતે વાપડેલા આરાસ્તા ડ્રાઇંગરૂમોની યાદ હૈયે ચઢી આવતાં ગમ કરતી ત્યારે પરીન તે ગમ સરયાંમ હસી કાઢતી. "ખુદરતના બિછાવેલા લીલોતરીભરયા ગાલીચા જરા માહરી સાથે આવીને માહરી આંખો લઇને તમે જુઓ તો ખરાં, મમા ડીઅર?" તે કેહતી હતી. "તમે જોવો તો એ આદમીના આરાસ્તા કરેલા તમારા ડ્રાઇંગરૂમો હસી કાહારયા વગર રેહોજ નહીં. ઉંચી ટેકરીઓની આગલની તે લીલોતરી કે જાંહાંથી ઉપરનું બ્લુ આસ્માન તમે વગર થાકવે જોયાજ કરો તેની આગલ એ તમારા બંધ્યાર દીવાલોના ડ્રાઇંગરૂમો શું હીસાબમાં!"

તે માતાએ તેના ભણી તાજુબીમાં જોયું! જો આ છોકરી એવા સન્યાસી વિચારો સાથેજ ઉધરે તો તે વળી તે દુખી અબળાની એક નવી કમબખ્તી પુરવાર થવાની હતી! તેણીએ દેખાતી રીતે દુન્યાદારીપર જાંણે અભાવ લેઈ લીધો હતો! તેના બાદશાહ જેવા બાપને લોકોએ અવલે રસ્તે દોરવી જાનથી મારી નાંખ્યો હતો, ને તેના મરતા ને પડતા વખતમાં તેને કે તેનાં નિરાશ્રીત વ્હાલાંઓને પોતાની દયાની પનાહ આપતું કોઇ આવ્યું ન હતું એ તેની માવતરે ઉપરાસાપરી તેને કહી સંભળાવેલી વાત તપાવેલાં લોખંડના ડાહામની મીસાલે તેનાં હાડેહાડમાં ગલી ગઈ હતી, ને તેથી ખુદા ને તેની ખુદરત સિવાય તે આદમી માત્રને જાણે હીણતાં શાખી હતી!

"તમે જો માહરા જેટલાં બાહાર બહરવાસ નિકળતાં હોવો તો તમે તમારૂં અરધું દુખ ભુલી જાઓ, મમા," તે કેહતી હતી.

"માહરૂં દુખ તે કીસમનું નથી, દીકરી," તે માતાએ ગમખ્વાર જવાબ કરયો. "મને માહરૂંજ દુખ નથી પણ તું બી અહીં એકાંતમાં ઝુરપંજર પડીછ તે માહરાથી નથી જોઇ શકાતું!"—અને નાજાંની આંખોમાં આંસુઓ ઉભરાઇ નિકળ્યાં.

તે છોકરીએ અજબ થઇને તેની માતાના ચેહરા તરફ જોયું. "પણ મને તો ખરેખર અહીં ઘણુંજ ગમેછ!" તેણીએ તદન ખાત્રીનાં જોશથી જવાબ કરયો. "અહીં મને દુખ છે શું જે તેની વાત? મેં કોઇ દાહાડે મને અત્રે એકાંત લાગવાની તમારી આગળ કશી ફરયાદ બી કીધીછ વારૂં, મમા! તમારી ઘણી ભુલ છે!"

તે બાંનુએ એક છુપી હાય મારી. તેનાં બચ્ચાંનાં બદનનાં હાડે-હાડમાં આ એકાંતવાસ એ રીતે ગલી ગયો હતો એ જોવાનું કેવળ દુખભરયુંજ હતું. તે જાણે હવે તેને હયાંથી કોઇ લઇ જવાનું કહે તો બાહેરની ધાંધાટખોર અને હગારી હદ સુધીની ચાપલુસીખોર દુન્યામાં જવા બી ન માંગે તે કીસમની સંતોશી બની ગઇ હતી, અને, એમ છતાં, તેની માતાએ ચાહ્યું કે તે થોડીક અસંતોશી થાએ, ને તેની ઉમરની છોકરીઓ પેઠે ફરવા હરવા, જોવા જાવા કે રંગરાગની તે હજી બી જરા શોખીન બને! તેને ઉંચાં કપડાં ચપડાં કે લેહજતદાર પકવાનોનો બી કશો હર્ગ શોક રહયો ન હતો. રોજ ને રોજ ગોસ્ત મચ્છી ખાતાં નાજાંને મોંહને આવી જતું, ને તે મીઠાઇ મેવાની પોતાનાં બચ્ચાંને ખાતર હજારો વાર આજીજી કરતી, પણ ત્યારે બી પરીન તેને એવી કીસમે હસી કાઢતી કે તેની ઉમરના એક ઉઘરતી છોકરીને એટલો હદ સુધી સંતોશી જોવાનું વટીક તે અભાગની માતા માટે જાંણે ઘણું દુઃખકારક ને હૃદયભેદક હતું.

એમ વખત વહેતો ચાલ્યો, અને તેના જોડે તેમની મોહતાજી બી વધતીજ આવી. ગરીબ નાજાં તકેવડે પોતાનું ને પોતાનાં પ્યારાં બચ્ચાંનું પુરૂં કરતી હતી, પણ વેવલાં વાણીને પુરૂં કરનાર જેવી, તેની પરીસુરત બેટી, પહેરવેશમાં જાસ્તી ને જાસ્તી કંગાલ બનતી જતી હતી તે તેનાથી જોયલું જોવાઇ શકાતું ન હતું. તેણીએ, તેથી, અંતે હીંમત પકડી જેઓને તેના બેહેસ્તનશીન ભરથારે પોતાના સારા વખતમાં ખુબ ખવાડયું ને બટાવ્યું હતું તેમના પર દયાની મીનતગરી

ને મદદની આરજુની અરજીઓ લખી. તેણીએ જોયું કે આ ભીખ માંગવા જેવો હાલ હતો, અને તોબી પોતાની છાતી પર પથ્થર મેલી તેણીએ પોતાને માટે નહીં પણ પોતાની ગાય ગુલાબ જેવી દીકરીને ખાતર એ ખેજાલત ખામોશ કરી; પણ કોઇના કશા પાધરા જવાબો આવ્યા નહીં. અવલ ઘણાકોએ તો કશા જવાબજ લખવાના ચોખ્ખા અસ્લખાડા કરયા, ને જેમણે લખ્યા તેમણે ઘણુંકરીને તો આગમાં તેલ ઝોકાવા જેવુંજ લખ્યું. "એ મરનારે જીવતાંજીવત સાચવ્યું નહીં, ને તમે તેને એના તે ઉડારયા ને દીવાળ્યા ખરચોમાં રોકયો નહીં તેમાં હવે અમે શું કરયે?" "એણે આજના આવા એક દાહડાનો કંઈ વિચાર તો રાખવો હતો?" ઇત્યાદી. કોઇકેજ નમાનું ને નમનતાઇનું લખ્યું, પણ તેઓએ બી સરકી જવાનીજ વાત કરી કે "અમારો હાથ હાલમાં ઘણો ભીડમાં છે તેથી માંફ કરવું," વિગેરે.—અને દુન્યાદારીના એ બધા કડવા અનુભવો પછી આ બેકદર દુન્યાનાં લોકને તે માતા પોતે જો વ્હેંત ધીક્કારતી, તો તેને ફરયાદ કરતી સાંભળી સાંભળીને સુંદર પરીન ગજ ધિક્કારતાં શીખતી તેમાં કાંઇ અજાયબી હોય?

એમ બાર વરસ વહી ગયાં! બાર વરસ—દુઃખનાં. સંતાપનાં, કકલાતનાં, મોહતાજીનાં! નાજાંને મન તે એક જીવતાં દોજખનાંજ બાર વરસ હતાં! તેર વરસની વાતપર તેનો ખાવંદ ફુલગુજાર થયો ત્યારે તે પોતે ચેહેરેનમુન, તનદરોસ્ત, અને જવાંન હતી; અને આજે? આજે તેણીએ એક ફાટ પડેલા કાચની બાવાઆદમને વારેની ઘસાઇ ગયલી આરસીમાં ડોકાવી જોયું તો તે છતી જવાંનીએ તદન જૈફ અને નાતવાન બની ગઇ હતી! તે જાંણે આ એકાંત ગારમાં જીવતી દટાઈ મુઇ હતી, ને એ એકાંતનું દુઃખ તેને પોતાને માટે નહીં પણ પોતાની સકુમારી બેટીને માટે હદ વનાનું વધારે સંતાપતું રહ્યું હતું, કે જે હવે તો "દાહરે વારેની બૈરી" જેવી થઇ હતી, અને તેમ છતાં જે બાહેરની દુન્યાથી સરયાંમ જુદી પડેલી આએજ દોજખમાં તેના ભેગી જીવતી દટાઈ મુઈ હતી. "ઓ ખુદા, તું અમારો હવે તો અહીંથી કંઇ બચાવ ને રસ્તો કર, નહીં તો અમોને બેઉને તાહરી દરગાહે એકદાં જલદી પાછાં બોલાવી લે!" ગરીબ નાજાં અંતે છેકજ નાહીંમત થતાં, નાસીપાસીથી જખમી થઇ, લગભગ રડી દેતાં ચીસ પાડી વખતોવખત મનસે બોલતી હતી!

---

## પ્રકરણ ૮ મું.

ચોમાસાંનો વખત હતો. વરસાદ ધમધમ પડતો હતો, અને ત્યારે બી પરીન ઘરમાં ન હતી!! તેની માતાને કામથી પરવાર મલતાંજ પોતાની એ પ્યારી ને માનીતીની યાદ થતાં તેણીએ તેહકીક કરી કે 'પરીન કાંહાં છે?' ને ત્યારે જવાબમાં માસીના નવલુએ કહયું કે 'તે તો માહરાં માયની બજારમાં જવાની છત્રી લેઇને પછવારેનો ઢલ ઉતરી ગેઇ, ને કહેતી ગેઇ કે 'મમા પુછે તોજ કેહજે, નહીં તો બોલતો ના.'

"મરેરે, એ પોરી કરવા શું બેઠીછ! ચીલબીલ લાગી જશે તો કાંહ મરી જવશ?" તે માતાએ અરધા ગુસ્સાથી કહયું.

"એ તાહરી પોરી અતેરૂં કરે," પેલી માસીએ ગંભીરતાથી કહયું. "જીવમાં જીવ નથી ને જો હરદી બરદી જાતીને લાગી ગેઇની તો જોવા જેવું થાવાનું છે!"

તે માતા બારી આગલ ગઈ, ને કાચમાંથી બાહેરનો મોટો વરસાદ જોતી ઉભી. પરીન ગઇ કયાં હશે?

તે બાહેરનાં ઉદાસ, એકાંત, ઉજ્જડ વેરાનને અણુહદ ગમીની અરધી બેફ્રાંમીમાં ટીકતી ઉભી. તેના વિચારો પાછા ને પાછા અજબ જેવી હઠથી તે વેલાએ તે વ્હાલાની હેતવંતી યાદમાં દોડયા, કે જેણે ઉપર મીનોઇમાં સદાનો વાસો કરયો હતો. અરે, તેને મરવાને વરસો વહી ગયાં હતાં, પણ તેની વિધવાનાં દુખનો કે તેણીની હીણભાગ્ય જીંદગીનો છેડો આવતો ન હતો! "ઓ સોહરાબ, સોહરાબ," તે અસહય દુખથી પટપટી, "તમે કાંએ મને એમ રવડાવીને ચાલી ગીયા? અરે કાંએ નહીં તમે મને સાથે લઈ ગીયા? કાંએ નથી મને તેડી લેતા?"–અને બીજીજ પળે દુખના એક લપેડા સાથે તે દુખી બાંનુ ચકભમ થયલાં મગજનાં પરીણામમાં બેભાન થઈ નીચે તુટી પડી!

તે માસીએ દોડી આવી તેને ઉપાડી, ને પોતાના પોરયા નવલુની મદદથી બિછાંણાં પર લઇ જઇ સુવાડી.

ગરીબ બિચારી તે ડોસી ગભરાઈ ગઇ. ઘરમાં કોલોન કે દારૂની જાત નહીં ત્યારે તે ભરે ચોપડે બી તે શું ને તેને હુસ્યાર કરે બી તે કેમ? નવલુએ દોડીને પરીનને સોધી લાવવા કહ્યું, પણ તે બચ્ચું બીહી જશે એ ફીકરથી તેણીએ તેને "જરા" થોભવા કહ્યું, ને તેટલાં તો

તે મા દીકરાની મોટી ધીરજ વચ્ચે ખુદાની દયાથી હૈયાંફુટી નાજાંએ પાછી આંખ ઉઘાડી બીમાર અદાથી આસપાસ જોયું. તેવામાં પરીન બી આવી લાગી.

"તું મને કંઈ આપ રે આપ, માહરી માએ," તે માસી બજીદ થઈ, "કે હું જઇને જરા કોલાંગવાટર તો લાઉં-બારૂં?"

"માહરી પાસ છે શું જે હું આપું, માસી?" નાજાંએ દુખનો એક મોટો નિસાસો નાંખી કહ્યું.

"કંઈ નહીં, એક બાર આના બારી મુક," તે ભલી ડોસી બજીદ થઇ. "જે ખદાએ બારબાર વરસ વેર જોયું તે હવે હું નહીં જોહે જે?"

"જો, મમા, આપો," પરીને કાલાવાલાથી વીણવીને કહ્યું. "થોરા દાહરા આપરે દાર ને રોટલીજ ખાઇશું. મચ્છી બી ના લેતાં ને ગોસ્ત બી ના મંગાવતાં, પણ તમારા જીવને વરે એમ વાંણ તાંણ ના કરયા કરો."

તે પોરકી ખરેખર હભતી ગઇ. બાર ચૌદ વરસના અરસામાં તે માતા આટલી હદ્દ સુધી બીમાર કદી બી થઇ ન હતી કે તેના વિચારોના ત્રાસથી તે એમ બેસુદ્ધ વટીક તુટી પડે! શું હવે તે બિચારી દુખના પ્રહારમાં એટલી કચડાતીજ ચાલતી હતી, અને તન મનની નબળાઇથી એટલી હદ સુધી નબલી પડી ગઈ હતી કે તે આ રીતે વિચાર કરતાં કરતાં બેહોસ થઇ ગઇ?

તે માતાએ ઘણા કકલાતથી, પોતાના અકારા જીવને હજારો કદુવા માંગીને, તે માસીને દસ આના ગણી આપ્યા, અને ત્યારે તે માસી સાડીનું એકપગી છીંકું વીંટાલી સોહથી ખોલીને કોઇ દુકાંણપરથી કોલોનની એકાદ બાટલી લેઈ આવવા ઘરમાંથી બહેર પડી, કે જે દરમ્યાનમાં તે બીમાર માતાનો હવાલો, અલબત, તે મીઠા સ્વભાવની દીકરી પરીને લીધો.

તે પછી મેહરી માસી વ્હેલીજ તે એક બાટલી લેઇને ઘરમાં પાછી ફરી. તે નાજાંને ખરાં દીલથી ચાહાતી હતી, કેમજે તે છોકરીએ વરસો થકી પોતના સારા વખતમાં તેની કદર કરી હતી; અને, તેથી, તે ખરાં દીલનીજ ખંતથી બજારમા રવડી રખડી, પુછી પરછી, કોલોનની એક બાટલી સોહથી ખોલી લેઈ આવી હતી.

આટલી બી વળી તે ઘણી તજુમલથી લાવી. "બાપ, કહામાં વીટારી આપ તો, માહરો બાપ કરૂં," તેણીએ તે દુકાંણદારથી માંગી લીધું હતું, ને તે તેટલાજ ભલા વેપારીએ બાજુમાં પડેલાં એક ન્યુસપેપરમાં તે વીંટાળીને આપી, જે પછીથી તે તેટલીજ સંભાળથી ઘેર લઇ આવી.

તેણીએ ઘેર આવી નાજાંની ખાટલી આગળજ તે છાપો છોડયો, ને તે બાજુએ નાંખી તે બાટલી ખુલીને પછીથી તે બીમાર બાંનુની છાતીએ ને કપાલ પર તેણીએ તે અચ્છી રવેસે રબ કરયું, તથા વળી એક રૂમાલનાં ચીથડાં પર ઘણું સરખું નાંખીને તે બી તેણીનાં નાક આગળ આપ્યું. આથી ખરેખર નાજાંને ઘણીજ રાહત થઇ. તે વધારે આસાની અને ખુલાસાથી હવે દમ લઇ શકી, અને તેના જીવને ઘણું સારૂં લાગ્યું, જેથી આસપાસનાંઓને પાછી હીંમત ને ધીરજ આવી.

એ પછી તેજ સ્હાંજે નાજાં પોતનાં બિછાણાંમાં પડેલી હતી ત્યારે તેનું પેલા બાજુમાં પડેલા છાપા પર સ્હેજ ધ્યાંન ખેંચાયું, ને બીલકુલ બેદરકારીમાં, ફકત મન સોહેવાડવા ધ્યાનતથી, તેણે તે ઉંચકી લીધું ને વાંચવા માંડયું. તે એક મહીનો પેહલાંની તારીખનું પુરાણું હતું એટલે એવું જુનું પુરાણું વાંચવામાં મજાહ તો હોયજ નહીં, પણ આ મકાનમાં પેપરનો ઓલો બી કોઇ દી જોવામાં આવતો ન હતો ત્યાં આવાં એક પુરાણાં ને ફાટાતુટાં પત્રની પધરામણી પણ ગણીમત લેખાવીજ જોઇએ એમ સઘળાં વાંચનાર સ્હેલથી સમજી શકશે. એ ઉપરથી નાજાંએ તે એણીગમ પેલીગમ ઉલટાવીને વાંચવા માંડયું, અને પછી ઍડીટોરયલ સફા ઉપરની એક અજબ જેવી જાહેરખબર પર તેની નજર પડતાં તેણીએ ગભરાત કે અજાયબીની એક ચીસ પાડી, ને વળી બધાં તેનો જીવ બિગડતો હશે એમ જાણી તેની પડખે ધસી આવ્યાં.

તેણીએ તે સર્વને પોતાની અજાયબી ને ગભરાતનો તે બાએસ ભેદ ખોલીને કહયો. તે એક ગુજરાતી છાપો હતો, કે જે પેલા કોલોન-વાટરવાળાએ બાટલીને વીંટીને આપયો હતો, અને તેના ઍડીટોરયલ સફા ઉપર આવેલી જાહેરખબરોમાંની એક ખુદ તેમનેજ લગતી હતી ¡!

સૌ તાજુબ થઇ ગયાં, ને પરીને તે અખબાર હાથમાં લઇ તે જાહેરખબર મોટે અવાજે નિચે મજબ વાંચી:—

"પતો જોઇએ છે."

"મરનાર મી૰ સોહરાબ મનચેરજી મોદીનાં વિધવા ને દીકરી હાલમાં કયાં છે તેનો પતો મેલવી આપનારને ઇનામ આપવામાં આવશે. પતો મેલવી આપનારે આ પત્રની કૅરમાં નંબર ૮૬ ને તરત લખવું."

આ શું? કોણુ એ કીસમે એટલી આતુરતાથી તેમની ભાળ કાઢતું ને માંગતુ હતું?

"શું મુંબઇમાં આટલાં બધાં આપરાં જાણીતાં પીછાણનાં જાણેચ કે આપરે અહીં છઇએ તેઓએ કોઇએ આએ પેપર વાચ્યુંજ નહીં હોશે, મમા?" પરીને તે વાંચી રેહતાં તેટલીજ અજાયબીથી જરા વિચાર કરી સવાલ કરયો.

"ઉવે મરે, જણેજણ તો જાંણે ને એમ કેમ?" માસીએ પણ ટાહુકો પુરયો.

પણ નાજાં ઘણાં ઉંડાં ને ગંભીર વમાસણમાં ઉતરી ગઈ હતી. "કોઇ બી બેહેસ્તીનો માંગનાર હોવો જોઇએ," તેણીએ અંતે વિચારવંત અદાઓથી કહ્યું, "ને તે આપુને સતાવે નહીં ને દુખી થયલાંને વધારે દુખી કરે નહીં તેજ મકસદથી કોઇએ તેને આપરો અતરેનો પતો આએ જાહેરખબરના જવાબમાં અત્યાર સુધી આપેલો નહીં હોશે; બાકી આપ્યો હોતે તો અત્યારે તો કેવારેકનો તે આએ તરફ પુગી ગીયો હોતે!"

પણ અજબ જેવું કે તેની બાહોશ માતાની આ ગણત્રી ને અનુમાન તે ચાતુરી બાળા—પરીનનાં ધ્યાનમાં ઉતરી શકયાં નહીં. "એમ નહીં હોય, મમા!" તેણીએ જીક્કર કરી; "પપાનો માંગનાર બાર બાર તેર તેર વરસ તક કાંહાં મરી રહે કે રહી રહીને તે અત્યારે આપરી સોહોધ ખોલ ચલાવે? મને તો આએ જાહેરખબરમાં કાંઈ બી ભેદ લાગેછ. તમે પોતેજ એનો જવાબ કરો તો શું છે?"

"મને બી એમજ લાગે," માસીએ વળી પરીનને એકમત થતાં ઝટ મત ઉચારયું. "એમ કાંએ નહીં હોએ, નાજુ દીકરી, કે કોઇ માંગનારને બદલે એ રૂરા બેહેસ્તીનો કોઈ આપનારજ હોય? બેહેસ્તીએ હારા વખતમાં તેને ધીરેલું હોય ને તેનો હારો વખત હાલમાં હોય તેથી તે પાછું આપવા કરતો હોય તો? ધરતી પરથી દીન ઇમાન કંઈ બધાંનાંજ ભુહરાઇ કે ઘહરાઇ ગીએલાં નહીં હોય તો, માહરી માએ!"



## પ્રકરણ ૯ મું.

આ સઘળી તકરાર અંતે નાજાંના ખ્યાલમાં ઉતરી. તેણીએ ઘણો ગંભીર દરયાફ્ત કરયો, ને ત્યારે તેણીને બી લાગ્યું કે તે પોતાનાં અનુમાનોમાં બેશક ભુલથાપ ખાતી હતી. કદાપી તે જાહેરખબર આપનારને એ અખબારનાં વાંચનારાંઓમાંથી કોઇએ મજકુર તેની એ જાહેરખબરનો જવાબ નહીં કરયો ને તેમનો પતો નહીં આપ્યો તે એજ દયાના ખ્યાલોથી હોય, અથવા તો "સાંઇ ગયા, સાંઇની શરમ લેતા ગયા" તે કેહતી મુજબ લોકોએ 'એ ખતરાતમાં કોણ માંથુ નાંખે?—કોણ જાંણે શું હોય ને શું નહીં!' તે સબબથી, કે વળી નહીં તો સરયામ બેશીકરી કે બેદાદીથી બી તેનો જવાબ નહીં કરયો હોએ, પણ તેણે પોતે એક જવાબ કરવો શું સજાવર ન હતો? અરે રે, તેઓની દલીદ્રતા દીન ઉગે વધતીજ આવતી હતી તેનો જીવતો ને મોજુદ પુરાવો હાલની આ તેની માંદગી હતી, અને ત્યારે તે કેમ, જો એમાંથી બચવા જોગું કાંઈ થતું કે મલતું હોય તો, વાહીયાત ફીકરોને લીધે તે સોના મોહોર જેવી તક જતી આપે?

કદીને જો તે જાહેરખબર આપનાર કોઇ માંગનાર બી નિવડયો તોએ શું થયું? "હતું શું—ગયું શું—ને ચોર આવે તો બીહીવું શું?" તેઓની પોતાની હાલત 'બાવા નાહે ને તાપે' તેવી હતી તેમાં વળી માંગનાર આવીને તે શું નવું ખોલી ખાવાનો હતો? એ બધા ઉપરાસાપરી વિચારોથી હીંમત પામી અંતે નાજાંએ તરતજ ને તેજ દિવસના ટપાલમાં તે અજબ જેવી જાહેરખબરનો જવાબ કરવાને હીંમત ધરી, ને તેણીએ નિચે મુજબ તે જવાબ કરયોઃ—

"મરનાર મી૦ સોહરાબ મોદીની દુખી વિધવા નવાજબાઈ પોતે નંબર ૮૬ ની જાહેરખબરનો આ જવાબ લખેછે. તે હાલમાં પોતાનાં ગરીબ બચ્ચાં સાથે વસાઇમાં ફોલ્લા આગલનાં પેતાનાં બાપીકાં મુફલીસ ઘરમાં રહેલી છે, ને મા દીકરી ગરીબી ને મોહોતાજીથી છેક મરતે હાલ પોંહચેલાં છે. જો જાહેરખબર આપનાર કોઇ દાદખાં દોસ્ત હોય તો તેને અમો નિરાધારોની દાદ લેવાથી ખચ્ચીત પુન પોંહચશે."

તેણીએ તે પેપરની ફૅરમાં તેનું શિરનામું કરયું, ને એ દોઢયાંની તીકીટ લગાવી તેજ રાતના ટપાલમાં લાગુ થાએ તે માટે માસીને થાવે થાવકે હાથે પોસ્ટ કરાવ્યું, ને માસી બીચારી બિજી ગરતબા

એકપગી સાડીનું છીછકું, પાછું વીંટાલી બજાર તક હકકો ખાઈ તે પોસ્ટ કરી આવી.

તે પછીથી નાજાંને એ વાતના સંબંધમાં એક નહીં ખમી શકાય એવી અધીરાઈની બેખાર લાગુ થઈ. તે કાગળનો જવાબ આવશે કે નહીં—જવાબમાં કાંઈ સારૂં થવાનું હોશે કે નહીં—કોઈ બસો ચારસોની બી દયા કરવા જેવું નિકળશે કે નહીં એના એ સવાલો પોતાનાં મનને પુછતી તે એટલી બેમાર ને બેઝાર થઇ કે તેની ઉંઘ ને ભુખ પણ તેને છોડી ગયાં!

પરીને, તેથી, ઘણો પરચારો કરયો. તેની માતાનો એ તવલ્લાત તેનાથી જોઇ શકાતો ન હતો, માટે સમજાવીને તેમજ ધમકાવીને તેણે તેની એ અસરની અસીરીથી બાઝ આવવા જોગું તેને અવારનવાર ઘણું કહયું, પણ નાજાંનાં મનને કશીજ શાન્તી થઈ શકી નહીં.

એમ દિવસો ગબડી ગયા. જ્યારે કોઇ વાતને માટે આપણે અધીરાં પડયે છીએ ત્યારે તે વાતનો ફેસલો બી થઇ જતો નથી, ને વખત પોતે બી આપણું પાકવવાજ ચાહતો હોય તેમ ધીમો ધીમો ને હઠીલો થઇ જાંણે છે! અને તેમજ ધીમી અને હઠીલી ચાલના તે દાહાડાપર દાહડા ગબડી ગયા, પંણ નાજાંના જવાબમાં વળતો જવાબ, અફસોસ કે, કશોજ પાછો ફરી વળ્યો નહીં!

તે ટપાલને ટાઇમે બજાર તરફના ઓટલાપર આવીને બેસતી, ને દુરથી લાલ ડગલાવાલા પોસ્ટમૅનને તે તરફ આવતો જોતી કે તેનું જીગર ઉછળીને તેનાં ગળાંમાં આવી ખુટી બેસ્તું; પણ જ્યારે પછીથી તે ટપાલચી તેનાં ખડયાખરખર ઘર ભણી એક આડી નજરે જોવાને બી બદલે સામો સીધો ને સીધોજ ચાલ પકડતો ત્યારે નાઉમેદીની એક સરદ હાય સાથ તે પાછી ફરી ઘરમાં જતી રેહતી.

તે પોતાને માટે એમ એટલી આતુર થઇ ગઇ નહીં હતી એમ તો ઇનસાફને ખાતર કેહવું ઘટે છે. તેને તો હવે નકકીજ લાગ્યું હતું કે તે પોતે ધીમે ધીમે મરતી આવતી હતી, ને જલ્દીજ તે હવે પોતાના શીરછત્ર ભરથારને મળવા મીનોઇમાં પોંહચવાની હતી; અને તેથી તેનું જવું થાય તે પેહલાં પ્યારી પરીનને માટે તે થોડી ઘણી બી બેફીકર થવા ચાહતી હતી, વાસ્તેજ તે વ્હાલી માદર એવી અધીરી ને હવેરી બ્હાવરી બની ગઇ હતી. પરીનને પોતાને જે વાતનો ગમ ન હતો તેનો

તેણીને (તે માતાને) તો અણહદ રાત ને દિવસનો અફસોસ હતો. પરીન હાલમાં ૧૭ વરસની, ભર જોબનના બાહારમાં ખીલતી એક તનોમન મધુરી બની હતી, ને અરે, શું તે મુકાબ્લો નહીં કરી શકાય એવી તેની મનોહર સુંદરતા આ જંગલનાં એકાંતમાંજ ખીલીને ફના થવા સરજાઈ હતી? તે પરણવા લાયક થયલી પુત્રી શું પરણ્યા અદરાયા વના આ જંગલનાં ભીત્તરમાંજ ભરાઇ રેહવા ને ગુજર પામવા જન્મ પામી હતી? કોઇ બી કુળવાન કુટુંબનાં ઘરને શોભાવે ને પાવન કરે એવી પરીન જુનામાંજુના ને ફાટાટુટા પોશાકોથી ટકેવકે જાંન અને માન તકાવતી હતી, અને દાલ રોટલી ખાઇને એભાગ પોતાનો ગુજારો કરતી હતી તે જોઇને કેઇ માયાળુ માવતરનું હૃદય નહીં ભેદાઈ જાએ?

એક દિવસ પોસ્ટમૅનનો વખત થઈ જવા કેડે તે માતા નાઉમેદ હાલે ઘરમાં પાછી ફરી સીવતી બેઠેલી હતી, ને પરીન બી તેની બાજુમાં તેને મદદ કરતી બેઠી હતી. ખરેખર, તેણીએ કરેલા પેલા જવાબનો પ્રત્યુત્તર ફરી વલવાની કમનસીબ નાજાંએ હવે તો લગભગ તદનજ ઉમીદ છોડી દીધી હતી, કેમજે તે વાત જન્મ પામવા પછી બી કાંઇક દિવસો ગબડી ગયા હતા; એમ છતાં પોસ્ટમૅન માટેની પોતે જારી રાખેલી પોતાની સરેસ્તાની તપાસમાં ફરી એક વાર નિષ્ફળ ને નાઉમેદ થવા કેડે નાજાં હાલમાં ઘરમાં આવી પરીન જોડે અંદરના ઓરડામાં સીવવા બેઠેલી હતી, તેટલાં બાહેર કોઈ બૅલનો ટાંગો આવી લાગવાનો અચબુચ ધમધમાત થઈ રહયો, ને તે બંને અબળાઓ એકદમ ચોંકી!

એ શું? એ કોણ?

બાર વરસના અરસામાં આજ તક એ તેમનાં કંગાળ ઘર આગલ એક બી વખત એક બી ટાંગો આવ્યો ન હતો, ને આજે એ શું ને એ કોણ?

પરીન પદુકરી મારીને બાહેર દોડી, ને આગલાં બારણાંમાં ચીમઇને બાહેરનું જોવા લાગી. બાહેરના વરંડાપર કોઇ પારસીની પરપુછના માસી જવાબ કરતી હતી, ને નાજાં ઉંચે દમે થસ થઈ પોતાની બેઠકમાં, વેરાયલા હાથ પગે બેસી રહેલી, તે સાંભળતી હતી.

"જી સોહરાબજી મોદીનાં વીધવા અહીં રેહેચ?" તે પારસી પુછતો હતો.

"હા, બાવાજી, આવો મરૂં, ઘેરમાં આવો, બાપા; જરા અહીં

થાઓ, હું જઇને તેનાનને બોલાવી લાઉં."—ને માસી જયાં પરીન ને નાજાં હતી ત્યાં તે અજબ જેવા સમાચાર કેહવા ઉલટમંદ દોડી આવી.

પણ તે પારસી કાંઈ તેને કેહવામાં આવ્યું હતું તેમ અદબથી થોભ્યો કે ખોટી થયો નહીં. જાણે બાપનાંજ ઘેરમાં આવ્યો હોય તેમ તે તો બેધડક ને બાહીંમત તે માસીની પુઠંપુઠ અંદર ચાલી આવ્યો, ને નાજાં તેને જોતાં એક "આવોજી" સાથે ચમકી ઉઠી.

તેને કાંઈ સાડી પેહેડવા ધસી ધામીને દોડી જવું કે ભરાઇ જવું પડયું નહીં. જેઓ ખાન્દાની હોય છે તેઓ સલુકમાં સમજવાલાં હોય છે. ધણીના દોસ્તો આવે તો સાડી પેહડવા નહાસી જાએ, ને બારણેના બેઅદબ ફરયાઓ સામે કલાકના કલાક સુધી પલાંઠા મારીને સાડી વગરનાં બેમલાહજેપણાંથી કામ લીએ તે અભણ વર્ગની નાજાં નહીં હતી. તે તો આ જંગલનાં એકાંતમાં બી સુતરાઉ તો સુતરાઉ પણ સાડી પેહડીને સલુકથીજ હંમેશ ફરવાવાલી હતી. તે પોતાનાં સારાં સોઝ સલુકનો પોતાની બેટીને દાખલો બેસાડવા માંગતી હતી, એટલે તેને પોતાને અવલથીજ સલુકથી વરતવાને બેવડી ફરજ થઇ પડી હતી.

એટલામાટે એક અદબવંતાં "આવો" સાથે નાજાં ચમકી ઉઠી, કે જયારે "અહીં બેસોજી" કરીને વળી પોતાના મીઠા વાંસળી જેવા મધુરા અવાજે આવકાર આપતાં પ્યારી પરીને એક જુની પુરાણી લાકડાંની બેઠકની ખુરસી આગલ ખેંચી આપી.

તે પારસી બેઠો.

તે રોબદાર, દમામદાર દેખાવનો, એક કોઇ બાલ પાકેલો બુઢો હતો. તે ડગલી પાઘડીમાં સંજજ થયલો હતો, ને તેની દરેક અદા મોટાં શ્રીમંતપણાંનોજ અભ્યાસ કરાવતી હતી—હાથમાં જાડી સોનેરી મુઠની એક જાડા બકરા જેવી લાકડી હતી—ને તેનાં પાકેલાં ઝુલફાં જે પાઘડીમાંથી ડોકયાં કરી રહયાં હતાં તે તેનો એક જાંણે બાપીકો તોર બતાવી સાંમેવાલાને સાંમી હીંમત ને ધીરજ આપતાં હતાં.

"મને પુછોછ, બાવા?" નાજાંએ તે બેઠા પછી તેને કશું બોલતો ન જોઇ સવાલ કરયો, પણ નહીં; તેનો બી તુરત જવાબ કરવાને બદલે તે પારસી તો હજી પોતાનો સોનેરી આઇગ્લાસ આંખે ચઢાવી તે આખા ઓરડાની કંગાલ્યત ધીરજથી ને બારીકીથી તીકરીગોપ કરવા પડયો! શું તે કાંઈ અત્રે "સરવે" કરવા આવ્યો હતો?

એ "સરવે"માં હવે તેની જૈફ ચશ્મો ફરતી ફરતી ધ્યાંનથી એકાદ પલ પરીન પર જઈ ઠડી, ને ત્યારે અજાયબીનાં એક આહથી ખરાં દીલની વખાણ જોડે તે એ મધુરી બાળા તરફ જોઇ રહયો!

"એ આએ કોણ?"

નાજાંના સવાલનો જવાબ કરવાને બદલે, ને સભ્યતાના કાનુનો મુજબ અવલમાં પોતે કોણ હતો, શું માંગતો હતો, ને તે તરફ કાંએ આવ્યો હતો તે બધું સમજાવાને બદલે તેણે પેહલું જે પુછ્યું તે પરીન ભણી બેહદ અજાયબી ને વખાંણથી જોતાં એ હતું કે "એ આએ કોણ"?

"જી એ માહરી દીકરી છે, બાવા; મરનાર સોહરાબશાહનું કમનસીબ બચ્ચું."

પરીન તો એ વખતે એટલી ઓસ્કાઇ ને ગભરાઈ ગઈ કે તે તો નીચેથી ઉપર બી જોઇ નહીં શકી! તેણીનો આ કાસમનો તેણીની સુંદરતા માટેની એક ત્રાહીત—એક પરાયા મર્દની વખાંણનો અનુભવ કેવળ નવીન ને પેહલોજ હતો!

"આવ, માએ, માહરી પાસે આવ! શરમા ના, બીહી ના, દીકરા, આવની માહરી પાસે?" તે જૈફ આસામીએ અજબ જેવાં હેતથી પરીનને પોતાનાં પાસાંમાં બોલાવતાં કહ્યું, અને ત્યારે પરીન અને નાજાંને મુતલગ સહમજી નહીં શકયાં કે એ અજબ જેવો પરાયો પરોણો, જે એમ અહીં ચાલી ચલાવીને જાંણે ઘેરબાર માંડતોજ ચાલ્યો આવ્યો હતો તે હતો કોણ?



## પ્રકરણ ૧૦ મું.

એ પારસી કોણ હતો?

એ પારસી કોણ હતો? એ પારસી કોણ હતો કે જેની જૈફ ચશ્મો પરીનપર ઠડતાં તેનો આત્મા જાંણે એકદમ અજાયબી ને ખુશાલીમાં ઠડી ગયો?

તે અજબ થયો કે એ કોણ હતી? એ કોઈ જીન્નતની હુબહુ હુરી હતી કે આ ફાની જેહાનની આયંદે ફના થનારી માટીની એક પુતલી?—અને તે મરનાર સોહરાબની કુમારી પુત્રી પરીન હતી એમ

માહીતી થતાં તેણે તે બાળકીને બધાં ખરાં દીલનાં હેતથી પોતાની પડખે તેડીને, ત્યાં ભેગાં થયલાંઓની અજાયબી વચ્ચે તે શોકથી લાલ થતી મધુરીને હેતથી પેટમાં ચાંપી તે બુઢો જ્યારે બગલગીર થયો, ત્યારે કેહવાને અજબજેવું છે કે પરીન જેવી તુમાખી, જે ભલા ધનેતરની બી તુંભા નહીં કરે તેવી તે જાંણે પોતાના બેહેસ્તમુકામ પામેલા બાપનેજ મલતી હોય એવી કોઇ હેતાળુ લાગણીઓથી જાબજા અજબ થતી તેને તેટલાંજ ખરાં દીલનાં હેતથી મળી !

"ત્યારે તમે મને હજી ઓરખ્યો નહીં, નવાજબાઇ ?" તેણે તે પછી નાજાં તરફ ફરીને પાછું પુછ્યું—અને તે હસ્યો.

"નહીં, બાવા, હું તમોને કાંહાંથી ઓરખું ? મેં તો જી તમોને કદી જોયાજ નથી !" નાજાંએ દરેક પળે વધતી આવતી જીજ્ઞાસા ને વધતી આવતી અજાયબીથી કહ્યું.

"હું છ છ મહીના થયા તમો લોકને સારૂ રટરીમાં પરેલો ઉતો," તે બુઢાએ હવે ઘણી ગંભીરાઇથી કહ્યું, "અને અંતે આજે પરવરદેગારના હુકમથી હું તમોને જોવા ને મલવા પામ્યોછ એ ખરી શુકરગુજારી છે. નવાજબાઇ—નાજાં, તું માહરી બેહેન છે, કેમજે હું તાહરા મરનાર ખાવંદનો માએજણ્યો ભાઇ નાદર છેઉં."

નાજાં, એ સાંભળતાં, એકદમ ચમકી ઉઠી !

"કોણ, નાદરશાહ ? કેમ બને ?" તે ભારે અજાયબીમાં પુકારી ઉઠી; "તેવણ તો—તેવણ તો—બેહેસ્તી કેહતાતા જે તેવણ તો—"

"બોલ, બોલ, એટલી અચકાએછ શાંની ? તેવણ તો દરયામાં દુબીને મરી ગીયાતા એમજ કેની ? તાહરા બેહેસ્તી તુંને મારે સારૂ એમજ કેહતાતા કેની ?"—અને તે ખુશ મિજાજે ને મોટે સ્હાદે હસી પડયો. "બાઇ, મુવેલાં માણુસો કદી પાછાં આવતાં નથી, ને હું તો પાછો આયોછ ત્યારે હવે બી તાહરી ખાત્રી થાએછ કે નહીં કે હું જીવતોજ છેઉં ? હું કોઇ ઠગારો નથી ને મરનાર નાદરને નામે તુંને ધુતી છેતરીને તાહરી સાથ કોઈ ઠગાઇ રમવા આયો નથી એમ તો તાહરી ખાત્રી થાએછ કેની ?"

"ઓ હા રે મરૂં," નાજાંએ ખરાં દીલનાં જોશથી કહ્યું,—ને તે અબળાનાં દેખીતાં હેતનું એ જોશ તે જૈફ આસામીને ગમ્યું હોય એમ દેખાયું.

"મને માહરાં બાપીકાં ઘેરમાં કોઇ ગણકાવતું કે ચાહાતુંતું નહીં," નાદરે હવે ખુલાસો કરયો; "ફકત તાહરો વર તેનો ખવાસજ અસલથી દયાળુ હોવાને લીધે માહરી દયા ખાતો હતો—બાકી તે મોટા ઘરખટલામાં બીજું કોઇ માહરી જરા બી દરકાર કરતું ન હતું—માહરા એહેસ્તી બાપ બી નહીં! અલબત હું કબુલ કરૂં છ કે હું પોતે બી ઉતોજ ઘણો બુરો. હું બધી જાતના છંદમાં ને ફંદમાં પુરો હતો, ને માહરા બાપ માહરાથી ઘણાજ કાયર થઇ રહેલા હતા, એટલે એક દાહરે ભેજાંમાં બ્હારૂં આવી જતાં હું ગુપચુપ 'ઓરમોલ્યા' સ્ટીમરમાં અમેરીકાની પૅસેજ કરાવી ચહરી બેઠો! એ પૅસેજ જોગું મેં જે જે કમાવેલું ને તફરાવેલું હતું તેમાંથી સારાં નસીબે મેં બચાવેલું હતું. હવે સ્ટીમર ભરદરયે ખરાબે લાધવાથી ભાગી, ને બધાં સ્ટીમરમાંનાં નીરાધાર નાશ પામી ગીયાં, કે જયારે ખુદાવંદ કરીમની કાંઇ અજબજેવી દયાથી હું ધારૂં છ જે એકલા હુંજ બચવા પામ્યો. લાઇફ બોટો ઉતારવા જેટલો બી એ સીતાબી મોહતે કોઇને વખત આપ્યો હતો નહીં. ફકત સ્ટીમર ખડકપર એક ચકરડી જેવા મગતરાંની પેઠે બે ચાર આંટા ચક્કર ચક્કર ફરી, અને તેનું ગાબરૂં જોતાં જોતાંમાં નિકરી ગીયું! એ વખતે હું ફુલ ફોર્સમાં દરયામાં પરતાં એકદમ દુર નિકરી ગીયો, ને તરવાની તાલીમ મેં અહીં ને અહીં ઘણીજ અચ્છી કાસમે લીધેલી હોવાથી થાકી ગીયો ત્યાં સુધી તે પાહાર જેવા ઉછરતા મેજનઓ સામે લડીને મેં પોતાને નજદીક છ કલાક પાણીમાં ટકાવ્યો. એમ કરતાં હું કયાંનો કયાં નિકરી ગીયો, ને પછી માહરી બાજુમાંથી પસાર થતી એક ડચ બોટે મને દયાથી ઉપારી લીધો ત્યારે હું લગભગ આખર થઈ ચુકેલો હતો!"

"ઓ ખુદા, કેવું અજબ જેવું!" પરીને દાંતમાં આંગલાં લઈ અજાયબીથી કહ્યું.

"હા, મગર, ખુદા રાખનાર હોય તો તે હર બાંહણે ને હર રસ્તે અજબ જેવા ને કરાંમતી સંજોગો ઉભા કરીને બી રાખી જાંણે છે," નાદરકાકાએ જારી રાખ્યું. "તે ડચ બોટપરના ડાકટરની સવેલાની મદદથી માહરો જાંન ઉગરયો, ને તેઓએ મને ચીનમાં ઉતારી દીધો. ત્યાં હું નીરાધાર ઘણો હાડમાર થયો, પણ પછીથી એક મુસાફર ઇંગ્રેજબચ્ચાને માહરી દયા આવી, ને તેણે મને પોતાની નોકરીમાં લીધો. સારાં નસીબે તે એક અમેરીકન સટોડ્યો હતો, કે જે ત્યાંની સોનાની ખાણોને લગતાં પોતનાં કામકાજ સારૂજ તે તરફ ફકત ટુંક મુદત માટે આવેલો હતો,

ને તે અમેરીકા પાછો ગીયો ત્યારે ઘણી ખુશીથી મને સાથે લેતો ગયો."

"પણ ત્યારે અહીં તમારા દુસ્મેનનો દાહરો દીસો થયો તોબી જી તમે કોઇને કંઈ લખ્યુંજ નહીં જે તમે અખઈ રહ્યા હૈયાત ને સલામત ઉતા?" હવે માસીએ તાજુબીનો તાહુકો પુરયો.

"અહીં મને ગણતુંતું ને ચ્હાતુંતુંજ કોણ?" તે પારસીએ હસીને કહ્યું. "તે વખતે માહરી આંખ આસપાસ એક જાતનો અંધાપોજ ફરી વરયો હતો, જેથી અહીંનાં મને અવલ તો કોઇ યાદ આયાંજ નહીં, ને યાદ આયાં ત્યારે તેઓને કોઇને માહરી કશી દરકારજ નથી એમ જાંણી મેં કોઇની કશી દરકાર કરી નહીં. હું તો બસ યાહોમ ત્યાં પૈસા કમાવા ને જમા કરવા પડયો. હું જાણે માહરૂં દીન ઇમાન બી પૈસાના લોભમાં ભુલી ગીયો, ને ઘેરબાર સગાં વાહલાં સૌને માહરાં મનથી સદાનાં ઓવારનીવાર કરી ત્યાંજ મેં માહરૂં ઘેરબાર કીધું, કે જ્યારે નસીબદેવી જાંણે મને નવાજીને નેહાલજ કરવા તે તરફ ખેંચી ગેઇ હોય તેમ હું ધુરને હાથ લગારૂં તો તેબી સુન્નું થઇ જાએ તે કીસમે તે ખાલીકની માહરીપર નવાજીશો ચાલુ થઇ. હું જે કરૂં તેમાં ફાવતોજ ગીયો, ને માહરા માલીકના મરવા પછી જોતાં જોતાંમાં તેના આઇતા ધંધાનો હું ધણી થઇ બેઠો, જ્યારે ખાતાં ખરચતાં ખુટે નહીં એટલું બિસ્યાર પેદા કરવા પછી ફકત છેલ્લાં બે ત્રણ વરસપર મને માહરૂં વતન અંતે હૈયે ચહડવા લાગ્યું. તેટલું બી નહીં થતે, અલબત જે માયાની જાળમાં હું તે તરફ પરેલો હતો તે સેવટ સુધી સલામત હોતે તો; મગર ખુદાનું ચ્હાતું જુદુંજ હતું. જેઓને તે તરફ હું માહરાં પોતીકાં જાંણી શકું તેઓ બધાં એક પછી એક મને મુકીને ચાલતાં થયાં—" ને ત્યાં તેણે ચશ્મો ઉંચકી પોતાના મોટા રેશ્મી રૂમાલવડે એક આંસુ લુછ્યું.—"ને ત્યાર પછીની માહરી ધનવાન પણ તદન એકલી પરી ગયલી જીંદગીમાં અચણુચ મને માહરાં વતનની યાદ થઇ, ને તે ધામ જોતાં જોતાંમાં મને અકારૂં થઇ ગયું! હું હજી બી નથી સમજતો કે એમ કાંએ થયું. ચાલીસ ચાલીસ વરસ તુલક જેનો મને કદી ખ્યાલ વટીક નહીં થયો હતો તેની હવે યાદ થતાં જાણે માહરો જીવ એ તરફ તણાવા લાગ્યો. હજી વધારે ખરૂં કેહું તો મેં માહરા સોહરાબને એક રાત્રે સ્વપ્નામાં જોયો,"—ને નાજાંની આંખમાં તરત દરયા ઉભાઈ આવતા જોઈ તેણે ટુકું કરતાં કહ્યું, "ને ત્યાર પછીથી આએ તરફનું ખેંચાણ મને કંઇ એવી જોર કીસમે પ્યારૂં થઈ પરયું કે અંતે તે તરફ બધું માહરૂં વેચી સાટી હું એક બાદશાહી દોલત સાથ, કોઇને બી તે તરફ કશું

જણાવ્યા વગર, જેમ અહીંથી ઉપરી ગીયો હતો તેમજ, આએ તરફ આવવા એક દાહરે એકદમ ને અચબુચ અત્રે ઉપરી આવ્યો!"



## પ્રકરણ ૧૧ મું.

તેઓ બધાં અજાયબીમાં થસ થઇ આ બધી અજબજેવી કેફીયત સાંભળતાં બેઠાં હતાં. ખચ્ચીતજ નાજાંનાં તો જાણે, આવો એક વાલી તેમનાં મોટાં દુખમાંથી તેમને ઉગારવા તેમનો હાથ ધરતો અંતે આવી લાગ્યો હતો એ, માનવામાં બી આવતું ન હતું! આ કોઇ દગાબાજ સ્વપ્નો તો ન હતો?

પણ સ્વપ્નો કેમ હોય? દેખીતી રીતે દયાળુ દાદારે દયાનો હાથ લંબાવી અંતે તેમની દાદ લીધી, ને આ કોઇ ફીરેસ્તાને અત્રે ઉતારયો હતો. આહા, એમ કાંએ નહીં હોય કે જે વ્હાલા મરનારે પોતાની હૈયાતીમાં તેમનાં દરેક સુખની કાળજી કરી હતી તેજ તેમનાં દુખથી મીનોઇમાં બી દાઝી પોતાના ભાઇને એ દુખી નિરાશ્રીતોને આશરે મોકલવા તે હંમેશગીમાં બી આગળ પડયો હોય?

"અત્રે આવ્યા પછી મને બધી હકીકતથી વાકેફ થતાં ઘણી જેહમત થઇ," નાદરકાકાએ આગલ ચલાવ્યું. "હું તો માહરા સોહરાબને પેટમાં ચાંપવા ને તેનેજ માહરો વારસ કરવા હરખભેર આવ્યો હતો, માટે અહીં આવ્યા પછીથી તેનાં લગન તેમજ તે પછીની તેની તારાજીના સમાચાર મેં મોટાં દુખ ને મોટી તાજુબીથી સાંભરયા. હવે તો હું બધું જાણીનેજ આયોચ. એ માહરો ગાય જેવો ગરીબ ભાઇ લોકોનું ભલું કરવામાંજ અટવાઇ મુવો, ને છેલ્લે તમો માએ દીકરીની આએ બધી ફેજ થઇ તે બધું મને રોશન છે. મુસ્કેલીમાં મુસ્કેલી મને એજ ને એટલીજ થઇ જે મને તમારો પતો મલી શકયો નહીં. ખુદા જાણે કાંએ કોઇએ મને તે બતાવ્યોજ નહીં! અલબત હજી મુંબઇમાં હું માહરાં ખરાં નામે જાહેર થયો નથી, પણ મેં અત્રે આવીને માહરા સોલીસીટરો નક્કી કીધા, ને તે લોકની મારફતેજ મેં બધું કામ લીધું છે."

"પણ જી તમોને માએજીએ લખેલો અમારો જવાબ બી ટાઇમસર નહીં મલ્યો?" પરીને પુછ્યું.

"તે તો મલતે, દીકરા," તે કાકાએ ઘણાંજ હેતથી કહ્યું, "પણ તે વખતે હું જરૂરનાં કામે થોરાક દાહરા કલકત્તા ગયલો હતો, ને ત્યાંથી

આવ્યો ને મને તમારૂં કાગળ મલ્યું તેવો તરતજ હું અહીં આવ્યો. હવે મને કેહોની, નાજાં, પરી, તમો બેઉ મને જીવતો જાગતો પાછો ફરેલો જોઇને ખુશી છેઓ કે નહીં?"

"ઓ હા રે મરૂં," નાજાંએ પાછો ઉલટમંદ જવાબ કીધો. "એ તો તમે કેહોછ તેમ તમે જી નરાઇ ભરેલા પાંચ પૈસે સુખા પાછા ફરેલા છેઓ, પણ જો ખાલી હાથે આયા હોતે તો તે બી મને તો એટલુંજ ગમતે!"

"હું બી ઘણીજ ખુશી થઇ, કાકાજી," પરી ને હસીને કહ્યું. "તમે મને કોટી કરવા પાસે બોલાવી ત્યારે ખુદાએ જાંણે મને કેમ તમારીપર એકદમ હેત આયું! હું બી ઘણીજ ઘણીજ ખુશી છેઉં, કાકાજી."

"ત્યારે અંતે હું મહારાં બાપીકાં ઘેરનો માહરો કરાર પાછો પાંમ્યો ખરો," તે જૈફ આસામીએ લાગણીઓથી ધ્રુજતા અવાજે મોટા સંતોષ સાથે કહ્યું, "ને ત્યારે જે મુવાં તરફની ફરજ મેં વરસો તક વીસારી દીધાતી તે તમો વ્હાલાંઓ તરફ બેવરી ને ચોવરી મોજથી હવે પછી અદા કરી હું માહરી બાકીની જીંદગી સુખથી ને સંતોશથી પુરી કરવા ઉમીદ રાખુંચ."—ને તે પ્યારી પરીનને પાછો ને પાછો બગલગીર થયો. "માએ, હવે તું માહરા બુઢાપાનો કરાર થજે. તુંને આએ જંગલ ને આએ એકાંત છાજતુંજ નથી. તુંને તો—"

"ઓ કાકાજી, એમ ના બોલો, બા!" પરીને અરધું હસી પડીને અને અરધું રડી દઇને માંગી લીધું; "તમો શું અમોને અહીંથી લેઇ જવા ધારોછ? ઓ, મને અહીં કેવું ગમી ગીયુંતું!"—અને ત્યારે નાજાંએ એ છોકરીને આ એકાંતની કોઇ જે અજબ જેવી મોહીની લાગી ગઇ હતી, ને બાહેરની ઘોંઘાટખોરી ને દગારી દુન્યાથી અલગ અત્રેનાં એકાંતમાં રેહવાનું જે હદથી જયાદા ગમી ગયું હતું તે સઘળી વાત વીગતથી બ્યાંન કરી તે ડોસાને કહી, ને ત્યારે તે કાકો તાજુબીમાં તદન ગીરફતાર થઇ ગયો.

"નહીં, માહરી દીકરી, તું એમ જંગલમાં કરમાઇ જવા સરજાઇજ નથી," તેણે તે પછી પાછું કહ્યું, અને પછી તરત વધારયું, "લે ચાલો વારૂં, હાલ તો મને કકરીને ભુખ લાગીછ; કંઇ છે ઘેરમાં સારૂં સારૂં પકાવેલું કે?"

નાજાંએ દધાઇને માસીનાં મોંહ ભણી જોયું! તે બંને ફગલાયલાં ને ગભરાયલાં દેખાયાં, પણ પરીન હીંમતથી તેમના યારીએ આવી.

"ઓ મમા, પણ એટલાં બીહોછ કાંએ જો? કાકાજી કંઇ લાકરી લેઇને મારવાના છે? લેઓની, હું ખરી વાત એવણને કેહી દેઉં. કાકાજી, અમે તો ઘણાંજ ઘણાંજ ગરીબ છઇએ—ગરીબ તે એવાં જે અમારે તાંહાં આજે કંઇજ પકાવેલું નથી! ફકત દાર ઓરેલી છે તે ને રોટલી અમે તો ખાવાનાં છઇએ!"

"ફકત દાર ને રોટલી?"—ને તે ડોસાએ વળી પરીન તરફથી મોંહડું ફેરવી હાથની એક અછાતથી આંખમાંનું એક આંસુ ખંખેરી નાંખતાં તરત વધારયું—"ન્યામત, દીકરા, તે બી ન્યામત છે, પણ મને ભુખ વધારે લાગેલી છે તેથી, નાજંમાએ, કંઇ સારૂં સારૂં મંગાવી લેવો, ને હું કસ્તી કરીને જરા ભની લેઉં તેટલાં જમવાનું તૈયાર કરો."—ને તેણે, એમ કેહતાં, પોતાની ખચખચ ભરેલી પાકીટબુક ખેંચી કાઢી નોટોના ચોડામાંથી એક નોટ જે નાજાંને આપી તે રૂપ્યા પચાસની હતી.

હવે માસીની આંખમાં તેજી ને પગમાં વીજળીની ચમક ચહડી આવી! "ઓ લાવ રે માહરી માએ, હું જાતે જઇને કંઇ હારૂં જેવું બગ્નર વહાવી લાઉં?"

"ડોસાં, તમે કાંએ નાહક તસ્દી લેઓછ?"—અને નવલુને જોઇને વધારયું, "આએ છોકરો તમારો કે! જીવતો રેહે; જા બેટા, તું કંઈ બજાર કરી લાવ."

પણ માસીએ માન્યું નહીં, ને તે ઉલટમંદ મા દીકરો આ નહીં વકી રાખેલા ને તદન નવાઇજેવા તે ઘરમાં થયલા નવા ફેરફારપર તાજુબ થતાં બજારમાં ગયાં, કે જયારે પરીન તેના કાકાને ઘેરીતાબારીતા બનાવી પોતાની સાથે ત્યાંની "ખુબીવંતી ખુદરત" બતાવા બોંહસ કરીને નિચે દરયે કિનારે ઘસડી લેઈ ગઇ.

તે ડોસાએ દુન્યા જોયલી હતી માટે એથી બેહેતર તે ઘણું ફરી આવ્યો હતો એવો વિચાર તો તે ભોલી નિર્દોશ, ઉલટમંદ છોકરીને થયોજ નહીં, કે જયારે જાણે તે બુઢાને એ બાળકીને મોહીનીજ લાગી ગઈ હોયની તેમ તે, ખુશ મિજાજી, તેનાં તે આમંત્રણને માન આપી પોતાની "ભણુવાની ચોપડી" લઈ તેની સાથે નિચે દરયે ગયો.

ત્યાં પરીનના આચારવિચારો ને સદગુણનો એક ટુંક પણ નીકટ સંબંધમાં અભ્યાસ થતાં તે ડોસાને પરમ સુખ થયું, ને એવા એક

નાદર ખજાનાનું સુખ ભોગવવા હીણભાગ્ય સોહરાબ જીવ્યો નહીં તેનો તે વડા ભાઇને મોટો સંતાપ બરપા થયો. તેણે એક તડાકે જોઈ લીધું કે આ સ્વરૂપવાન છોકરી પોતાના સદગુણો અને અજબ કીસમની ચેહરેનમુનતા સાથે તેનું બેસુમાર દ્રવ્ય (જે હવે સઘળું તેણીનુંજ થનાર હતું તે બધાં) ની ખુબીની ભેગી તાસીરથી આગેવાન સરકલોમાં એક અજાયબીનો ધોંધાટ મચાવી દેશે, ને ભલા ભલા માલેતુજાર જવાંનો તેણીના પગની ખુદ ખાકની કદમબોસી કરતા જરૂર આગળ પડશે!

અને ત્યાર પછી શુદ્ધ અંતકરણે તે કાકા ભત્રીજીને દરયાનાં નિર્મળ નીરથી હાથ પગ ધોઈ કસ્તી પાએદાબ કરી ત્યાંનાં એકાંતમાં એબાદતમાં મસ્ગુલ થયલાં જોવાનું ખરેખર ઘણું અસરકારક હતું. તે ન્હાની મટુકલી માથાંપર સોડ કરીને ખરાં દીલની શુગરગુજારીમાં ભણતી ઉભી હતી, જયારે તે એક કોઈ દૈવીક શકતીજ જાંણે હુબહુ દેખાતી હતી!

તે પોતાને માટે નહીં પણ પોતાની કમનસીબ માતાને માટે આ શ્રીમંત કાકાના ઘર પુછતા આવેલા સાહ્યાની આમદ સૌથી મુબારક માનતી હતી. તેની માતાનો રાતો દીનનો કકલાત ને પૈસા માટેનો તવલાત તે બાળાથી જોયલો જોવાતો ન હતો, માટે અંતે દાવરો દાદગરે તેઓની દયાથી દાદ લીધી, ને હવે એ મોહોત ભણીજ દોરવાતી તેની માતાની દુખભરી મોહતાજીનું સેવટ આવનાર હતું એમ જાંણી તેને અતીઘણું સુખ થયું.

તેઓ એક સુફરે ભોંયપર બિસ્તરો બનાવી બધાં સાથે જમ્યાં. માસીના હાથમાં રૂપજી આવી જે પડયા તેથી કરીને તે ડોસી તો જઇને આખું વસાઇજ જાંણે ખરીદી લાવી હતી! "મોટા મનીખને બરનું કરવું તો જોઇએ?" તેણીએ તકરાર કરી, ને નાજાંના કીસબી હાથોએ એ ભાગીતુટી માસીની મદદથી એક ન્યામત ખાણું એક લેહજામાં તૈયાર કરયું—એક ન્યામત કે જે, અફસોસ કે, નજદીક બાર ચૌદ વરસના જુલમગાર અરસા પછી આજેજ જમવાનું મરનાર સોહરાબનાં બંને કમભાગ્ય અઝીઝો માટે જાંણે સૃજીત હતું. એક વાર તેઓ એજ કીસમની અને (શેહેર ધેરની સગવડના સબબે) કદાપી એથી અતી બેહેતર ન્યામતનાં જમનારાં હતાં, પણ ક્રૂર ભાગ્યે તેમનું તે સુખ એક અચ્છાતથી છીનવી લીધું હતું, માટે ઇંડાં દાલ ને બુમલા રોટલીથી વરસો તક ગુજારો કરવા કેડે આજની આ નીયામત જોઇનેજ તે મા દીકરી જાંણે ધરાઈ ભરાઇ

ગઈ—બલ્કે ભુકેભુક નાજાંનાં તો ગળાંમાં, ઉબક આવતી હોય તેમ, ખુટતોજ ઉતરયો તેમાં કાંઇ અજાયબી છે?

તે ખાનાં દરમ્યાનમાં પટપટખોરી પરીનના આગ્રહથી નાદીર કાકાએ તેના ચીન ને અમેરીકાના અનુભવો, હાડમારીઓ અને સુખ સંપતની ઘણીક રસીલી વાતો કહી, અને નાદીરને લાગ્યું કે આવું એક સુખકારક ભોજન તેવીજ સુખકારક કંપનીમાં તેણે કદી આખી જીંદગીમાં આગળ લીધું ન હતું. તે અમેરીકામાં, અલબત, કુટુંબ કબીલાદાર થઇને પછીથી પાછો એકલડોકલ થવા પામ્યો હતો, પણ તેને ખરાં દીલથી લાગ્યું કે જે જાતની મોજ તેનાં હમવતની હમજાત ને વળી એકજ લોહીનાં આદમીઓ જોડે ભોજન લેતાં તેણે આજે અનુભવી હતી તેવું તો પોતાનાં કુટુંબના અંગત અનુભવમાં બી તેણે આગળ કદી જાણ્યું ન હતું!!

એવો એક કુટુંબી પ્યારનો મહીમા છે! જુદદીન જોડેનાં લગનોની હીમાયતમાં ભલેને બોલાતું ને લખાતું આવે, પણ દાખલાઓથી બેતકરાર પુરવાર થઈ ચુકયું છે કે એવાં લગનો કદી સુખી નિવડયાંજ નથી. ને એ સડેલો સંસાર સ્વચ્છ અને નિતી રીતીના સાચ્ચા સંસારનું નિર્મળ સુખ કદી બી જોવા પામતોજ નથી. એ પેહલી હરોલની ચલકઝલક ને પૉલીશમાં બધું નુરમંદ, તેજસ્વી ને ખુશનુદ લાગે તેવું હોય છે ખરૂં, પણ અંતે, પરીણાંમમાં, તે સુખનું પોલાણ ને પોકલ બેતકરાર પુરવાર થતું આવે છે;—અને પછી?

પણ અમો અમારી વારતાથી વેગળા ગયાઃ પરીનને તે કાકાની બધી કેપ્યતોએ પુશ્કલ ગમત આપી—એટલી કે તે તો જાંણે તે સાંભળવામાં ગીરફતાર તેનાં મોં સામે પડેલું તરેહવાર ખાવાનું બી ભુલી ગઈ. નાદર કાકાએ મત આપ્યું કે પારસીઓમાં બેકારી ને ગરીબી વધતી આવે છે તેનો સબબ એટલોજ કે તેઓ માંચીમાંના માંકડની પેઠે ઘરને ખુંણે ભરાઇ રહી ઘણું તો યુનીવરસીટીની પોપટરૂપી કેળવણીની અસરથીજ પોતાનું દલદર ફેડવાની આજુર્ ધરાવે છે, – મગર બાહેર ચોગરદમ ખરી કમાઇ ને ધનવાન થવાનાં દેખીતાં સાધણોનાં એકથી અનેક ફલદ્રુપ ખેતરો ખેડયા વના પડેલાં હોય છે તેનું તો તેમને કદી ભાન થતુંજ નથી! એ તો, તેઓએ કહ્યું, જે ખેડે તે ખાટે!



# પ્રકરણ ૧૨ મું.

જમવા પછી તે જોડ ભોંજાઇ એકાંતમાં હવે એકલાં મળ્યાં, કે જ્યારે હવે પછી શું કરવું ને કેમ કામ લેવું તે તેઓએ અરસપરસના વિચારોની આપલેથી એકમતે નક્કી કરયું. ધનવાન નાદર કાકાએ ઠરાવથી ને કુનેહથીજ કામ લીધું હતું. જે કંગાલ માંગનારાંઓએ તે વ્હાલા મરનારનો બાપીકો બંગલો મારગીજ ને માંગતાંનાં પેટાંમાં શરમભરેલી સીફતથી પચાવી પડયો હતો તેમને એકના બે આપીને બી તેણે ત્યાંથી ખદેરી કાઢયા હતા, અને તે બાપીકો બંગલો પોતાને સ્વાધીન લઇને નવેસરની મરામત ને ટીપટાપની શોભા સાથે છેલ્લાંમાંછેલ્લી ફૅશનનાં તદન મોઘાં દાટ ફરનીચરથી ખાસ આરાસ્તા કરાવ્યો હતો. તે ત્યાંજ રેહવા ધારતો હતો, ને સાથે પોતાનાં આ બે વાહલાંઓને સદા સુધી આંખે બાંધી રાખવા ત્યાંજ લઇ જવા ચાહતો હતો.

એક ઘરના ગવરનર વગરનું તે ઘરજ કેવું થાએ? જે ઘરમાં એક નાજુક પંથનીના કારોબારીભરયા ને કાલજીવંત મુખડાની ઉલટમંદ હસ્તી નથી તે ઘર ગમે એવી તરોતાજગી છતાં ઉજ્જડ, ઉદાસ ને એકાંત થઈ પડે છે; માટે નાજાંની ને પરીન જેવા એક વાજતા ઘુંઘરાની પધ-રામણીથી તે પુરાણો ને પુનશાલી મેહેલ પાછો એક વાર અસલ પેરે ગાજીવાજી રેહે એવી તે ડાંખરાંએ દાનાઇથી યોજના કરી હતી.

નાજાંનાં સુખની, એ સુખકારક સમાચાર સાંભળતાં, જાણે સિમાજ ન રહી. ઓ, કેવી તે રોજબરોજ ખુદાને બાર દુવા બંદગી કરતી રહી હતી કે મોહોતમાં તેની ચશ્મો બંધ થાએ તે પેહલાં તેનાં એકપુરાં વ્હાલાં બચ્ચાંના ભવિશની કાંઈ સંતોષકારક બંદોબસ્તીઓ થયલી તે જોવા પામે! ઓ, કેવાં તેણે દુખનાં—કકલાતનાં—હાયસોસારાનાં નજદીક પંદર વરસ ગુજારયાં હતાં—દુખનો એક જમાનો, કે જે પર પાછી નિધાહ કરી યાદમાં તેને તાજો કરતાં બી તેની છાતી ધ્રુજી આવતી હતી!

અને હવે? ગરીબે યાર ખુદા! નિર્દોષ નિરાશ્રીતોને તે દયાળુ પરવર કદી તેમનાં દુખમાં પડતાં મેલતો નથી. ભોંયનાં પડયાં ભોંયેજ રેહતાં નથી. પડતી આવે છે ત્યારે પચાસ--બુરૂં થાએ છે ત્યારે દમબદમ, અને તોબી દુખના એક અંધારા ગાર ને સીહા અંધકારની પછવાડે બી સુખનો સોનેરી પ્રકાશ ચાલ્યો આવતો હોય તે કેમ ના બને? દુખમાં હીંમત ને સારી દુવા એજ બરહક છે.

તેઓ માસીને અને માસીના નવલુને ત્યાંજ રાખી જવાનું નક્કી કરી ઉઠયાં. ડોસાજીની તો અરધીપરધી મરજી થઇ કે ભલે તે ડોસી બી તેમના ભેગી તેનાં બચ્ચાંને લઇને તે આલીશાંન મુકામમાં આવી રહે—તે બચારા એ ગરીબ જીવ શું અને કોણને ભારી પડવાના હતા?—પણ માસીનો નાજાંએ આગમચથીજ ચોખો ચાંપી જોયો હતો, જેણે ધસીને ના કહી હતી. "ઓ ના રે માહરી માએ," તેણીએ ખરાં દીલના આગ્રહ ને નેકમાં નેક દુવાઓ સાથે ના કેહતાં કહ્યું, "તું તારે હિધાર ત્હારી તારા જેવી પોરકીને લઇને હુખી થતી. હું મુઇ હવે! મને તે હું રરવાનું હોય? તું હુખી તો અમે હુખી. ખદાયપરથી મરૂં તે તેણે તારી દાદ લીધી તે જાંણે અમારીજ લીધી."

"હા પણ, માસી, નવલુ મોટો થયો છે, ને તે બિચારો શીખવા ભણવા વગર રહી જાએછ તેનું કેમ?" નાજાંએ જીકર કરી.

"અરે હવે એ હીખી રહ્યો," તે ડોસીએ તે વાત હસી કાઢી; "જવા દેની, મારી માએ! મારા મુવા પછી હઉ થઇ રેહે. કાંહ છોકરીની જાત છે જે મારે ફકર રાખવાની? પોએરો છે તે પોતાનું કહીં બી કુટી કારહે."

"પણ એ બીચારો અહીં એકલો કરશે શું?"

"ઓ વાય, વરી હું કરહે? ખેતી કરહે! આટલાં વરહ હું કએરૂં જે હવે વાંધો આવવાનો?"

સારાંશ, એ રીતે એ જીક્કરનો છેડો આવ્યો હતો, માટે તે જેહ ભોંજાઇએ તે ડોસીને તો ત્યાંજ છોડી જવાનું નકકી કરયું, પણ નાદર કાકાએ ઉદારતાથી તેણીને એક સારૂં જેવું વર્ષાણુ બાંધી આપ્યું—નાજાં ને પરીન પછવાડેની તેણીની રંજ અને અનેક કાળજી પછી એ ઘણું ઘટારતજ હતું—અને નવલુ હજી જરા વધારે મોટો થાય તો તેને પોતાના વડા કારભારીની જગ્યા આપી તેડાવી લેવાની બી તે પોરયાને તે દયાળુ ડોસાએ દરેક હીંમત ને ધીરજ આપી.

તે દાહડો તે શેઠયાએ તે ઝુપડાંમાંજ તોડી પાડયો, ને રાત્રે બી તે ત્યાંજ રહયો; ને-અજબ જેવું કે-તેને ત્યાં "ઘણું ગમતું હતું." નાજાંએ બિછાંણાંની કંગાલ્યત ને ઓઢણાંબીછાણાંની આપદાનો ખ્યાલ કરી "તમે કેમ રેહશો, ભઇ? તમે પોહોરશો કાંહાં?" વિગેરે કાળજીથી ફીકરો જાહેર કરી ત્યારે તે મોટે સ્હાદે હસી પડયો. "માહરી માએ, હું પૈસાવારો થયો તો શું થયું?" તેણે કહ્યું; "મેં લીલી સુક્કી કાંઇ થોરી જોઇ નથી! હું ફક્ત ચાએ ને પાંઉ ખાઇ ચીનમાં દાહરાના દાહરા જીવ્યોછ, અને ઉઘારા ઓટલાપર પથ્થર કે લાકરાંની બારતીઓપર કશું બી ઓઢયા

પાંથરયા વગર કેટલી કેટલી રાતો તુલક સુતેલો છેઉં! મને તો બધા વા વાગી રહ્યાછ. મારી કોઇએ કશીજ ફીકર કરવી નહીં. કંઈ નહીં હોશે તો હું તો આએ ફાટેલી ઇઝીચૅર બાહેર વરંદામાં ખેંચી લઇ જઇ, વચમાંની તુટેલી નેટરની જગ્યાપર એક પાટયાંનો ટુકરો નાંખી, આરામથી ધોંટાઇ રેહવશ."—અને કેહવાની જરૂર છે કે તેઓ બધાં તે લખપતી ખુદાના એ હીંમતવાન વિચારો સાંભળી અજાયબીમાં દંગ થયાં?

તે ત્યાં રહીને બીજે અથવા ત્રીજે દાહડે પોતાનાં વ્હાલાંઓને પોતાની ગોદમાં લઇ પરભાડો તે બાપીકા બંગલામાં જવા ચાહતો હતો, ને તેથી ત્યાં બધું ગમે એ ખરચે એકદમ તૈયાર લેસ બનાવી રાખવા પોતાના સોલીસીટરોને તે વરદી આપી આવ્યો હતો, માટે ફક્ત તે સોલીસીટરોનો "બધું તૈયાર છે" એ મકસદનો એક તાર આવવાનીજ હવે ખોતી હતી.

પરીનને તો એ સહવાસ કાંઈ અજબ જેવી હદ સુધી ઘણો ગમ્યો. પુનમની ચાંદણી રાતમાં બજીદ થઇને ખુદાને લઇને કિનારે ઉતરી જવામાં તેણીને માટે જાંણે કાંઈ અજબજ મગ્નાહ હતી, કે જ્યારે વળી એ સહવાસમાં નાદરકાકાએ જોયું—અને કાંઇક ખુશાલી સાથે જોયું—કે પરીનના વિચારો પુખ્ત, પાકા, અને અતીઘણા ઘડાયલા હતા. તે આ જંગલમાં બી એટલી વિચારવંત, ઠરેલ અને દાનાવ ઉધરી હતી એ ખચ્ચીત તાજુબ કરનારૂં હતું, પણ તે વધતી ઓછી તેણીના સંબંધમાં ખુદાને બારની એક ખાસ બક્ષેશજ હોય એવું નજરે આવતું ને પુરવાર થતું હતું.

ફક્ત તે ડોસાને જે નહીં ગમ્યું તે એ છોકરીના ભાવ અભાવમાં તે ઘણી ઉતાવળી ને મક્કમ હતી તે હતું. તે પોતાના બાપ કાકા સિવાય જાંણે આખી જગતને ઠગારી, એકલપેટી ને લુચ્છી માનતી હતી, ને તેમાં સ્ત્રી પંથ કરતાં બી પુરૂશો તરફનો તેનો અણગમો તેનાં હાડેહાડમાં વધારે ગળી ગયો હતો. તેઓએજ તેના બાદશાહ જેવા બાપને કમોહતે મારી નાંખ્યો હતો એજ ધખારો તેનાં મનમાં થસી ગયો હતો; ને છેક બચગીમાં બી જે વ્હાલા બાપનું મોટું સુખ એ બચ્ચાંએ ભોગવેલું તેની યાદ પાછલી ઉંમરમાં પણ તેનાં મગજમાં એવી પાકી થસી ગઇ હતી કે તે વ્હાલી યાદને હેત ને માનથી વફાદાર રેહવા તે તમામ પુરૂશોને જાંણે ધિક્કારતાં શીખી હતી—એટલે નાદરકાકાને લાગ્યું કે તેણીનાં દીલમાં ઘર ઘાલી બેસી ગયલા એ નાદાન્યતભરયા વિચારો દુર કરાવી આપતાં તેને જરૂર ઘણી મેહનત થવાની, અને તે વિચારો દુર કરતા

માટે તેના બાપનીજ તોરના દલેર, દયાળુ, ઉદાર ને ઉમરાવ ખવાસના વિરલા આસામીઓનોજ તેને પરીચય કરાવવો પડશે!

અવલમાં તો જાણે તે ત્યાંથી બાહેરની દુન્યામાં જવાજ રાજી ન હતી. આજ બધી તેની દુન્યા ને એજ તેની જીંદગીની તમામ ખુશાલી હતી, માટે પોતાની માવતરનાં સુખ ને કાકાના સુખનનાં માનને ખાતર તે તો પોતાના જવાંન જીવપર જાણે જુલમ ઉઠાવી, જોરાવરીએ ને ઘણી નારાજીથીજ, ત્યાંથી જવા હા ભણી હતી.

તેણીને પૈસા કે પદવીનો કશોજ મોહ હોય એમ જણાયું નહીં. પૈસો તેને મન તમામ તુચ્છ ને બેકાર હતો. તે પદવીની બી મોટાઈ કે શ્રેષ્ટાઇમાં માનવાવાલી હતી નહીં. તે તેના કાકાને એકદમ વ્હાતાં શીખી હતી ખરી, પણ તે ફકત પોતાવતનું એક પવિત્ર આકર્ષણ હતું—તેની શ્રીમંત સ્થિતીથી પોતે સુખી થઈ શકવાનો તો તે ભોલી બાળાને કદી એક દુરનો સ્વપ્નો વટીક થઈ શકયો ન હતો!

વળી નાદરકાકો તે ભત્રીજીની સુંદરતા માટે ખરાં દીલથી મગરૂર હતો. "મેં અમેરીકામાં તારીફલાયક ખુબસુરતીઓ જોયલી છે, નાજાં," તે પોતાની ભોંજાઇને કેહતો, "પણ તે બધી આએ તારી ચેહરેનમુન દીકરી આગળ હું તો કેહુંછ જે પાણી ભરે! એ તો કંઈ વળી અજબજ તોરની એક ખુખસુરતી છે, ને હું તો નથીજ ધારતો કે આપરી કોમમાં એવી પાંચ પંદર બી હોય! આએ તો ખરી ખુબસુરતીનો એક જાણે નાદર નમુનોજ છે."

પણ નાજાંનું ચીત તો તેનાં ભવિશનાં સુખના સ્વપ્નાઓએજ ચોરી લીધું હતું. તે કેવી હીણપસ્તી, નામોશી ને હડધુતથી તેના ખાવંદનું મેહલ જેવું મકાંન છોડી આવી હતી ને હવે કેવી મોજથી તે ત્યાં પાછી જનાર હતી તેનો ને તેનોજ વિચાર કરતાં રાત્રે તે પુરી પાધરી ઉંઘી બી પણ શકતી નહીં. જાણે તેનાં માન્યામાંજ ન આવે એવો આ એક સુભાગ્ય ફેરફાર હતો! તેને તો એમજ લાગતું હતું કે હવે એ સુખના ભારથી કચ્ચડાઇને તે ત્યાં પોહચવા પેહલાં અહીંજ પુરી ને આખર થઈ જશે!

તે શેઠ્યાએ સેંકડો રૂપ્યા વગર આનાકાનીએ વળતી સહવારે નાજાંને સ્વાધીન કરી દીધા. "છાજતા ભપકાથીજ આપુને ત્યાં જઈ રેહવું જોઇશે, વાસ્તે જઇશું તેજ દહારે કાપરયાઓને વરદી મોકલજો, ને તમને મનગમતાં કપરાં તમે બેઉ માએ દીકરીને વાસ્તે તાબરતોબ ખરીદજો.

તાકીદથી સીવારવા વાસ્તે એકનાં ચાર આપવાં પરે તો આપજો. દમ વગરની વાત છે."—વળી જરા થોભીનેઃ—"માહરી મોટામાંમોટી ઉમેદજ એ છે, નાજાંમાય, કે તું ને તારી દીકરી પુરા ઠાઠમાઠથી ત્યાં રેહવા આવે. જે ચંડાળોએ તમને બેકદરીથી ત્યાંથી હાંકી મુક્યાં તેઓ જોઇને જલી જાય ને લાજીને મરી જાય એવીજ માહરી મરજી ને ગણત્રી છે. વળી જે નાતરસોએ તાહરી દયાને વાસ્તેની "અપીલ" ના જવાબ વટીક નહીં કીધા, અથવા કીધા તો બીલકુલ નાકદર કીધા તે બેવફાઓ બી અજાયબીમાં તમો તરફ જોઈ રહે એવું માહરે કરવું છે. તું સમજી બરાબર માહરી મતલબ?"—અને નાજાં એના જવાબમાં હેસાંન સિવાય નવું કે જયાદા તે શું કહી શકે?

અને પછી છેક ત્રીજે દીવસે સઘળું તૈયાર હોવાથી તે સુખકારક વધાઇનો નાદરકાકા જોગો તેના સોલીસીટરોનો તે વકી રાખેલો તાર આવ્યો, ને તે તાર આવ્યો ત્યારે નાજાં મારી ખુશીથી છેકજ હીંમતમાં હડબડી ગઈ. "જો દીકરી પરી, કેવા માહરા હાથ ઉડેછ ને ધ્રુજેછ," તે પ્યારી પરીનને માતા પોતાના હાથ બતાવતાં કેહતી હતી! "અરે, હું તાંહથી આવી ત્યારે શરમીંદગીથી માથું નીચું નમાવી આવી હતી, ને શું હવે હું પાછી માહરા ધણીનાં બખ્તાવર મુકામની ધણયાંણી થઇને જઈ શકશ? મરૂંરે માહરા ખુદાપરથી!"

"ખુદા જેને જેવું ઘટે તેવુંજ તેને મોરે વેહેલ્લે મેળવી આપેચ," તે દીકરી દીલાસો દેતી હતી. "મમા ડીઅર, તમારી નેકી ને તમારી ધીરજનું એ ધન તમોને તદનજ ઘટારત છે."—અને તે માતાએ તે કદરસનાસ દીકરીને હેતથી બગલગીર થઇ એક બોસો લીધો.

"અરે મને કેવી બીહીક લાગેછ," તેણીએ પાછું કહ્યું. "રખે માહરા સુખના આએ નવા સ્વપ્નાની ઇમારત બી પાછી કદી ધસી પડે!"

"એ શું બ્હેલાં, મમા?" તે છોકરીએ પરચારો કરયો. "એવું ગાડું બ્હેલું હવે વરી ધારવાનું કંઈ કારણ વારૂ?"

"ધાર કે તાહરા આવા ને આવા જીવથી તેં કંઈ તાહરા કાકા સાથે તરડાઇને તેવણને નારાજ કીધા, ને તેવણે આપુને પાછાં અહીં ખદેરી કાહરયાં તો?"

"તેમ થશેજ નહીં," પરીને ધીરજ આપી. "કાકાજી છેજ માહરા વાહલા પપા જેવા ભલા ને ભોલા. વરી તે કરતાં, મમા ડીઅર, તમે કંઇજ

ફીકર ના કરો;—તમારે ખાતર અને તમારાં સુખને સારૂ હું તેવણુને કદી બી નારાજ કરશજ નહીં."

"તું માહરી ઘણી ડાહી દીકરી છે," તે માતાએ મોટા સંતોશથી કહ્યું; "તું તાહરો બીજો બાપજ છે!"

તેજ સ્હાંજે, તે પછીથી, માસીની અને માસીના નવલુની હેતભરી રૂખસદ પામી તે બંને મા દીકરી તે નવા આવેલા નાદરકાકાની પનાહભરી પવિત્ર ગોદમાં પાછાં પોતાનાં અસલ મુકામ પર જવા નિકળ્યાં, અને તે ગરીબ, કંગાલ, મુફલીસ મુકામ એક "પાછું ફરી જો" સાથે તેઓ મુકી ગયાં ત્યારે તે બંનેનાં—ને અગતકરીતે નાજાંનાં દીલમાં જે હજારો જાતની જોરાવર લાગણીઓના દરયાવો ઉભાતા રહ્યા હતા તેનું બ્યાંન કઇ કલમ કરી શકશે?



## પ્રકરણ ૧૩ મું.

નાદરકાકાએ તે મેહેલ નવેસરની ને છેલ્લામાંછેલ્લી ફીસબી કારીગરીની મરામત સાથ ખરચાલુ તોરમાં ખાસ આરાસ્તા કરાવ્યો હતો, ને ચાકર નોકરોના રસાલાની એવી એક ફોજ રખાવી દીધી હતી, કે જેઓ ગાડી આવી પુગતાં એ નવાં શેઠશેઠાણીને સલામ કરવા સફ સમારી ઉભાં હતાં તેમની સંખ્યાજ જોઇને જાણે નાજાં અને પરીન તો દબાઇ ગઇ! નવી ગાડી ઘોડાઓ, રાચરચીલાં, દરદાગીના કે કોઇ વાતમાં અમેરીકાથી દલ્લો મારી આવેલા આ ગબ્બર બુઢાએ કશીજ કચાસ કે મના રાખી ન હતી, ને એકની જગ્યે ચાર ખરચી નાંખવાની તેનાં ફુલ્લાં દીલની ઉદારતા એ ધનાઢય પારસીનાં તે મોટાં શ્રીમંતપણાંનો મોટામાંમોટો પુરાવો થઇ પડયો હતો.

"આ ઘણી બીસ્યાર જાગીર ને ઓહલી મીલકત છે, માહરી દીકરી," તે શેઠયો પોતાની ચેહરેનમુન ભત્રીજીને કહેતો ને બતાવતો હતો.

તેઓ તેમના બંગલાની પછવાડેની મહાલક્ષ્મી આગલની ટેકડીપર એ વખતે ચઢેલાં હતાં, કે જે આકાશી ઉંચાઇથી પરીન આસપાસની બધી કુદરતનો રમણ્ય નકસ જોતાં ખુશીની તાલીથી એક બચ્ચાં સહી મોજ ને નિર્દોષતાથી તેને વધાવી લેતી હતી! "છેક પેલી નીચી બેઠી બાંધણીની ગરીબ લોકની ચાલી સુધીની જગ્યા બધી તાહરા બાપ કાકાની અને તેમના વડવાઓની છે, ને એ બધી, માહરી મીઠ્ઠી દીકરી, માહરા મુવા બાદ

હવે તાહરી થનાર છે!"—અને એમ કેહતાં તે બુઢો તિક્ષણ આંખ્યોથી, જાંણે તે બાળાનું ભિત્તર વાંચવા માંગતો હોય તેમ, તેણી ભણી જોવા લાગ્યો; પણ તેણે શું જોયું? તેણે જોયું કે એટલાં બેસુમાર દ્રવ્યની ધણ્યાણી થવાના ઉમંગ કે ઉત્સાહમાં તે અજબ જેવાં રંડાં કલેજાંની પોરી જરા બી ઉસ્કેરાયલી દેખાઇ નહીં! શું તે પૈસાનું પ્રબળ જાણતીજ ન હતી? શું તેને પૈસાનો મોહજ ન હતો?

"તું કંઇ રાજી થતી જણાતી નથી, પરીન?" તે કાકાએ અંતે તાજુબીથી પુછ્યું.

"એમાં રાજી તે શું થવાનું છે, કાકાજી?" તેણીએ તાજુબીથી પાછો સવાલ કરયો.

"ગાંડી છોકરી, તું આવી મોટી દોલત ને મીલકતની માલીક થશે તે કાંઇ થોરૂં રાજી થવાનું હોએ?"

"હું તો એ તમારા પૈસાને જરા બી અગત આપતી નથી, કાકાજી," પરીને હસીને કહ્યું. "એ મુઇ એવી તે શું એક શકતી છે? જો હું રાજી થાઉં તો કદાચ એટલા સારૂં થાઉં કે એમ આઇતી દોલતની ધણ્યાંણી થવાથી કદાપીને હું કોઇ બિચારાં હાજતમંદ ગરીબોનાં દુઃખ ટાલી સકશ. માહરાં ગરીબ મમાજીએ કાંઇ થોરૂં દુખ ખમ્યુંચ? તમે મદદનો હાથ આપતા નહીં આવતે તો હું તો ધારૂંછ જે અત્યાર વેરમાં એવણ કદાચ પૈસાટકા વાસ્તેના ઝુરાપા બરાપામાં કે ભુખમરાના મારયાં મરી બી જતે! એથી હું ગરીબોની ઘણીજ કદર કરતાં શીખીછ, કાકાજી, ને તેથી કદાચને એમ પૈસાદાર થવા વાસ્તે હું રાજી થાઉં ખરી."

તે કાકો આ ભોલી મધુરીના એ ભલાઇભરયા વિચારો સાંભળી સંતોશથી હસ્યો.

"પણ એમ બી કાંએ ધારવું જોઇએ?" વળી જરા વારે એક નવો વિચાર થતાં તે પટપટયાંએ તરત પાછું કહ્યું; "એમ બી કાંએ ધારી બેસવું જોઇએ કે હુંજ તમારી વારસ થવશ? હજી પછી બી તમે કદાચ પાછા પરણો, ને તમારાં છોકરાં—"

તે કાકો તે બાળકીનું આ બેવકુફીભરયું અનુમાન સાંભળતાં ખુશ મિજાજે ને મોટે સ્હાદે ખડખડ હસી પડયો, ને તેથી તે આગલ બોલતી ખંચાઇ ને ખામોશ ઉભી.

"હવે મને આએ ઉંમરે તું પાછો પરણાવવા માંગેછ, છોકરી? છેક મરવાતલક થયો ત્યારે?" તે ડોસાએ ધુમ ગમત પામીને કહ્યું, અને પછી કાંઇક દુખી ગઇગુજરીઓ યાદ આવી ગઇ હોય તેમ તે એક તડાકે એકદમ પાછો ગંભીર બલ્કે દુખી થયલો દેખાયો!

"દીકરી," તેણે તે પછી કહ્યું, "માહરે વાસ્તેનો તે જમાનો સદા સુધીનો આખર થઈ ગયો છે, ને મેં એ માહરા જમાનામાં આગલ પાછલનો ખ્યાલ રાખ્યા વના ઘણું કરી લીધેલું છે. તું તે બધું સમજવાને વાસ્તે ઘણી નાદાન છે, ને તે વાત તાહરી આગળ કરવા જેવી નથી, પણ જેમ અમેરીકામાં તેમજ અત્રે પરણેતરોના સંસારમાં મેં સુખ નથી જોયું—તોપણ જવા દે એ વાત, પરીન બેટી. એ વાત તાહરા નિર્દોષ કાનને લાયકનીજ નથી. તે માહરાં આગલાં પાપોની યાદ આજે બી આએ ઘરડી છાતીને ધ્રુજાવે છે!"—અને તે ડોસાએ એમ કેહતાં પોતાની છાતીમાં એક જોરથી મુકકી મારી.

પરીન ગભરાઈ ગઈ. "ઓ કાકાજી, માહરા કાકાજી," તેણીએ તેનો હાથ પકડી લઈ ઘણી દયાથી કહ્યું, કે જે હાથ તે દુખી ગઇગુજરીઓની કોઇક સંતાપજનક યાદોની ઉસ્કેરણીમાં હજી તક ધ્રુજતો હતો! "બરી ગઇ એ વાત. જવા દેઓ. માહરે સાંભલવીજ નથી. તમે ના તમારો જીવ કુહરાવો. કેહોની, તમે સારી પેઠે તો છેઓની?"

"હા. અને હવે જવા દે એ વાત, અને આપરી અસલ હાથ ધરેલી વાતપર પાછી આવ," તે બુઢાએ જેમ તેમ જેહમતથી શાંત થતાં કહ્યું. "મેં તુંને કહ્યું તેમ તુંજ આએ બધા બિસ્યાર વારસાની એકલી ને હકદાર માલીક થશે, અને ત્યારે મારે જે ઉમીદ રાખવાની છે તે એજ છે, બેટા, કે એ બધી તાહરી જોખમદારી તેના ખરા આકારમાં તું જોઇને સમજી શકે, ને તાહરાં દરેક વર્તણમાં તું એટલી શુદ્ધ અને એવી સહમજદાર નિવડે કે માહરા બાપદાદાનાં અસલ માન પામેલાં નામ ને ખાન્દાનને બેઇજ્જાતનો એક બી આંચકો નહીં આવે!"

"તમે શું કેહવા માંગોછ તે હું તો કંઇજ સહમજી નથી શકતી, કાકાજી," તેણીએ તાજુબીમાં પુછ્યું.

"હું એમ કેહવા માંગુંછ, પરી, કે ત્હારી દરેક હીલચાલમાં હવે પછી ત્હારે સંભાલભરી ને ટેકાવદાર થવું જોઇશે," તે નેક કાકાએ પાછી સમજ આપી. "તું પરણે ત્યારે તાહરો ભરથાર તાહરાથી એક બી પાયરી

કે પંકતીમાં ઉતરતો નહીં પણ ચઢતોજ હોવો જોઇશે, ને તાહરાં દરેક આચરણમાં તાહરી આએ મોટી પદવીનો મોભો ને અગત સાચવીનેજ તું વ્હાલી દીકરી કામ લીએ એ માહરી મોટામાંમોટી આર્જુ ને ફીકર છે.''

તે ખરાં દીલનાં જોસથી બોલતો હતો—આએ નાદરકાકો. ખાન્દાંની ટેકમાં તે ઘણુંજ માનવાવાલો હતો. તેની પોતાની આગલી કરણી આપણે જોઇશું ને યાદ કરશું તો એ માન પામેલાં ખાનદાનની નોંક કે નામનામાં કશોજ વધરો કરવા જેવી સ્વચ્છ નહીં હતી, ને તેમ છતાં—કેહવાને અજબજેવું છે કે—પોતે મોટો ને માનવંત થવા પછીથી ખાનદાંની નોકની જાલવણીની કોઈ સૌથી જોરાવર ખુનસ તેના નાકમાં ખુંચી બેઠી હતી, ને તેથી એ પેહલે પરોઢયેથીજ તે પરીનને તે માટેનો જરૂરી સબક અને ધરમબોધ કરતો ચાલતો હતો!!

## પ્રકરણ ૧૪ મું.

પરીનને જે આગેવાન મંડળોએ જોઇ તેઓએ મોટો હર્ષીત આવકાર આપ્યો. તેના બાપ કાકાની બિસ્યાર દોલત એ એકજ સીફારસ તેણીને માટે હતી એમ ન હતું. તેની સર્વોતમ સુંદરતા ને તનોમન નાજુકાત કાંઈ એટલી દીલકસ, એવી તો મધુર હતી કે જે તેને જોતાં તે જોતાં સાથે જાંણે એ મનોહર મુરતીનાં ઉપાસક ને પુંજારીજ થઈ જતાં, અને તે તેણીના એ પુજય આવકારનું સૌથી મોટું ને મોતેબર કારણ હતું.

આગેવાન સરકલોમાં અજાયબીનાં આહ સાથે તેમની ને તેમનીજ વાત ઘેરેઘર ચાલતી હતી. ભલા હાતમ દીલના, ઉડાઉ પણ ઉદાર સોહરાબ મોદીને હજી કોઇ તે તરફ ભુલ્યું ન હતું, ને તેની પરીસુરત બેટી પરીન તેના કાકાના પૈસાના પ્રતાપે સુખવાસી બની બાપીકા મહેલમાં રાજ કરતી રાણી જેવી પાછી ફરી હતી તે વાતે લોકોમાં ઘણી મોટી ચરચાને જન્મ આપ્યો હતો. સહરાગતના સહરૂકા ને એકના બેના બટાકા મારીને વાત કરવાવાલી શ્રીમંત કોલાઈ ફુઇઓ ને મકકી માસીઓને તો ગોયા પોતાની ઝકઝક બકબકને માટે નવો ને ઉમદા ખોરાકજ મલી ગયો હતો! કોઇ જમાને કોઇએ નહીં સાંભળેલું ને નહીં માનેલું નહીં ધારેલી કીસમે ખરેખર બનવા પામ્યું હતું, કે જેને વરસોથી મુવેલો ને દરયામાં દુબેલો માનવામાં આવતો તે પેલા ''ભોલી ગુલ''ના નાટકમાંના બૈરી ગળે પડનાર મેહેરહોમજી ખાનદાંનના મેહેરનોસજી પેઠે ''દરયામાં દટાયલો

અચબુચ પાછો ફુટી નિકળ્યો હતો," અને વળી અમેરીકામાં સારી પેઠે ધન મારી પૈસે પુર ને માલે ખુબ થઇને અત્રે પાછો ફરયો હતો ! તે ગયો ને આવ્યો તેટલાં દુન્યામાં માહા પ્રળય થઈ ગયા હતા. જે તે વખતે નઓજુવાંન કુમારીકાઓ તેણે જોયલી તેઓમાંથી હાલમાં જે જીવતી હતી તે બધી મમાઈ બપાઈ ને ઘરડી જપ થઇ ગયલી હતી, અને તે જુદી દુન્યા આ નવા ફુટી નિકળેલા ધનવાંન પારસીને હેતથી આવકાર આપવા જાંણે તાજુબીમાં એકઠી બની ભભરી નિકલી હતી !

હવે સૌ તેઓને સોહોધતાં ને તેમની દોસ્તીના તલબગારી ને ઉમીદ કરતાં તેમને મલવા આવતાં હતાં. તેઓની તંગી વખતે જેમનાં નાકમાં તેમને સારૂ સુગ ભરાઈ ગઈ હતી, ને જેઓની મદદની કમનસીબ નાજાંએ ફરજયાત જુલમાત વચ્ચે ગરીબીમાં આજુ કરતાં પણ જેઓનાં નસ્કોરાં ચઢી ગયાં હતાં—બલ્કે જેઓએ તે કાકલુદીભરી અરજીઓનો જવાબ કરવા જેવી બી કદી તુંભા કરી ન હતી, તે બધાં જાંણે કાંઈ બન્યુંજ ન હોય તેમ, તે નાપસંદ ગઇગુજરીપર આંખ આડા કાન કરીને, હસ્તે મુખડે ને નફ્ટ નાકે તેમને ભેટ સોગાદ મોકલતાં ને મલવાને ઉમીદવાર થઈ આવતાં હતાં ! તેઓમાં એક તો ધનભુરાનાં ધનમાએજી પોતે હતાં, જેઓ મોટાં તીચકાંદાર છતાં સોસાયટીમાં આગેવાન લેખાતાં હતાં, ને જેઓની પાકી ને પુખ્ત ઉંમરના સબબે એક" પૈસાવાલાં મોગંમાય" તરીકે લોકમાં મોટો કોરડો ચલાવી રહ્યાં હતાં. તે બેહેસ્તી સોહરાબ મોદીના સારા બખતમાં મરનારની ઘણી દોસ્તદાર થતી હતી. તે સોહરાબને "દીકરોજ" જાંણુતી ને કેહતી હતી, ને તેને ત્યાં એક પુત્રી (પરીન) નો સુભાગ્ય જન્મ થયો ત્યારે તેણે વળી નાજાંની એ સુવાવડ દરમ્યાંન એક ઘણો ખરચાલુ વધાવો વટીક મોકલ્યો હતો !

અને પછી? અને પછી જ્યારે તે ઘરપર સાતમનો સેહતાન ઉતરી પડયો, ને સોહરાબનાં મોહોત સાથે તે ઘરની ને તેનાં વ્હાલાંઓની તારાજી ને તમામ પામાલી થઈ ત્યારે એ અભાઇજી જાંણે જીવતાં દટાઇ ગયાં હોય તેમ તે નિરાશ્રીતોથી શરમભરેલી હદ સુધીનાં નફ્ફરાંપણાં વચ્ચે અલગ થઇ ગયાં —તે એટલે સુધી કે દુખી નાજાંએ વસાઇથી જે પોતાની વ્હાલી દીકરી પરીનને ખાતર ઓસ્યાલી થઈ ઘણાંકોને કાકલુદીનાં કાગળો લખ્યાં હતાં તેમાં એક કાગળ તો એ નામચીન બાનુને બી આગલી પાછલી યાદ આપી તેણીએ

લખ્યો હતો, જે એ મોટાંમાએ વાંચવા કે જોવાની વટીક કનવાર કરી ન હતી! તે કાગળ આવ્યો એટલે તેની એક બે લીટી મિનતગુજારીની વાંચી જોઈ તેણીએ લખતનની સહી જોઈ, ને પછી મોટા મિજાજનાં એક નસકોરાં સાથે પોતાની ડેસ્કમાં તેણીએ તે કાગળ તિરસ્કારથી ફેંકી આપ્યો, ને તે ફરીથી જોવા કે વાંચવા જેવી દયા કરવાનું બી તે દહાને કદી ભાંન થયું નહીં; અને તોબી કેહવાને અજબજેવું છે કે આ સુખી ફેરફાર થવા પછી જરા બી આેશકાયા શરમાયા વના તે સીપલી સોબાઇ વળી નકટે નાકે નાજાંને હાલમાં તેના બંગલામાં ચાહીચાતી અને ચાલી ચલાવીને મલવા આવી!

"ઓહું મરૂં રે માહરી માએ," આવતાં સાથે, જાંણે તે લોકનો તુચ્છકાર કરવા અથવા તેમનાં સંકટમાં તેમને વિસારી આપવામાં એક બી અપરાધ તેણીએ કરયોજ ન હોય તેમ, પાક એહ્વાઇથી તેણીએ નાજાંને બગલગીર થતાં લ્હાવરાં સ્હાવરાં કરયાં, "ચાલ, આવી કે? ભલે આવી! ખુદાપરથી મરૂં તે જેને જેવું ઘટે તેવું મોરે વેહલે બી કરયા વગર તે કંઇ રેહેછ? તાહરા ધણીનાં ઘેરમાં હવે ચાલ. અખઇ થઇને તાહરાં વેચ્યાર સાથ સદા સુખી સુખ્યારી રેહે: પણ રાખ રે, માહરી પેલી પોપટી કાંહ છે! બોલાવની, નાજાં, આપરી પરીન કાંહાં છે! તે તો જી ભરૂં હવે દાહરેવારેની તાહરાં માથાં ઉપરવારેની થઇ ગેઇ હોશે?"

એ વખતે પરીન ડ્રોઇંગરૂમમાં જ્યાં ધનમાએ તેણીની માતા જોડે વાત કરતી બેઠી હતી તેની બાજુમાંના એક ઓરડામાં પોતાના બાલ હોલતી હતી, અને ત્યાં તે ઉપલું ઢોંગી ટટીંગ સાંભળીને કમકમ્યા વવર રહી નહીં. તે એ ધનભુરાની ધનવાંન ધનમાએને ઓલખતી હતી. તેની માતાએ કાંઇક સેહેંકડોવાર તેની આગળ તે મીઠી ને જુઠી ઓરતની ઘણીક વાતો કરેલી હતી, ને તેથી તેજ હવે મલવા આવેલી હોવાનું નોકરે આવીને જાહીર કરયું, અને તે પછીથી વળી તેણીએ તેને ઉપર કહેલી કીસમે ગેરસલુક પતરાજી કરતી સાંભળી ત્યારે તે પાકજાદ છોકરીનું જીગર ખફગીથી જળી ગયું. તેણીને સારી રવેસે ખબર હતી કે પોતાનાં અગાધ દુખ ને ત્રાસજનક સંકટમાં તેણીની વ્હાલી માતાએ એ તુચ્છી ઓરતને કાંઇક મદદ માટેની મીનતજારી ને દાકલુદી લખી વાલી હતી, અને તેનો તે ગેરસલુક પૈસાવાલીએ એક જવાબ લખવા જેટલી બી

સભ્યતા બતાવી ન હતી; અને તોપણ આજે? આજે તેજ તેમને સોહાધતી ને આમ સાતમે આસ્માને ચઢાવતી સામું તેમનું ઘર પુછતી આવી હતી! તે તેમને નહીં પણ તેમના પૈસાને પીછાંણતી ને પુંજતી આવી હતી!!

એવો આ દોરંગી દુન્યાનો ઢંગ અને રંગ છે, અને તે ખરોજ છે. વ્હાલાં વાંચનારાંઓએ ખાત્રી માનવી કે જેઓ ઘણાં મીઠાં થાએ તેઓ અગતકરીને જુઠાંજ પુરવાર થઈ શકે છે, માટે એવાં મીઠાંબોલાં જુઠાંઓની લતરાજપર લોભાવા ને તેઓ માટે સારૂં માનવામાં એક ઘડીની બી સલામતી નથી. અફસોસ તો એ છે કે જયારે ખરાં ને ખાલેસ આસામીઓ આ દોરંગી દુન્યાના નાટક તખ્તા ઉપર જવલેજ ને થોડાંજ મલે છે, ત્યારે એવાં મેલાં દીલનાં મીઠાં પણ જુઠાં દુવેંદો કોડાઓની પેઠે કકડી જાય છે, ને તેઓ વળી સોસાયટીમાં વડાં વંડોરાં બની આગેવાનમાં ખપવાનું માન ભોગવે છે!

પરીનને તો તેની માતા પર કાંઇ ગુસ્સો વટીક આવ્યો! શાંને માટે તે આ લતરાજખોર લાહેરી કરનારને રોકડું નહીં પરખાવતી હતી? શાંને માટે મનની નબલાઈ બતાવી તેવી એકનો તે આદરસત્કાર કરી તેના જોડે એમ નરમાસભરી વાત કરતી ને વરતતી હતી?

નાજાંએ પરીનને હાંક મારી.

પરીનને જવા ગમ્યું નહીં, પણ આપણે આગલ વાંચ્યું તેમ તે પોતાની માતાને એવી સખ્ત તાબેદારીનાં સાચાં વ્હાલથી ચ્હાતી હતી કે તેનું દીલ ન દુખાય ને તે જરા એ કરાજ ન થાએ માટે ઘણીક વાતોમાં તેને પોતાની ખરી લાગણીઓને પોતાની મરજી ઉપરાંત કચડીને ચાલવું પડતું હતું; અને તેમજ હાલમાં બી, ઘણીક આનાકાની સાથે, તે માતાના પુકારના જવાબમાં જરા વારે તૈયાર થઈ તે બાહેર આવી.

અને ત્યારે ધનમાએજી તે સુંદરીને રૂબરૂ જોતાં અજાયબીમાં છક થઈ ગઈ, ને આ વખ્ત તે અબળાનું બોલવું અને બજાવવું સઘળું ખરૂં ને ખરાં દીલનુંજ હતું. "ઓ માએ, આવ રે માહરી પાસે, માહરી દીકરી," તેણીએ કહ્યું; "કોણે ધારયુંતું કે માહરા સોહરાબની દીકરી એવી નમુનેદાર ખુબસુરત ઉઘરવાની છે?"—અને તે પરીનને પરીનની મરજી ઉપરાંત બગલગીર થઈ. "નરો બાપ! નરી જાંણે શુદ્ધી ને બધી

બાપનીજ સુરત!" તેણીએ તેને પગથી માંથા તુલક ફરી અને ફરીને જોઇને વધારયું.

"તમારી વખાંણ જો ખરાં દીલની હોય તો હું ખુશી છેઉંજી," પરીને સ્હેજ ટણકાથી કહ્યું, "કેમજે માહરી વખાણમાં તમે માહરા ગરીબ બચારા બેહેસ્તી પપાની વખાણ કરોછ તે મને વધારે ગમેછ."

ધનમાએની તો આંખોજ જાંણે પરીનમાં ખોબાઈ રહી. તે ખીલતું સૌંદર્ય, તે ઉગતું સ્વરૂપ, તે નુરમંદ તેજ, તે ટેકાવ, તે અદા, તે લેહકો, તે મીઠાસ, તે તનદરોસ્તીનો રતાસ ને તે તેણીનો દેખીતો સ્વતંત્ર ને તોરવંતો સ્વભાવ એ બધું આંખે ઉડીને વલગે એટલું તારીફ લાયક આ છોકરીમાં એક તડાકે જોઇને ધનભુરાનાં ધનમાએજીની અનુભવી આંખો અજાયબીમાં છક થઈ ગઈ.

તે કાજ કરવાના અને મોટે ખાંચરેનાં જોડાં ગોહવી આપવામાં હંમેશ ઉકમાઈ લેનારી હતી, ને કંઈ સેહેંકડો છોકરીઓને તેણે એ રીતે પોતાની મદદનો હાથ આપીને પોતાનાં "સવાબમાં ઉમેરો" કરેલો હતો; પણ તે તવાયલી, સોહરાયલી, લેવાયલી, લુટાયલી, કંટાયલી, ઉંચા પડેરા જેવી, વા આવે તો ઉડી જાએ એવી સોબાઈ મચ્છરડાઓ કે જેઓ પૈસાનાં તેજમાં પ્રકાશીને "ખુબસુરતીઓ"માં લેખાતી હતી તેમને મુકા-બલે આવી એક તનદરોસ્ત બાંધાની રોણકદાર મધુરી માટે તે કેટલું બધું "સેનઝેશન" કરીને ખુદ પોતાની અગત કેટલી હદ સુધી વધારી શકશે તે ગણત્રીઓમાં એ ધણીમુવાં માસીસ ધનભુરા રાજી રાજી થઈ ગયાં.

"નાજાં, ત્હારી દીકરી તે દીકરીજ છે હો! નમુનેદાર દીકરી છે," તે અબળાએ પાછું કહ્યું. "માહરી ખાત્રી છે, પરીનમાએ, કે તું મોટામાં મોટાં ઘેરને શોભાવશે ને દીપાવશે;"—અને તેણીએ કાંઇક અજાયબી ને કાંઇક નાઉમેદી વચ્ચે જોયું કે પરીનપર તેણે આપેલી ને જાહીર કરેલી એ ઉમીદથી કશીજ અજબ થયલી નજરે આવી નહીં! તે ન તો જરા બી ઉસ્કેરાયલી કે ન તો જરા પણ રાજી થયલી દેખાઈ. જાંણે ઠંડાં પાણીનું માટલું!

ધનમાયજીએ, એમ છતાં, જારી રાખ્યું, "હું તો હમણાં હમણાં એમજ ધારતીતી કે આપરા પારસીઓમાં હવે કોઈ "બીયુટી" રહીજ

નથી! (ડોસાં અસલી તોરનાં હતાં તેથી આવા જાણીતા ઇંગ્રેજી બોલોનું અથાણું અવારનવાર તેવણ કરી જાંણતાં હતાં!) "ને તેથી આએ ગાએમાએને હવે માહરી સાથે લઇ જઇને બધે હું ઓળખાવશ ને આગળ કરશ તેથી માહરો બી હાથ જાંણે ફાવી રેહશે."

પરીને હજી કશો જવાબ કરયો નહીં. તેને તો આ જાતની હલકી ખુશામદથી સાંમી ઉબક આવતી હતી! એવી તારીફ સાંભળીને મલકાઈ છલકાઈ જાએ તે ફોમસની અજ્ઞાન કે અભણ આ છોકરી હતીજ કયાં?

"કાએ માએ, કંઈ બોલતી નહીં?" જરા થોભીને વધતી નાઉમેદીથી ધનમાએજીએ તેણીનેજ પાધરો સવાલ કરયો.

"એમાં મા રે બોલવા જેવું છે શું, ધનમાએજી?" તે છોકરીએ સાદાઇથી કહ્યું. "હું માહરામાં એવું રાજી થવા જેવું કે લાયકાતભરયું કશુંજ જોતી નથી, અને તેથી હું તમારે હસ્તક એમ આગલ પરવા જરા બી ખાહેસમંદ નથી."

"ઓ વહી રે માય, આએ છોકરી તો કંઈ અજબજેવી છે!" ધનમાએજીએ ખરાં દીલની અજાયબી બતાવી. "બીજી જેવા હોય તો એવું ચાનસ સામું મલવાથી રાજી રાજી ને મઘન મઘન થઈ જાએ. હરવર્ત જાયચ નહિ! નાજાં, તું બોલની? તું કાંઈ તાહરી દીકરીને કેહ ની?"

"હા, માએ, હા," નાજાં પોતાના એ દાહડેવારેનાં બચ્ચાંનો એ રીતે કોઈ લાયક જવાંન સાથે ઉઠાવ થાએ તેની આજુંધ રાવીને એક માતાની ફકરથી તરત એકમત થઈ. "તમેજ એનાં માએ થજો ને એને ઓરખાણ પીછાણમાં આગલ કરજો. હવે હું તો મુઈ. હુ તો માહરા ઘરનું ખુણું ધરીને બેઠીછ ને બેસવાની, વાસ્તે તમોને માહરાં બચ્ચાંને વાસ્તે જે સારૂં લાગે તે એનાં માએ થઇનેજ કરજો."

પરીનને તેણીના બાબમાં ધનમાએને અપાયલો આ પરવાનો ગમ્યો નહીં. તેને ધનમાએ પોતેજ ગમતી ન હતી તો તેવી એકની બાંહેધરી તે શી ગમે? પણ તેણીએ જોયું કે ધનમાએનાં જવા પછી તેના કાકા આગળ એ બધી વાત થઈ ત્યારે તેને બી એ અબળાની પરીનને લગતી આગેવાનીની વાત ઘણી ગમી, અટલે તો તુરત વેલા દાનાઇથી તે ખામોશજ રહી. તેણે

પોતાની બધી મરજીના ભોગે બી પોતાની માવતર ને કાકાને સુખી રાખવાનોજ દલેર કસ્દ કરી જાંણે કસમ લીધા હતા, ને ત્યારે હવે તે પોતાના નેક પવિત્ર ઠરાવને એ ભલી મનસનીની છોકરી અને ત્યાં સુધી દીલેરીથી વળગી રેહવાજ ચ્હાતી હતી.



## પ્રકરણ ૧૫ મું.

નાદર કાકાએ એક સહી કરેલી કોરો ચૅક બુક નાજનાં સ્વાધીનમાં સોંપી દીધી. "ખરચની કાંઇજ વાણ કરતી ના, નાજુ," તેણે પોતાની ભાંજાઇને તાકીદ કરી. "આપરી પરીન હવે બાહેર બહરવાસ એ ધનમાએ સાથ જતી આવતી થાએ માટે એ ધનમાએને ને આપુને એઉને શોભા આવે એવી રીતે એ છોકરીનાં કપરાંચપરાં ને દરદાગીનાની ખરીદીઓ કરજે." પણ ખુબી તો એ હતી કે એ બધો કારભાર ને કારોબાર બી ધનમાએ પોતેજ મોંદે ચઢીને માંગી લીધો, અને ત્યારે પછી પુછવું શું ! તેણીએ ઉંચામાંઉંચી લેસ રીબન ને ફ્રીલફુલની શોભણશાભણના કીમતીમાંકીમતી ડ્રેસો સિવાડયા, અને તે સાડીઓ ને પોલકાઓ ને પાણકાઓનું એક દીલપઝીર સંગ્રહસ્થાન ઘરમાં આવ્યું ત્યારે તે સીલ્ક ને સાટીન, મલમલ ને મખમલ, પંખા ને સ્લીપર્સ, ઝવેરાત ને અસબાબનો ઠાઠ જોઈ પેહલાં તો પરીન પોતેજ બીહી ગઈ ! તેણીએ પોતાનો વસાઇનાં એકાંતનો ગરીબડો હાલ યાદ કરયો, કે જ્યાં એકાદી સુતરાઉ સાડી ધોઇ-ધોઇને અને સીવીસાંધીને તેને વરસો તક ચલાવવી પડતી હતી; અને ત્યારે તે વાતનો આએ બધી આઇતી આએપત જોડે મુકાબ્લો કરતાં તેનાથી હસ્યા વના રેહવાયું નહીં !

તે પોતાના કરતાં વધારે રાજી તો તેની માવતરને સારા પોશાકમાં સજજ થએલી જોઇનેજ થઈ. તે ગરીબ વિધવાએ પોતાની સ્થિતીને જવાબ કરતા સાદા પણ સુઘડ ને શોભીતા પોશાકો પસંદ કરયા ને સિવાડયા હતા, ને તેમાં તેને તૈયાર થએલી જોતાં પરીનનું જીગર ખુશીમાં ખીલી રહ્યું. "ઓ મમા ડીઅર, તમે પપાજીના વખતમાં સારૂં સારૂં પેહેરયું ઓઢયું હોશે ત્યારે કેટલાં બધાં ખુબસુરત દેખાયાં હોશો !" તે નિર્દોષ નાજનીને ઘણાં હર્ષીત જીગરે કહ્યું.

પરીનને વાસ્તે તો એ બધો એક કેવળ નવીન અનુભવ હતો, ને તેથી તે બધી ગભરાઈ ગભરાઈ જતી. શ્રીમંતપણાંનો આવો ઠાઠ ને પૈસાનું પ્રબળ પોતે સમજની થવા કેડે તેણીએ પોતે જાતે કદી અનુભવ્યું ન હતું, જેથી નાઝાંને જે સર્વ નવું ન લાગતું હતું તે તેને બાજે વખ્ત અતી ઘણું અજબ કરતું રહ્યું હતું. નવા ગાડી ઘોડા લેવાનું, ખાસ આયાદાયા રાખવાનું, ઉંચા દરદાગીના ઘડાવા કરાવાનું એ બધું નાદર કાકાએ તો ધનભુરાનાં ધનમાએજીની આગેવાની હેઠલ એ બે માદીકરીને પોતાનેજ સોંપી રાખ્યું હતું, ને તેથી હાલમાં તો તેઓ સારો દહાડે બંને રોકાયલાં ને રોકાયલાંજ રેહતાં હતાં.

નાદરકાકા એ બધી ખરચાલુ ખરીદીઓની પરીન પર કેવી ને શું અસર થાએ છે તે છુપ્યો રહીને તપાસતો રહયો હતો, પણ તેણે હદવનાની તાજુબીમાં જોયું કે ના તો તે પોરી જરા એ રાજી થયલી કે ના તો કાંઇ બી રીતે ઉસ્કેરાઈ આવતી નજરે આવી! તે ફકત ઘણું તો તાજુબ થતી કે ગભરાઇ જતી દેખાતી, અને ત્યારે બી તે તાજુબ થતો કે ગભરાતનાં પરીણામમાં તે કોઇ બી ફીસમે રીતભાતમાં કમ કે છબરડો કરી નાખનારી પુરવાર થતી નહીં. ગમે એવી તાજુબી કે ગભરાત દરમ્યાંન બી તે ત્રાહીત આસામીઓની હાજરીમાં તો વિચારવંત, શાંત, થસ્સાવાળી અને દબદબા-ભરીજ રહી શકતી, કે જ્યારે ખાન્દાંની ટેકની તે સ્વભાવિક પ્રેરણા ને બુદ્ધિ માટે નાદરકાકા ખુદાની ખુદરતના સંબંધમાં હેરત થયા વના રહી શકતો નહીં.

અને ધનભુરાની ધનમાએજીએ ધારયું હતું ને ગણત્રીઓ કરી મેલી હતી તેમજ મરનાર સોહરાબ માદીની પરીસુરત પરીને આગેવાન સરકલોમાં ખરીજ તાજુબી ને વખાંણનો એક મસ મોટો હોકારો મચાવી દીધો. તેને જે જોતું તે ચ્હાતું ને વખાણતું. દરેક મેલાવડામાં તેને લીધે તેની માતા ને કાકાને ઇજનો થતાં, ને દરેક ભવ્ય મેલાવડો તેના વગર જાંણે ઉદાસ, એકાંત ને સુનકાર સિદ્ધ થતો!

અને તોબી તે પોતે દુન્યાની એ તકલીદી ખુશામદ તરફ તમામ તુચ્છકારથીજ જોતી! તેનાં પોલાંણમાં તે એટલી માનનારી દેખાઈ કે તે કોઇ બી તેવાં ખુશામત્યાં તરફ કશુંજ માન ધરાવતી દેખાઇ નહીં. નહીં

કે તે તોચ્છડી કે જંગલી પુરવાર થઈ; તે બધાં સાથ એખલાસભરી, નમાની અને લાયકીથી ચાલતી હતી, પણ તેણીનાં હોસાંન કે પૈસા માટેની લોકોની ફીદાગીરી સામે તેને ખાનગીમાં મોટો અભાવ ને કંટાલો છુટતો હતો એ વાત તો ખરી. તે પોતે સરબસર સચ્ચાઇનીજ એક પવિત્ર પ્રતીમા હતી. જુઠાંણાંને એવાં ખરાં જીગરથી તે ધિક્કારવા શીખી ને ઉછરી હતી કે ખોટી ખુશામદ અને મીઠો પણ જુઠો સીપલાત તે કદી બી સહન કરી શકતી ન હતી.

તે પોતાના બાપદાદાઓનાં મનની મોટાઇની ઘણીક વાતો તેણીના કાકા સોડે મોટી મોજથી સાંભળતી, ને તેઓ સખીતએહ, સાચ્ચા ને ખાન્દાંની નામપર જીવ આપનારા હતા તે બધું સાંભળીને તે માન પામેલા મરનારોની એક વારેસ તરીકે પોતે તેવીજ સદગુણી, સાચ્ચી ને શુદ્ધ ઉછરવાના પોતાના કાકાને તે હરહંમેશ કરારો પર કરારો આપતી, ને તે ખાન્દાની નોંકપર જીવ આપી મરતા ડોસાને ઘણું સુખકારક સિદ્ધ થઈ પડયું હતું.

તે કેટલી હદ સુધી શુદ્ધિ ને સાચ્ચી હતી તેનો એક દીલ ઉસ્કેરનારો દ્રષ્ટાંત પ્રગટ પડતાં તેણીની માતા અને કાકો હબતી ગયાં:—

એક દિવસ ધનભુરાની ધનમાએ તેઓને બંગલે મલવા આવી, અને ત્યારે વાત પરથી વાત નિકળતાં તે કોઈ પારસી બેરીસ્ટરના બદમાશીની વાત કરતી હતી, જે અચાનક પરીન પણ ત્યાં બેઠેલી સાંભળવા પાંમી. "કોઈ જબરો નફ્ટ પારસી!" ધનમાએ હસી હસાવીને વાત કરતી હતી. "નાદરબા, તમે ઓરખ્યો કેની? દાવરનો કાલી? ત્રીજે વરસે બેરીસ્ટર થઇને અત્રે પાછો ફરયો તો તે?"

"હા, તેનું શું?"

"તે પેસુ ચવની રતન સાથે અદરાયલો ઉતો, ને બધું તદને—હાલ નક્કી થયલું," તે ડોસીએ આગળ ચલાવ્યું. "બધી પરપેહરાંમણી ને તરતીરથ સૌ થઈ રહેલી. કેવી મજાહની ચાલે તો ઓરા પરે તેવી તારા જેવી છોકરી જો! સાથે ફરયો હરયો, નાટકોમાં લઈ ગીયો, ફરવા હરવા ગીયો, ભેટ સોગદોની આપ લે થઇ, ને પછી લગનને અગ્યાર તાહરા

વચમાં આરા રહેલા તેમ મુવો તો સાફ ફરી બેઠો જે સસરો થતો પચીસ હજાર લગનની આગમચ આપે તોજ પરણું !"

"પછી—પછી ?" નાજાંએ ફફરમંદ પુછયું.

"પછી શું વરી ! સસરાએ તો માથું ફેરવી સાફ ના કેહયું જે મેં કંઈ માહરાં એકપુરાં બચ્ચાંને તાહરા જેવા ભીખારડાને હાથ વેચવા નથી કાહારયું ! તું માહરી દીકરી સાથે પનણે પછી હું પચીસને જગે પચાસ આપીને ઉભો રેહવશ."

"ત્યારે હજી શું ઓછું પરયું ?" નાદરકાકાએ તાજુબીમાં પુછયું.

"બલા જાણે નખોદગીયાને શું એક દેવ ભરાઈ ગીયો તે કાંઈ સમજયોજ નહીં ને તરત કાજ ભાંજયું, કે જયારે વરી ખુબી તો એ કે તાબરતોબ મંચી માકી દલાલે તુટ પારીને પોતાની છોકરી સાથે તેને ઠેકાણે પારી દીધો, ને વરી માંગતોતો તેટલો એક બી હાથમાં ને હાથમાં આગમચથી ભરી આપ્યો."

"કેવી દીલગીરી ને નામોશીની વાત !" નાદરકાકાએ કરાજીથી કહ્યું.

"વધારે દલગીરીની વાત તો એ થઇ, નાદરબા," ધનમાએજીએ પોતાની વાત હજી આગળ ચલાવી—ને અવાજ હવે તેમ કરતાં છેક ધીમો કરી નાખ્યો, "કે ચવની રતન બિચારી કેથી ઘણીજ કાંકણી ! પોતાની સાથે એ લુચ્ચાએ આટલી બધી છુટ લીધેલી, ને પછી વરી વગર વાંકે બેશરમીથી એમ કાજ ભાંજયું તેનું તે પોરીને બિચારીને દુખ કંઈ એવું તો લાગું કે બારણું અંદરથી બંધ કરીને ગલાંમાં રૂમાલનો ચપટ ફાંસો ખાઇને સુઈ રહી !"

"મરી ગેઇ કે"? પરીને દયાથી ધ્રુજતાં પોતાની બેઠકમાંથી ચમકીને ઉભી થઈ પુછયું.

"કાંઇ એ લોકના વડવાનાં પુન આરે આયાં હોશે તે પોરીનાં જોશથી દમ ખેંચવાનો સાહાદ પાસેના ઓરડામાં માએને કાને ગીયો, ને તેણે બારણાં ભંજાવીને અંદર જઇ જોયું તો રંધાઇ રહેલું ! પણ ડાકટર ને દવાની દોર જે વખતસર પોહચી કેની તે જેમ તેમ દુકતી અંતે પાછી હાથમાં આવી, નહીં તો બિચારાં માએ બાપનું એ એકનું

એક બચ્ચું તેનો કાજગરો જાન ખચ્ચીત જતો રેહતે. પછી કેહજે કેટલા બધા પૈસાટકા વેરવાર કરીને ચવના પેસુએ બધું જાહેર થઈ જતું દાબ-દબાંણુ કીધું, ને બિચારાં બચ્ચાંને લઇને હમણાં તો એ લોક ખંડાલે જતાં રહેલાં છે."

પણુ એ કેફ્યત સાંભળતાં પ્યારી પરીનનો ફીગરફેસ જોવા જોગ થઈ પડયો હતો! તે ગુસ્સાથી ઉસ્કેરાઇને લાલ ભુંડ જેવી બની ગઈ. દુન્યામાં એટલી બધી બેશરમી, બેવચની ને દગાબાજી વગર સાશને પસાર થતી આવે એ ખ્યાલનો જુલ્માત વટીક તેનું કોમળ જીગર તાબોસ કરી શકયું નહીં!

"ને તે દગલબાજ પારસી? તે લુચ્ચા બેરીસ્ટર દાવરના કાલીનું શું થયું, ધનમાએજી?" તેણીએ મોટી ઉસ્કેરણીઓ વચ્ચે પુછ્યું.

"ઓ વાય, વરી શું થાએ? તે માહરો બ્હાલો તો બેધરક નવી બૈરી સાથે ફરેછ હરેછ, ખાએછ પીએછ, ને મોજમજાહ કરેછ!"—અને ધનમાએ ખુશ મિજાજે હસી પડી.

પણુ પરીનની આંખમાં તો એ બેવફાઇ ને બેશરમીની વાત સાંભળતાં જવાળાજ પ્રગટી નિકળ્યા હતા!

"અને તેવા એક નીચને તમે લોક તમારી સોસાયટીમાં ભેળાવા દેઓછ? ધુળ પડી એવા તમારા સુધારાપર! પારસીઓએ મીટીંગો ભરી મોટા ગરબડાતથી તે નીચને અને તેના તેવાજ નીચ સસરાને ન્યાત બહાર મુકવો જોઇતોતો, ને તેનાપર જગતની લેઆનત વરસાવા જોગું બધું કરી બતાવવું જોઇતુંતું, તેને બદલે તે લેયાનતનો કુતરો બેધડક મોજ કરે, ને પેલી બિચારી ગરીબ ગાએ જેવી રતન ખુણું સેહવે! ઓ ખુદા, એ કેટલો ગેરઇનસાફ! કેવી નામોશી, કેવો જુલ્માત!"

ખચ્ચીત, ખરાં દીલની ઉસ્કેરણીઓથી ભારે ગુસ્સા વચ્ચે પરીન જયારે એ સઘળું બોલતી હતી ત્યારે તેના એક શાહાનશાહબાંનુ જેવા તોર ને ગુસ્સા ઉપર નાદર કાકા વખાંણુની આંખે જોઈ રહ્યો હતો, ને તેની મા તો એ મધુરીના પ્રમાણીક જીગરના એ સાચા હાવભાવ જોઇને એટલી બીહી ગઈ કે જાંણે થરથર ધ્રુજવા પડી! ધનમાએને બી ભારી ખસ્યાંણુ લાગ્યું. તે ડાહી દોહરી કાગડી મંડળોમાં આગેવાન ને મુખી ગણાતી હતી, ને તે છતાં તે પણ એક એ કોમળાંગી બાળાનાં થથરાવાથી એકાદ પલ તે જાંણે થથરીજ ગઈ. કે જયારે ગુસ્સે થયલી પરીન એક

બાદશાહજાદીના તોરથી ધિક્કાર કરતી ને લેઆનત વરસાવતી ત્યાંથી ઉઠીને પોતાના ઓરડામાં ચાલી ગઈ.

"તમે એનાં દેખતાં એવી એવી વાતો નાજ કરો, ધનમાએ," તે બીહીધેલી માતાએ તે પછી તરતજ તે અબળાને કાને લાગી માંગી લીધું. "હું જેમ તેમ, જેમ તેમ એને લોકોમાં આવતી જતી ને ભેલાતી સેલાતી કરૂંછ, ને એ એવું એવું સાંભરેછ કે જાણે એનું માથુંજ ફરી જાએછ!"

પણ નાદર કાકાએ તો પોતાની સકુમારી બેટીની એ હીંમત, ઝનુન ને જોશપર લખ્ખો આફ્રીન કરી. તેને એજ તોરનો એક વારેસ જોઇતો ને ગમતો હતો, ને પરીન તેનાં બાપીકા નામને એવા સાચ્ચા ને સ્વતંત્ર સ્વભાવથી આયંદા શોભાજ આપશે એમ માનવામાં હવે શું કશો બી સંદેહ રહી શકતો હતો?

"પણ એ છોકરી એમ કરશે તો જીવાશે કેમ ને ટકાશે કેમ!" ધનમાયે અરધું ફકરમંદ અને અરધું હસીને કહ્યું. "એ બધી દુન્યાને પાકપરેહજગાર ને ખોદાઇ રસ્તે ચાલવાવાલીજ જોવાનું ધારી બેઠીછ કે શું?"

પરીને આ "રીમાર્ક" પડોશના ઓરડામાં સાંભળ્યો, ને ત્યારે તે વધતી ગુસ્સે થયલી રસુલા વાઘ પેઠે પાછી બાહેર દોડી આવી. "ધનમાએજી, મને માફ કરજો, પણ એવા કાલે મોંહનેનાઓને હું તો કદી બી કોઠું આપી કે મળી શકું નહીં. એ તમારો દોસ્તદાર જો માહરાં ઘેરમાં આવવાની કદી હીંમત કરે કેની તો મમા ને કાકાજીની રજા લેઇ હું તો તેને બારીએથી બાહેર રસ્તા પર ફેંકાવીજ દેઉં—એવો મને તો તેની હીણપસ્તીની અને દગાબાજીની આએ બધી વાત સાંભરીને તે લેઆનતના કુતરાપર ગુસ્સો આવેછ."

"પોરી ઘણી નાદાન ને હુલવેલી છે," ધનમાયે હસીને અભિપ્રાય આપ્યો.

"તો હું માંગી લેઉંછ, ધનમાએજી, કે માહરા દેખતાં તમે મેહરબાની કરીને લોકોની એવી બદમાસીની કોઇ બી વાત કરતાંજ ના," પરીને તીખ્ખો જવાબ કરયો, ને તે પછી તે એ રીતે રોકડું પરખાવી પાછી અંદર ચાલી ગઈ, એટલે નાદરકાકાએ દાનાઇથી તરત તે વાતની નાંખતી કરાવી વાત ફેરવાવીજ નાંખી.



## પ્રકરણ ૧૬ મું.

એ વાત તે પછી નવી જુની થઈ ગઈ અને ભુલાઈ ગઈ, અને ત્યારે કેડે નજદીક છેક ચાર મહીને હીરામાંણેકને ત્યાં કોઈ વેલાત જતા ઇંગ્રેજ પરોણાનાં-માનમાં એક મોટી ઇવનીંગ પાર્ટી થઈ, કે જયાં ધનમાએ સાથે આપણી પુતલી પરીન બી ગઈ હતી. તે દાહડાનું તેણીનું તેજ ને ઠાઠ જાંણે એક જોવાજોગ પ્રદરશણજ હતું. તેણીનો પોષાક ઉંચી કીસમનો તેબી તમામ ટેસ્ટફુલ હતો; ઘરેણાંઓ થોડાં પણ ઝલેહદાર, મોંઘાં દાટ ને છેલ્લામાંછેલ્લી ફેશનનાં હતાં, ને તે મોટા મેળાવડાની ઝગઝગાતભરી રોશણીમાં ફરતાં હરતાં તે સુંદરી આ ફાની ધરતીની કોઇ રહીશ કરતાં આકાશની એક હુરી હોવાનો હરહાલ સૌને જાસ્તીજ અભ્યાસ કરાવતી રહી હતી!

લોક તે ચાલતી તે જમીન વટીક જાંણે જોઈ રહ્યાં હતાં! જેઓએ તેને અત્યાર સુધી કદી જોઇ ન હતી ને નહીં ઓલખતાં હતાં તેઓ 'એ કોણ?' ના ગણગણાતથી તેને ઘેરી લેતાં, અને મેજબાનો મારફતે આગલ પડી તેણી જોડે ઓલખાણ કરાવી લેતાં હતાં. જવાન્યાઓ તો બસ મરીજ ફીટતા હતા. મધ પર માંખ ભમે તેમ તે ટીનપાટયાઓ આઇગ્લાસ ઉંચાનીચા કરી તેણીને જોયા કરતા, ને તેણીના ઓલાની પેઠે તેની પુઠેપુઠે ભમ્યા કરતા, ને તેઓમાં નસીબસંજોગે તે રાત્રે પેલો દાવરનો કાલી પણ તેમજ તણાઇ મરતો હતો!

તે બી પોતાને પૈસા બદલ વેચીને મેળવેલી પ્રિયા સાથે નક્ટ નાકે આ મેલાવડામાં આવ્યો હતો. તેને મન તેણે કાંઈ બુરૂં કીધુંજ ન હતું—અને હતો ત્યારે તો તે એક કેળવાયલો બેરીસ્ટર!! ભટ પડજો એવા પૈસાના ગુલામ ભીખારીઓ પર કે જેઓ પોતાને અને પોતાનાં ખાન્દાંન-નેજ માત્ર પોતાની એવી ભીખારડી વર્તણુકથી માંડુ લગાડતા નથી પણ આખા ટોલાને અને પોતાની કેળવણીના પાક આશીરવાદને પણ હીણપસ્તી આપી અપજશ ગોકરાવે છે! પણ, અફસોસ કે, મીઠી પરીને ગુસ્સો બતાવ્યો તેમ એવા ઇજારડા પીજારડાઓની સખત ખબર લેવા જોગું તમારા સુધારાવાલા કેહવાતા ને આગેવાનમાં લેખાતા પારસીઓમાં કશું પાણીજ નથી. આ કીસમની પાક બેહયાઇના દ્રષ્ટાંટો પારસીઓમાં નથી બનતા એમ નથીજ. કાલીની તોરના ભાડુતી ભીખારડાઓ કે જેઓ લગનને એક લીલાંઉં કે વેચાંણ કરી બેસે છે તેઓ પોતાના નજીસ દોરમાં નક્ટ નાકે ફાવી જાએ છે, અને ફાવી જાએ છે તેમાં જેટલો

ટોળાની બેદાદીનો કસુર છે તેથી વધારે મોટો કસુર બલ્કે પાપ તો મંચી માકી દલાલ જેવા તરત તેમને વેચાતા લેનાર હેમક શ્રીમંત સસરાઓનો છે, અને દરેક સહમજદાર આદમી કબુલ કરશે કે નિર્દોષ કુમારીકાઓને પૈસાના પ્યારમાં એમ દગલબાજીથી ખોહાર ને ખરાબ કરનાર કાલી જેવા નીચ જમાઇઓને, અને પછી વળી તેમને તરત વેચતા લેનાર મંચી જેવા કમજાત સસરાઓને જો પીસ્ટોલ મારી જાનથી મારયા હોય તોબી પાપ નહીંજ પોંહચે!

પણ અમો અમારી વારતાથી વેગળા ગયા: ત્યાં (તે પારટીમાં) જે ટીનપાટયાઓ પરીનના ઓલા પેરે તેણીની આસપાસ અને પુઠેપુઠ ભમ્યા કરતા હતા તેઓમાં, અમોએ ઉપર કહયું તેમ, એ કાલી બેરીસ્ટર બી હતો, કે જેણે જોયું કે ઘણુંકોએ હીરામાણેકવાલાં (મેજબાનો) મારફતે તેણીની જોડે પોતપોતાની પીછાણુ કરાવી લીધી. હવે ત્યારે તે શાંનું થોબે? તે શું તેવાંજ આગેવાન સરકલનો, શિખેલો કેળવાયલો, અને વળી ઇસ્કીટાટ નહીં હતો? તે બી મીસીસ હીરામાણેક આગલ ગયો.

"એકસકયુઝ મી, મીસીસ હીરામાણેક," તેણે હસીને કહયું; "આએ તમારી કોઈ પરોણીએ તો તમારી પારટીમાં આજે મોટું સેનઝેશન કીધુંછ! એ કોણ છે?"

"એ મોદી ખાંન્દાંનની છે," તે મેજબાને ઘણા મીઠાસથી કહ્યું. "મી૰ સોહરાબ મોદી નામના એક જવાંન વીસેક વરસ પર મરી ગીયા તેવણુની દીકરી. હાલ કાકાને આશરે છે, ને કાકો આખું અમેરીકાનું ધન બધું અહીં ઘસરી લાયો હોય તેમ લાગેછ!"—અને એ છેલ્લું, અલબત, હસ્વાનું તો મીસીસ હીરામાંણેકે ઘણા ધીમા અવાજેજ કહ્યું.

"જરા મને તો એ જવાંન બાનું સાથે ઇન્ટ્રોડયુસ કરો, મીસીસ હીરામાંણેક?" કાલીએ માંગી લીધું.

"મોટી ખુશાથી—આવોની?" તે સુંદર મેજબાને જવાબ કરયો; "આજે લોકો મને એજ ફરજમાં રોકી રાખવાના કસમ લેઇને અહીં આવેલાં દેખાએછ!"—અને તેણીએ ખુશમિજાજે હસી પડતાં વળી વધાયું, "મગર જોજો હો, તમે તો પરણેલા છેઓ; હવે વરી કાંઈ એની સાથ લવમાં બવમાં પરતા ના જો!"

કાલી એના જવાબમાં ફક્ત મોટે સ્હાદે હસ્યો, અને પછી તેઓ બેઉ પરીન જયાં એક છોકરી સાથ વાત કરતી ઉભી હતી ત્યાં આવ્યાં.

"મીસ મોદી, હું તમારી સાથે વરી એક બીજા ગ્રહસ્થને ઇન્ટ્રોડયુસ કરવા લાવીછ," મીસીસ હીરામાણેકે હસ્તે ચેહરે કહ્યું, અને પરીન અદબથી ને ઘણી નમનતાઇની અદાથી નમી.—"આએ જેન્ટલમેનને ઓલખોછ કે? એવણ મી○ કાવસજી દાવર બેરીસ્ટર; મી○ મનચેરશા માકી-દલાલના જમાઈ. ઘણી બોહલી પ્રૅક્ટીસ ધરાવેછ, અને—"

"એવણ કોણ?" તે નામ બરાબર સાંભળ્યું કે સમજમાં આવ્યું નહીં હોએ તેમ પરીને હજી નક્કી કરવાની મતલબથી શંકાશીલ પાછું પુછ્યું, અને તેટલાં તો ખુશીની હસીમાં એક પલ આગમચનો તેણીનો ખીલતો ગુલાબ જેવો ચેહેરો આકાશમાં ધસડાઈ આવેલાં વાદળાંની કીસમે ગંભીર ને થથરાવનારો થઈ ગયો!

"એવણ મી○ કાલી બેરીસ્ટર," તેણીના ટણકા ને તેના ચેહરામાં અચબુચ થએલા એ અજબ જેવા દેખીતા ફેરફારથી કાંઈક અજબ થતાં મીસીસ હીરામાણેકે કહ્યું.

"કોણ—પેલા જેવણે પેસતનજી ચવને ત્યાંનું કાજ ભાંજયુંતું તે?"

"હા," મીસીસ હીરામાણેકે સ્હેજ આનાકાનીથી કહ્યું, ને તેણીને તાબરતોબ લાગ્યું કે અહીં કાંઈ કચુબર થવાની છે!!

"ત્યારે એવા એક બેમરવત આદમીને ગ્રહસ્થ તરીકે પીછાણવા ને તેવણ સાથ ઇન્ટ્રોડયુસ થવા હું ઘણા ગુસ્સાથી સાફ ના કેહુંછ, મીસીસ હીરામાંણેક," પરીને પોતાનું સર દમામથી ઉપર ખેંચી કહ્યું, કે જ્યારે તે ઉંચી ગોરી ઉંઘાડી ગરદનપર ઝલઝલ થતા હીરાના હારમાં તે એક દમામદાર શાહજાદી કે શાહાનશાહબાંનુ જેવીજ દેખાતી હતી! "તમે એવા એક માણસને ગ્રહસ્થ કેહોછ? જેણે પૈસાની નીચ લાલચપર એક બિચારી તદન નિર્દોષ ગરીબ છોકરીની ઈજ્જત લીધી ને ભવ બગારયો તે ગ્રહસ્થ?"

"મીસ મોદી! પરીનબાનુ!" મીસીસ હીરામાણેકે મોટા ગભ-રાતથી કહ્યું, પણ તે આગળ બોલી શકી નહીં. તે ગભરાતથી પાણી પાણી થઇ ગઇ. તેણીની આખી જીંદગીમાં નિતીના સંબંધમાં આવી જાહેર હીંમત એક છોકરીએ તો શું પણ કોઇએ બી કદી બતાવેલી તેણે જાણી ન હતી! તે દંગ થઇ ગઇ.

તેજ નહીં પણ તે આખો મેળાવડો દંગ ને થસ થઈ ગયો!! પરીન એવાં ખરાં દીલથી ઉસ્કેરાયલી હતી, ને તે એવા મક્કમ ને મોટે સ્હાદે

હીંમતથી બોલતી હતી કે તેનો અવાજ આખા હૉલ ને આસપાસના ઓરડાઓમાં વટીક સંભળાયો, ને શું દેશી કે યુરોપ્યનો અજાયબીમાં એ શી ખટપટ હતી તે જોવા તે બાજુ ખેંચાઈ આવ્યાં, કે જ્યારે વળી તેને બોલતી સાંભળી બધાં તદન તસથસ થઈ ગયાં!

અને પેલો કાલી પોતે? તેણે તો ચાહયું કે ધરતી તેજ ઘડીએ ફાટીને તેને માર્ગ આપે ને તે તેમાં સમાઇ જાએ! તે બીજું શું કરે? તે ભલેને એક ભલો ને બોલીદરાજ બારીસ્ટર હતો, પણ હયાં તે આ એક કોમળ બચ્ચાં સમક્ષ એક બચ્ચાંથી બી બેતાકાત બની ગયો હતો, ને બાયલી અદાઓથી તારબતોબ પાછો પડયો હતો. તે તુરતવેલા બીજું કાંઈ બેહેતર ન સુઝવાથી કરવામાં ફકત એટલુંજ કરી શકયો કે "ઓ, આઈ ડોન્ટ કેર" કરી બેફકરીના દેખાવથી ત્યાંથી ફરી ગયો ને ચાલતો થયો, પણ તેની ખેજાલત, તેની હીણપસ્તી ને તેની નામોશી જોતાં માકી દલાલની છોકરી આલાં (તેની હાલની પરણેતર) ની આંખમાં વટીક આંસુના દરયા ઉભાઈ ગયા!

"હું આએ રીતે તમારા મેળાવડાને ડીસટર્બ કરવા સારૂ તમારી ઘણી બેજારખ્વાહીથી માફ માંગુછજી, મીસીસ હીરામાણેક," પરીને તરતજ પાછું કહ્યું, "પણ માહરૂં અંતકરણનું મત છે કે એવા એક બેશરમ આદમીને અહીં નોતરવામાં તમે ખરેખર ભુલ કીધેલી છે, અને હવે હું રજા લેઉંછ."—અને બીજી પલે તો તેને કોઇ રોકે તે પેહલાં, ધનમાએને સાથે લેવાની બી કશી એ દરકાર કીધા વના, તેણીએ બારણાં તરફ ચાલુ મુકયું, ને પોતાની ગાડી પોકારવાનો હુકમ આપ્યો.

લોકો દંગ થઈ ગયાં, ને ટાંચણી પડે તો તે બી સંભળાય એવી એકાદ બે પલ તે ખાનપાનના ધોંધાટખોર મેલાવડામાં ચુપકીદી પસરી રહી; પણ પછી તરતજ ખરી વાત ને એ અવલથી આખરતક શું બન્યું હતું તે એક કાનથી બીજે કાન આખા મેલાવડામાં ફેલાઈ જતાં તે મધુરીનાં પ્રમાણીક જીગરની જાહેર હીંમતની તે આખા મેલાવડાએ અંતકરણથી ને એકે અવાજે વાહવાહ પુકારી! અલબત એ વાહવાહની હીંમત આપનાર ને તે શરૂ કરનાર અવલમાં ઇંગ્રેજ મેહમાનો હતા. એક ભલો જૈફ ઇંગ્રેજ વેપારી મી૦ મેકડોનલ્ડ કે જે ત્યાં હાજર હતો તેણે સઘળું એક પારસી મિત્રથી કાન આપી સાંભળી લેઇને તરત આફ્રીનની તાલી પાડી, અને ત્યારે લોકમતનો પ્રવાહ એકદમ પરીનની

પક્ષમાં ને પેલા બેવચની બારીસ્ટરની વિરૂદ્ધ એવા બળવાન આકારે પ્રગટી નિકળ્યો કે ફજેત ને હડધુત થયલા કાલી દાવરને પાછલે બારણે, દાંયબાંય, પોતાની બૈરીને લઇને વધતી બેજાલતમાંથી બચવા ખલ્લીજ જવું પડયું, ને તેનો ને તેની પૈસા બદલ પરણી આવેલી પરણેતરનો ઘર જતાં ગાડીમાં કેવો હાલ ને શો સ્વભાવ હશે તે સઘળું બ્યાંન કરવા કરતાં સુજ્ઞ વાંચનારે પોતે કલ્પી લેવાનુંજ સ્હેલ થઇ પડશે.

તે મેલાવડો, અલબત, એ પછી ચુંથાઈ ગયો ને જલ્દીજ વીસરજન થયો! એમ છતાં જવા પેહેલાં તે મેજબાંનોને સૌ કોઈ મેહમાનોએ એવો એક રૂડો બનાવ તે રાત્રે તેમને ત્યાંની પારટીમાં થવા માટે સામી મુબારકબાદી ને ઘણી હીંમત આપી!

તેઓનો ખાસ મેહમાન કે જેનાં માનમાં આ મોટો મેલાવડો નોતરવામાં આવ્યો હતો તે તો સૌથી વધતો રાજી થયલો જણાયો. સામા સર્વની દીલગીરી એ હતી કે પરીન એટલી વ્હેલી ત્યાંથી જતી રહી કે તેને સાબાશી આપવાની કોઇને કશીજ તક મલી શકી નહીં. સૌને તેણીનું કહેલું ને બોલેલું ઘણુંજ ગમ્યું. તેઓ પોતે બધાં એજ વિચારનાં હતાં, પણ ખરી વાત એ હતી કે તે વિચાર પરીન જેટલી હીંમતથી જાહેર કરવાની કોઇનામાં બોથ કે હીંમત ન હતી!

ઘરેઘર ને કલબેકલબ બીજે દાહડે એજ વાત ચાલી રહી. કાલીના દોસ્તો તેને હસવા ને થુકવા લાગ્યા. એક પંદર વરસની પોત્તીએ તેને ભર મેળાવડામાં એમ ઝાડુ મારી તેની ઝાટકણી કાઢી નાંખા માટે લોકો તેને આંગળી બતાવા લાગ્યાં!

તેણે પેપરો પર વગ ચલાવી એ બનાવ જાહેરમાં આવતો તો માંગીતાંગીને અટકાવ્યો હતો, પણ તે છતાં એ ચરચા મોટી આગની એક બુમ પેરે બધાં સુધરેલાં સરકલોમાં ફેલાઈ જતાં વાર લાગ્યો નહીં, ને કાલીને ગમે એટલો તે પોતાનું સત્યાનાશ કાઢી નાંખનાર છોકરીપર ખાર આવતો હતો પણ તે કશુંજ કરી શકયો નહીં! વળી તેને મુંબાઇની હવા એવી ગરમ પડી ગયલી જણાઈ કે પરીને મારેલા એ જોરાવર ફટકાનાં પરીણામમાં તેને એક બે દિવસમાં ગાંસડા પોટલા બાંધી મુંબાઇથી ઉઠાંગરી કરી કેઠે ન્હાસી જવું પડશે એવો બી મામલો આબાદ નજરે આવવા લાગ્યો!!

## પ્રકરણ ૧૭ મું.

### કાળી દાવરને મુંબાઇ મુકીને નહાસવુંજ પડયું !

એવા એક કપાત્ર આસામી માટેની ઘટારત સજા જોગું જે બલીષ્ટો નહીં કરી શકયાં તે આ એક કોમળાંગી કન્યા—એક બાળક જેવી બાળાએ બજાવ્યું, કે જે નિતી રીતીમાં પોતે તમામ શુદ્ધ અને સ્વચ્છ ઉછરેલી હોવાનાં પરીણામમાં તેણીએ જે કરયું હતું તેમાં કશી બી કમાલ કરેલી જાંણે જાંણતી કે જોઇ શકતીજ ન હતી! તેણીએ જે ફટકો મારયો હતો તે જેટલો સાચાં દીલથી ને નિર્દોષતાથી તેટલોજ તમામ નિષ્કપટપણે મારયો હતો, ને તે ફટકો પરીણામોમાં આયંદા એટલો ત્રાસજનક થઈ પડવાનો તો તે મધુરીને એક દુરનો સ્વપ્નો પણ થયો ન હતો!

નાદરકાકા તો એ બધી વાત સાંભળી ખુશ ખુશ થઇ ગયો. પરીનની માતા નાજાં તે છોકરી પારટીમાં જે "અભાડો બાળી" આવી હતી તેથી બીહી બલ્કે થથરી ગઇ, પણ નાદરકાકાએ તો તે બાહાદુર બાળાની પીઠ થોકી તેને સામી સાબાશી આપી.

"આફ્રીન છે, બેટી, તાહરી હીંમત ને સ્વતંત્ર સ્વભાવને લખ્ખોલાખ આફ્રીન છે," તેણે કહ્યું. "તાહરા બાપદાદાનાં માન પામેલાં ખાન્દાંનની ઇજ્જત તેં આજે ખરેખર વધારી. માહરી ખાત્રી છે કે તાહરા જેવા એક સૌથી લાયક સુકાનીને હાથ માહરાં ખાન્દાંનની એ અસલવારેની કીરતીની કિસ્તી કદી બી ખરાબે અથડાવાની નથી."—અને નિર્દોષ પરીન પોતાના નેકબખ્ત મુરંબીની આ આટલી બધી સાબાશી ને વખાણના સુખનોથી વધારે ધીરજ પામી સંતોશથી ને મીઠાસથી હસી.

પેલાં ધનભુરાના ધનમાયજીને તો અવલમાં સમજજ પડયું નહીં કે તેવણે ગુસ્સો કરવો કે સાબાશી આપવી! એ છોકરી તે મોટા ને દમામદાર મેલાવડામાં તેવણુની સાથે, તેવણુનીજ બાંહેધરી ને આગેવાની હેઠલ આવી હતી, માટે પેહેલાં જ્યારે તેવણે એ ઝઘડા બખેડાની બધી વાત સાંભળી ત્યારે તો તેવણુ ગુસ્સાથી લાલ લાલ ને શરમથી પાણી પાણી થઇ ગયાં; પણ પછી પેલા એક ન્યાયી ને શુધ્ધા ઇંગ્રેજબચ્ચાએ જ્યારે પરીનની ચાલ ને હીંમતપર મોટે સ્હાદે આફ્રીન પુકારીને આખા મેલાવડાની વલાંણનો પ્રવાહ તેણીનીજ પક્ષમાં વેહેતો કરી આપ્યો, ત્યારે તેવણને બી તેજ પાસાંને નમવાની જાંણે ફરજ થઇ પડી, ને તે

પછી બીજી સહવારે પરીનને બંગલે આવીને તે ડોસાંએ જે પરચારો કરયો તે માત્ર એટલોજ હતો કે પરીન તેમને કંઇ બી કહયા કહાવ્યા વના એકલી એકલીજ ગાડી બોલાવી તે પારટીમાંથી પોતાને ઘેરેબારે આવતી રહી હતી.

"પણ હું કરૂં તે શું, ધનમાએજી?" પરીને હસ્તે ચેહરે ખુલાસો આપ્યો; "એક તો તે મુવો એબલગામણો નકટે નાકે દીવારી કરી નીકળેલો તેની પર મને હદ વગરનો ગુસ્સો આવે, ને બીજી તરફથી લોકોએ મને પોતાના સવાલો ને પોતાનાં નહીં માંગેલાં મતોનો કંટાલો એટલો બધો આપ્યો કે મને તો જાંણે ત્યાં ટકવાનું ભારીજ પરી ગીયું, ને ત્યારે ભીરભચરમાં તમોને સોહોધવા તે કાહાં બેસું કરીને હું પોતેજ ગારી બોલાવી ઘેર આવતી રહી."

"એ છોકરીનું આએ વખતનું એમ કીધેલું તો એના વરવાઓનાં પુન આરે આવવાથી વણ્યું ગીયુંછ," પરીનનાં ઉઠી જવા પછી ધનમાએજીએ નાજાંને કાને લાગી કહયું, "પણ જો એમ બધાંજ પોતાની આરખાંણ પીછાણનાંઓને એ ચોખ્ખાં ચાંદી જેવાં જોવા ને જાણવા માંગશે તો માહરી તો ખાત્રી છે કે એને ઘેરનું ખુંણું સાંધીને ઝુકણઝાકણ બેસવું પરશે."—અને નાજાંએ એ સાંભળી પોતાની પ્રમાણીક દીલની પણ હુલવેલ્યા સ્વભાવવની એ દીકરીનાં ભવિષ માટે ફીકરમંદ બની એક ઉંડો નિશ્વાસ મુકયો.

"હું શું કરૂં, માએ? માહરૂં કંઈ એમાં ચલણ નથી," તે માતાએ નાચારીના દેખાવથી કહયું. "કોઇ જુઠી વાત કે ડગારાં આદમીઓ વાસ્તે એને કંઈ એવી તો સુગ ભરઇ ગેઇછ કે હું ઘણું બી સમજાઉંછ પણ નાંખતી કરવાનું તો જાણે એ જાણતી કે માનતીજ નથી, ને એના કાકાને બી તે ઘણું ગમેછ એટલે એને વધતી કુમક આવેછ!"

એમ છતાં અત્રે કેહવું જોઇએ કે એ નજીવો મતફેર બાદ કરતાં તે નાહાનું કુટુંબ ખરેખર તો ઘણા સંપમેલનાં સુખમાંજ રેહલું હતું—તે જેઠ ભોંજાઇ અને ભત્રીજી. તે અસલવારેનો બંગલો મોટો વિશાળ ને ઘણો સુખકારક હતો, અને તેના કુશાદે 'ડાઇનીંગ હૉલ'ની બારીઓ એક મનોહર ગુલાબવાડીમાં ઉંઘડતી હતી, કે જે બગીચાનાં પમરતાં પુષ્પોની મીઠી લંપટ એક ધીમી લેહરીની લ્હેર સમેત આખો વખત હૉલમાં દાખલ થઈ બેઠેલાંના દેમાગ ખુશનુદીમાં તર કરતી હતી. ત્યાં દર સહવારે નાસ્તા ઉપર નાદરકાકાને લાંબો વખત ખોટી થવાનું ગમતું

હતું, કેમજે પોતાની મીઠી પટપટ સાથે પેલી મધુરી "બકબક" (પરીન) તેને તહરેહવાર વાતચીતમાં હંમેશ પુસ્કલ ગમત આપતી રહેતી. તે સહવારને પ્રહર અરધીજ સંભાળથી સજજ થયલી ને રજુ થતી ખુદબખુદ એક ખીલતા ગુલાબ જેવીજ નજરે આવતી, ને તેણી તરફ વખાણની આંખે જોઈ રેહતાં નાદરકાકો તેની મધુર વાંણી ને મીઠી વાતચીત ઘણાં માન ને મોજથી સાંભળતો. મોટે ખાંચરેવાલાંઓમાં તે વખતે ખાનપાનના મેલાવડાઓની કાંઈ મના કે ખોટ ન હતી, ને તેથી આગલી રાત્રે પરીન જયાં બી જઈ આવી હોય તેને લગતો નાસ્તાની ટેબલપર વળતી સહવારે હિસાબ આપતાં પોતાના કાકા આગળ તે એક તુલોત્વીલ હેવાલ રજુ કરતી, ને પોતે જે નવું નવું ખેણકોટક જોયું કે અનુભવ્યું હોય તે કાંઈ એવી તો રમુજી તોરથી તે ડોસા આગળ તે બ્યાંન કરી કહી શકતી કે બાજે વખ્ત તો જગનાજગ વાર સુધી તે પાસે પડેલી પ્લેટપર હાથ ચલાવાનું બી ભુલી જતો, ને ફકત પેટ ધરીને હસ્યાજ કરતો ! તે ચાતુરીની તેજ બુધ્ધિથી, એ દરમ્યાન, તે ખચ્ચીતકરીને ઘણો ચકીત થતો. જેમ ખેણકોટકોને તે હસી કાઢતી, તેમ જે વળી વખાણવા જોગ હોય તે બધું ગરમ દીલસોજીથી તે વખાણતી પણ ખરી; અને એ રીતનાં ગઇગુજરી સ્હાંજને લગતાં તાહેલાં કરીને તેઓ પરવારતાં ત્યારે વળી તે શરૂ થતા દીવસનું પ્રોગ્રામ રચાતું. પરીન હંમેશ તેના કાકાને જયાં બી પોતે જાય ત્યાં જોર જુલમથી કજયો કરીને સાથે ઘસડવા માંગતી—તેની માતા તો બિચારી કેથે બી જતીજ ન હતી—પણ તે કાકો બી બનતાં સુધી એવી ગીરદીના મેળાવડાઓમાં જવાનું હવે પોતાની જૈફીનું કારણ આપી માંડીજ વાલતો. તે ઘણું તો "નોબલ કબલ" નામની એક શ્રીમંત શેહેરી ઢાંખરાઓની પુરાણી કલબ હતી ત્યાં સ્હાંજને છેડે જવાનું પસંદ કરતો, અથવા જયારે પરીનને કાંઈ બીજું 'એનગેજમેન્ટ' નહીં હોય ત્યારે પોતાની જોડીની ગાડીમાં તે પરીસુરત નાજનીન જોડે ખુલ્લી હવામાં એકાદો 'ડ્રાઇવ' લઈ આવવાનું તેને વિશેષકરીને ગમતું.

તેને લોકો ઘણું માન આપતાં ને તેને માટે ઘણું માન ધરાવતાં જણાતાં હતાં. તે એક લખ્ખોપતી શેઠયો હતો એમ એક તડાકે લોકો જોઈ શકયાં હતાં, ને તેનાં પુરાણાં ને નામીચાં ખાન્દાંનની જાહોજલાલીની જલેહમાં એ કુટુંબને પાછું પ્રકાશતું જોઇને મરનાર સોહરાબ મોદીનાં સાચ્ચાં હીતાર્થીઓ રાજી થયા વના રહી શકતાં ન હતાં.

તેનું (નાદરકાકાનું) હાડકું કસાયલું ને મેહનતુ હતું. તે પૈસાની દરેક દોરચોર છતાં આ વૃદ્ધ ઉંમરે બી જરા એ અયાસી કે આળસુ રેહતો નહીં. નાસ્તાથી ફારેગ થતાં તે પાધરો પોતાની લાયબ્રેરીમાં જતો—તે બી એક તેવુંજ કુશાદે અને આરાસ્તા દીવાનખાનું હતું, કે જ્યાં તે પોતાની મીલકતોનાં કામકાજમાં કલાકો તક રોકાઈ રેહતો, કાગળપત્રોના જાતેજ જવાબ કરતો, પોતાની સોલીસીટરોને મળતો, વિગેરે; અને એ બધી જાતનાં કામ ન હોય તો પોતાની મોટી સુખકારક આમચેરમાં પડયો પડયો તે પેપરો ને પુસ્તકો ચશ્મો ચઢવીને ઘણાં ધ્યાન ને મોટા ઉત્સાહથી હંમેશાં વાંચતો.

એમ છતાં પરીન તેને ત્યાં બી કોઈ કોઈ વખત 'કંટાલો આપતી' જતી, જે તેને અલબત ગમતું. ગમે એવાં કામમાં કે ધ્યાનમાં તે રોકાયલો હોય તોબી પરીનની હાજરીથી તેને જયાદા ખુશનુદજ લાગતું, ને તેમાં તો તે અપવાદ રહીત સુખ માની લેતો!



## પ્રકરણ ૧૮ મું.

એ રીતે પરીન એક વખત પરવારતી હોવાથી તેના કાકાને 'સોહોવારવા' લાયબ્રેરીમાં ગઈ, કે જયારે તે ડોસો કાંઈ બાહેરગામની પોતાની એક મીલકતને લગતા નકસામાં માથું ખોસી ઘણો રોકાયલો બેઠેલો નજરે આવ્યો. પરીન, તેથી, તેને હરકત નહીં કરવાન રૂડા હેતુથી હલકાં કદમે ઝટ પાછી હઠી, બારણું પોતા પછવાડે પાછું ખેંચી બંધ કરવા ને સટકી જવા ગઇ, પણ તેટલાં તેના સણસારાથી તે ડોસાએ તેને જોઈ, ને જોઇને તરત હેતથી અંદર બોલાવી.

"એ બધું કામ માહરી પછીથી તુંનેજ કરવાનું છે, પ્યારી પરીન," તેને અંદર તેડી પોતા પાસે બેસાડી તે મીલકતને લગતું કેટલુંક બતાવા ને કેટલુંક સમજાવા પછી તે ડોસાજીએ કહયું.

"એ માહરાં નાધલાં માથાંપર કેટલી મોટી જોખમદારી ને જંજાલ થશે, કાકાજી!" પરીને કાંઇક હસીને કહયું,—ને પછી ગંભીર થતાં વધારયું, "હું બાજે વખત કેવું ચાહુંછ, કાકાજી, કે તમારો કોઈ દીકરો હોતે, કે જે તમારી પછી તમારૂં નામ ને તમારી ઈજ્જતની માહરા કરતાં બેહેતર પાસબાની કરી જાણતે!"

તે ડોસાના હોઠ, એ ઉમીદની વાત સાંભળતાં, દેખીતી ઉશ્કેરણીથી ધ્રુજ્યા! એક દીકરો તેની પછવાડે હોવાની પરીનની આજુથી તે છેક બાતેનમાં કાંઇક ઉશ્કેરાયલો દેખાયો.

તેણે, એમ છતાં, જરા વારે તેણીનાં માથાંપર હાથ મુકયો. "તું છે તેજ બસ છે," તેણીએ આપેલી કોઇ દુખભરી યાદને લગતી પોતાની લાગણીઓ ઝટ પાછી કાબુમાં લાવીને તે બુઢાએ જરા વારે કહ્યું. "તું માહરો દીકરોજ છે. હું તુંને ને તાહરી માએને ખરાં દીલથી ચાહતાં શીખ્યોછ, ને તમે માહરાં પોતાનાંજ છેઓ."

"પણ તોબી છેક અંગત પોતાનાં તો નહીંજ?"

"પોતાનાંજ; માહરે મન તમે માહરા પોતાનાંજ છેઓ," તેણે કહ્યું, અને પરીને જોયું કે એમ કેહતાં તેના હોઠ હજી એ ધ્રુજતા હતા, ને તે ભીત્તરે ઘણો દુખી થતો દેખાતો હતો!

પરીન તેની છેક વધતી નજીક ગઇ, અને પ્યારથી તે મધુરીએ તે ડોસાનો કરચલીથી ભરાયલો હાથ પોતાના હાથમાં લીધો. "તમોને કંઈ દુખ છે, કાકાજી?" તેણીએ કહયું. "ખચ્ચીતકરીને કાંઈબી છુપું મોટું દુખ છે. મને નહીં તે કેહો? હું તો તમારી લાડકી દીકરી છેઉં. હું તમારૂં તે દુખ ભુલાવાની મેહનત કરશ. કેહો મને, કાકાજી, એટલું બધું તમારૂં દુખ શું છે?"

તે કાકો તાજુબ થયલો દેખાયો! આજના જેવી હીંમત, ખંત અને કાકલુદીથી તે છોકરીએ તેના છુપા ભેદને લગતો પોતાનો સવાલ કદી રજુ કરયો ન હતો. તે જવાબ કરવા પહેલાં એકાદ પલ વિચાર કરવા ખંચાયો અને થોભ્યો.

"તે તાહરે લાયકની વાતજ નથી, માહરાં બચ્ચાં," તેણે જરા વારે કાંઇક ધ્રુજતા અવાજે કહ્યું. "અલબત હું પાપી છેઉં. ને માહરાં પાપની હું હાલમાં તોજેશ કરતો ચાલુંછ તેજ બસ છે. મેં તને આગલ બી એ વિશે મના કરેલી છે, દીકરા. તાહરા નિર્દોષ કાનને તે વાતથી હું કમકમાવા માંગતો નથી. તે હવે પછી તું કદી બી મને પુછતીજ ના!"

તે છોકરીએ દયાઇને તે જૈફ ચેહરા ભણી જોયું.

"માહરાથી તો કોઈ બી એવી છુપી વાત દીલમાં સચવાય નહીં," તેણીએ નિર્દોષતાથી કહ્યું. "માહરૂં તો તેના તાપથી જીગરજ જલી જાએ!"

"હું તે માનુછ," તે કાકો એકમત થયો; "તું માહરી મીઠી દીકરી તાહરા આચારવિચારોમાં એટલી બધી શુધ્ધ ને સાચી ઉધરીછ કે તું કદી બી એક બી બુરાઇ કરવાની નથી, ને તેથી એવો કોઈ બી ભેદ તુંને સાચવવો પડવાનો નથી! મગર માહરી જવાંનીની ગઇગુજરી તેવી નથી, ને તું વ્હાલી દીકરી, તેથી, હવે પછી તે વિષે કદી મને કંઈ પુછતીજ ના."

તે ત્યાં ઉઠયો ને ઉશ્કેરાયલો તે મોટાં દીવાનખાનાંમાં એક બે ફેરા ફરવા લાગ્યો.. તે જાણે તે દુખની લાગણીઓને જીતવા માંગતો હતો, ને પછીથી જાણે તુરત વેળા પરીનને ત્યાંથી મોકલીજ દેવા માંગતો હોય તે ઢપે તેણે કહ્યું, "પરીન બેટા, પેલું ટેબલ પર પડેલું બંધ કવર તાહરી માએને નામનું માહરા ટપાલમાં હમણાંજ આવેલું છે. ધનમાએને ત્યાંનો મોનોગ્રામ છે. લઈ જા તાહરી માએ પાસે, ને વાંચી જો તે શું કેહછ તે."

પરીને તે કવર ટેબલ પરથી ઉંચકી લીધું, અને જોકે તેના કાકાની મકસદ તે પામી ગઇ હતી તોપણ પાધરી તે મોટા ઓરડામાંથી બાહેર જતી રેહવાને બદલે તે તેના પાસે પાછી આવી. તે કાંઈ ઘણું હેત બતાવી દે તેમાંની ન હતી, તોપણ આ વખતે તો ખરાં દીલનાં હેતથી તેણીએ પોતાના નહાના નાજુક હાથો તે જૈફ આસામીની બુઢી ગરદન આસપાસ વિંટાલ્યા, અને મમતાથી કહયું, "ખુદાપર ભરૂસો રાખો, કાકાજી. ખુદા એવો દયાળુ છે કે તે બધું માફ કરેછ. હું ઘણી દુખી છેઉં કે મેં તમને તે નાપસંદ વાતો અહીં આવીને આજે પાછી યાદ કરાવી, પણ હું તમોને હંમેશ ચાહતી આવીછ, અને તમે માનજો કે તમે બાતેનમાં એટલા બધા દુખી છેઓ એમ જાણવા પછીથી તો હું આર બી તમોને વધતાજ ચાહવશ."—અને પછી તે ડોસાનો જવાબ સાંભળવા થોબવા વના તે ઓરડામાંથી તે ઉતાવળે જતી રહી.

તે પાધરી હવે પેલું કવર લઇને પોતાની માતા પાસે ગઇ, અને ત્યાં તે ખોલીને વાંચી જોતાં ફક્ત તેઓને ધનમાએ પોતાને ત્યાં તે પછીના ભેસ્પતવારે ચાએપર નોતરયાં હતાં તે લખાઇ આવેલું હતું. "તમે કેઠે જતાં નથી ને ઘરનું ખુણું ધરીને બેઠાંછ," તે ડોસી નાજાંને લખતી હતી, "પણ હવે માહરે ત્યાં ચાએનો ગોટલો ગરવા બી આવશો કે તેટલું બી નહીંજ? માહરી પરીન દીકરીને તો જરૂરજ લાવજો. મેં ફક્ત

પાંચ સાત અંગત તમારા જેવા દોસ્ત આસનાઓનેજ સાથે ચાએ પીવા નોતરેલાં છે. મોટાબાવા બી આવે તો હું તો ઘણીજ રાજી થાઉં, પણ તેવણુને તો ગમતુંજ નથી ત્યારે હું બોંહોસ કરતી નથી, પણ તમે માએ દીકરી તો બે વાગતામાં જરૂર તૈયાર થઇને આવજો." વળી "તા૦ ક૦"માં વધારયું હતું કે "પરીનના પોશાકપર ધ્યાન આપજો. માહરે એને કોઇ નાચીચા ગ્રહસ્થ સાથ મેલવવાની ને ઓરખાવાની છે."

પરીન આ 'તાજે કલમ' વાંચીને ખુશ મિજાજે ખુબ તરેહથી હસી પડી. "મુવાં એ ડોસાંનાં મનમાં તો એના એજ ધખારા દોરયા કરેછ, મમા," તેણીએ કહ્યું. "હું તો ધારૂંછ જે એવણુ બિચારાં કરારથી ઉંઘાતાં બી નહીં હોશે, ને ઉંઘાતાં હોશે તો સપનામાં બી કોણ જાણે કોણુ કોણને અદરાવતાં ને કોણ કોણને પરણાવતાં હોશે! કેહ જે 'કાજીજી દુબલા કીયું તો સારે ગાંઉકી ચીંતા,' તેવો એ તમારાં સહીનો હાલ છે!"

પણ પરીને જોયું કે તેની માતાને તેના એ ટીકા ગમ્યા નહીં, કેમજે તે ડોલા ધુરકતી હતી, અને ત્યારે તે રમત્યાલ છોકરીએ દાનાઇથી તે વાતની તરત નાંખતી કરી.

તે પછીથી ચાએ પીવા જવાના ભેસ્પતવારે નાજાંએ પરીનને ઘણી સંભાલથી તૈયાર થવા તાકીદપર તાકીદ આપી, ને જોકે તે તેની માતાની ઘણી કહ્યાગરી હતી તોબી ધનમાએનું પાકવવાનો લોભ તે ટાલી શકી નહીં, જેથી પોતાની સાડીઓમાંથી એક સાદા કલરની પસંદ કરી (પોતાની માતાની ખફ્ગી ખેંચી લેવાના જોખમે બી) તે ઘણીજ સાદી તૈયાર થઇ, અને જ્યારે તેણે પોતાની માતાને ઘણીજ નારાજ થયલી જોઈ ત્યારે ઝવેરાતમાં ફ્કત ગલું ભરાઈ જાએ એવાં મોટાં ગોલીબંધ ચોખ્ખાં મોતીની એક બેસ્તી આવતી એક શેરી માલાથી વિશેપ ઝવેરાત તેણીએ કશુંજ પેહરયું નહીં. "ચાએ પીવા જાએ તેમાં બી મુવો એટલો ભપકો તે શાંનો કરવાનો હોએ જો, મમા?" તે પોરકીએ તકરાર ઉઠાવી, અને તે માતાને મનથી કબુલ કરયા વના ચાલ્યું નહીં કે પોશાકના થથેરા કે ઝવેરાતોના ઝગઝગાત વગર બી તે દીલકસ સુંદરી મનોવેધક મનોહરતા રજુ કરી શકતી હતી.

તેઓ ગયાં, અને પોતાના "દીલચમન" બંગલાના ૧ લા મજ-લાના દાદરપરજ ધનમાએજીએ તે મનોહર માદીકરીને હસ્તે મોહડે આવકાર આપ્યો.

"સારૂં, સારૂં, અંતે એટલું મોરૂંજ કીધું કેની?" તે આખાં ગામનાં 'મોટાંમાએ' તેઓને મળતાં સાથે ચીબાં થયાં! "પણ વારૂ ચાલો, મોરાં તો મોરાં પણ આયાં ભલે, કેમજે એટલું લેટ થયું તે મને તો બીહીક લાગવા માંડીતી જે ચાલ જા—માંડીજ વારયું હોશે કે કેમ?"

"તમે ચાહીચીતીને તેરવાજ બેઠાં તો અમારાથી માંડી વરાય વારૂં, ધનમાએજી?" નાજાંએ તેણીને ભલું મનાવનારો જવાબ કરયો.

"ને વરી તમે મમાને લખેલું જે પરીનને તો ઘણીજ નકસીથી તેયાર કરીને લાવજો તે મુઇ મને નકસી કરતાંજ જગનાજગ વાર વહી ગીયા!" પરીને હસ્તે મુખડે તે ડોસીને ચપકો મુકયો. "લેઓ, હું નકસી કરીને થથેરાબંધ તેયાર થઇ આવીછ! હવે શું કરોછ—માહરૂં રાઇતું કે આંથરૂં?"—અને વળી તેની માતાને નેણ ચમકાવતી જોઈ તેણીએ સુધારયું, "પરણાવોછ કે મને—કોણ છે? બોલાવો, ચાલો જલ્દી જલ્દી પરણાવી દેઓ!"

"તુંને કોણે માહરી ચીઠી વાંચવા કહયુંતું રે?" ધનમાજીએ તે ઠોલ્યણની એ રમુજથી ગમત પામી હસ્તે ચેહરે ટપકો દેતાં કહ્યું, અને પરીનને પગથી માથાં તલક નિરખીને જોતાં તે જમાનેખાધેલ અબળા ઘણી રાજી થયલી ને સંતોષ પામેલી દેખાઈ. તેણીએ તરત જોયું કે પરીન તેનું ખામખા પાકવવા ઘણી સાદીમાદીજ આવી હતી, ને તેમ છતાં તે સાદો ઠઠેરો વટીક તે સુંદરીને શોભાવા જોગો એટલો દીલકસ દેખાતો હતો કે તેને મનથી રાજી થયા વના જાંણે ચાલ્યુંજ નહીં

તે એક ઘણોજ ન્હાનો—પાંચ પંદર આસામીઓનાં આપ્તમંડળ જેવો મેલાવડો હતો, અને તેમાં તે સ્હાંજનો 'પેહલવાન' (ખાસ પરોણો) તે કુનુરનો જવાંન ચીફ જડજ નામે દારબશાહ સુરતી હતો. તેની વિદ્વતાની ઘણી વખાંણ થતી હતી. તે ન્હાની ઉંમરે મોટાં માનઅકાંમ સાથે પરીક્ષાઓ પસાર કરીને વેલાત જઇ સી. એસ. થઈ આવ્યો હતો, ને પાયરી દર પાયરી વધતાં તે હાલના ઘણા માનવંત ને આગેવાન ઓદ્દા પર મોટા પગારે રહેલો હતો.

તે હાલ મુંબાઇમાં બૈરી સોહોધવા ને પરણવાજ આવ્યો હતો, ને તેને તેના બરની બૈરી અપાવાની રાહબરી ધનભુરાનાં ધનમાએજી જેવી બાહદરી ને લાયકાત સાથે બીજું કોણ બજા લાવી શકે? તેણે, તેથી, એજ ડોસાંની હીમાયતમાં આશરો સોહોધ્યો, ને પરીનને એક ઠેકાણે જોયલી હોવાથી તેના જોડે તેને રૂબરૂ મેલવવા, ઓલખાવા ને એ ચોકઠું બંધ

બેસાડવા તેણે એ બાંનુને ઓાજરખ્વાહીથી વિનંતી કરી, જેનાં પરીણામમાં આ નાધલો સમકલો જેવો ટી પારટીનો મેલાવડો ધનમાએજીએ આજે નોતરયો હતો. તે ડોસીને ખબર હતી જે કાલી દાવરના સંબંધમાં પોતાની જાહેર હીંમતના દ્રષ્ટાંટથી નામના કરવા પછી પરીન તેના ચ્હાનારાઓની આંખમાં બને તો બેવડી દીલકસ થઇ પડી હતી, અને તેઓ ઉપરાંત એ તેની દલેરીએ તેના ઘણાક નવા ચ્હાનારા ને વખાણનારાઓનો એક નવો વર્ગ જે ઉભો કરયો હતો તેમાં જવાન દારબ ઘણો આગેવાન ભાગ લેતો હતો.

તે તો પોતાને મનથી ફત્તેહનો ગાંઠજ વાળી બેઠો હતો! તેની ખાત્રી હતી કે કે પરીન તેને મલશે, જોશે ને ઓાલખશે તો ચ્હાશે અથવા કબુલ કરશે. તે પોતે તો ખરેખરજ એ નાજનીનનાં સૌંદર્યનો એક પરસ્તાર થઈ ગયો હતો. તેણે તેને જોઈને જોઇ તેનું ચીત ચોરાઈ ગયું હતું, ને એ સિવાય બીજી કોઈ મોહોરદાર પોતાના જોડે તેણે લઇ જવીજ નહીં એવો જાંણે તે કસ્દ કરી ચુકયો હતો!



## પ્રકરણ ૧૯ મું.

તેઓાની મીલાકાત અને ઓાલખાણ થતાં પરીને જોયું કે તે એક સોહાંમણો, સ્વરૂપવાન, ચંચળ બુધ્ધિનો, હસમુખા સ્વભાવનો, ઉલટમંદ જવાંન હતો. તેનો પોશાક સઘળો સાદો તોબી તેની પદવીને જવાબ કરતો, શોભીતો ને થથેરાબંધ હતો, અને સફાઇથી હોલેલા બાલ ને સંભાળથી બોરેલા ગાલ તમામ ખુબસુરતીનાંજ તેજમાં ચમકતા હતા. તે પતલો અને ઉંચો હતો. સારાંશ, પરીને જોયું કે જે સેહેંકડો જવાંનો તેના હાથની ઉમીદવારીમાં એ આગમચ બાહેર પડીને અટવાઇ ચુકયા હતા તેમાં આ કોઈ સૌથી વધારે લાયકાત ધરાવનારો પુરવાર થતો હતો; પણ, તેથી, ધનમાએજીના લોભને તાબે થઈ તેણીએ તેને પરણવુંજ કાંએ જોઇએ તે કાંઈ તેનાં ધ્યાનમાં ઉતરી શકયું નહીં. તે લગનની જુસરી માટે હજી પોતાને ઘણી નાદાન ધારતી હતી, અને તેથી પરણવાનો ગંભીરપણે વિચાર કરવા તે હજી એ કશી તૈયાર ન હતી. એટલા માટે પરીણામ જે થવું જોઇએ તેજ થયું કે પરીન તે જવાંન જોડે એખલાસથી વાતચીતમાં ભેલાઇ, પણ તે જવાંન તેના હાથની તલબગારીના

સવાલમાં જરા બી વિશ્વાસુ બને એવું એક બી ઉત્તેજન તેણીએ તેને મુતલગ આપ્યું નહીં.

અને દારબે તુરતવેલા તો તેની દરકાર પણ કરી નહીં. પોતાની શક્તિમાં તે ઘણો વિશ્વાસ ધરાવતો હતો, અને તેથી ધીરજ ને ખંતથી કામ લઇ પોતાની મુરાદ આયંદા બર લાવી શકવાનીજ તે ખાત્રીમાં હતો. તેણે, તેથી કોઇ ઉલ્લુઓની પેઠે તરતજ પ્યારનો પીંજણુપાટલો રજુ કરી તેને જરા એ હબકાવી મારી નહીં. તેણે સાધારણ સવાલોને લગતી વાતચીતો ચલાવી, અને પરીનને બેશક તેમાં ઘણી ગમત પડી. તેનો અવાજ મર્દાનો ને મીઠો હતો, અને ચા પીને જયારે તેઓ બંને નીચે બાગમાં ફરવા ઉતરયાં ત્યારે બધાંએ અનુમાનથી નક્કી કરી લીધું કે મોડેવેહલે આ જોડું સંધાય વના રેહવાનું નથી! 'એ એક ઘણુંજ બંધબેસતું જોડું થશે,' ત્યાં હાજર રહેલાંઓએ એકમતે ચુકાદો આપ્યો, અને ધનભુરાનાં ધન-માઅેજીએ તો અહીં સુધી છાતો કાઢીને કહ્યું કે "મેં માહરા સોહરાબની દીકરીને ઘણું સુધી વીસારી બેસવાની તકસીર કરેલી છે, તેથી એને જો હું એવો લાયક વર અપાવી શકશ તો તે માહરી તકસીરની મેં પુરતી તોજેશ કરેલી કેહવાશે."

પરીને પોતાની વાતચીતમાં તે જવાંનને પોતાને પણ ઘણી ગમત આપી. તે પોતે એક એમ. એ. થયલી યુરોપ્યન બાનુ હસ્તક હજી બી આગલ અભ્યાસ કરતી હુતી તે, અને ખાનગીમાં તેનું વાંચણ શું હતું ને તે કયા નામીચા વિદવાનોનાં લખાંણની આશક હતી તે બધું કહીને તેણે—બની શકે તો—તે જવાંનને તેણીને માટેની તેની વખાંણમાં વધારે ઓસ્તવાર બનાવ્યો.

"મને તમારી સાથની વાતચીતમાં જેટલી ગમત પડી તેટલી બીજા ગ્રહસ્થોની વાતચીતમાં કદી પડી નથી, મી૦ સુરતી," પરીને મોકલાં મને એકરાર કરયો. "તેઓની વાતચીતમાં વધારેકરીને જે જાતનાં હંબગનું તત્વ હંમેશ જોવામાં આવે છે તેવું તમારામાં કશું નથી."

"તે શું?"

"ખુશામદ; મને તેનો સૌથી મોટો કંટાલો છે, ને, તેમ છતાં, માહરાં મોનાં પર માહરી વખાંણુ કરવાનું 'ઍલીમેન્ટ' તો માહરા જુવાં દોસ્તોમાં એટલી બધી હદ સુધીનું મેં જોયલું ને અનુભવેલું છે કે તે લોક

પાસ ઇન્ટેલીજંટ વાતચીત બીજી કંઈ હોશે કે નહીં તે વિશે બી હું તો શકમંદ છેઉં!"—અને પરીન ખુશ મિજાજે હસી પડી.

"તમે મને તાજુબ કરોચ!" દારબે ચોખો ચાંપી જોતાં કહ્યું; "ખુશામદ હું તો જાંણુછ જે જુવાન છોકરીઓને ઘણી ખુશકારક થઈ પરેચ!"

"તે વર્ગની હું નથી," પરીને કાંઇક જોશથી કહ્યું. "ખુશામદ હંમેશ સચ્ચાઇથી વેગલીજ હોએ, ને મને તો સચ્ચાઈજિ ગમેચ. તમે જે તોરની વાતચીત કરોચ તે મને ઘણી ગમેચ."

"હું ખુશી છેઉં, ત્યારે, કે હું તમને ગમતી વાતચીત કરી શકયો," દારબે કહ્યું,—અને હસીને વધારયું, "તમારૂં સારૂં મત જીતવા ત્યારે હું જોઉંછ કે માહરે તમારી કોઈ બી જાતની વખાંણ કરવાથી પરહેજ રેહવું જોઇશે!"

"તમે મને ગમતી વાતચીત કરશો તેજ માહરી સહમજદારીને ઇનસાફ આપેલો ને તેટલાવાસ્તે માહરી વખાંણ કરેલી કેહવાશે," પરીને ચાલાકીભરયો જવાબ આપ્યો, ને તે જવાંન તે જવાબ પર જાંણે મોહીત થયો.

તે ખાન્દાંની આદમી હતો, ને પૈસે પણ પુર હતો. બાપદાદાની ત્રીજોરીમાં ટકાનું જોર હતું વાસ્તેજ તેની કેળવણીમાં તેને વધતી સવલતા થઇ હતી. તેનાં માબાપ હાલમાં મરી ગયાં હતાં, ને પોતે એકલો અને સ્વતંત્ર હતો. તે સરકારમાં વગદાર અને નામદાર હતો, અને તેને લગતી બધી વાતચીત ને હકીકતમાં પરીનને નવું અને જાણુવાજોગ ઘણું હતું.

તેઓ તે પછી હંમેશ અવારનવાર મળતાં, અને પરીન તેને મળવાને ઘણી ખુશી થતી. તેઓ અત્યાર તક દોસ્તો થઇ રહયાં હતાં, ને જે વાત પરીન પોતે જાંણુતી કે માનતી ન હતી તે તમામ લોક તો ભરોસાથી માનતાં હતાં કે તેઓ જલ્દીજ હવે પરણીને પાર પડી જવાનાં હતાં!

પરીન તેના તોરમાં, તેના ટેકમાં અને તેનાં વર્તણુમાં એક રાણી જેવી હતી, અને કાલીને મારેલી થપ્પર પછી ખરી વાત તો એ હતી કે દીલના મેલા આસામીઓ કે જેઓ એક કે બીજી રીતે પોતાનાં જીગરને જવાબદાર હતા તેઓ તો તેનાથી થથરીને દુરજ ન્હાસતા!! 'જવા દેની, રાંડ ઝારૂ બારૂ મારે તો કાંહાં આપદા!' એ તે વર્ગના જવાંન્યાઓ

વચ્ચે સ્વભાવિક બોલાતું રહયું હતું, ને તેથી ખરેખર તો તે જવાંન અબળાના ધણીક વગર ફોકટના કંટાલાનો પણ જાંણે એમ બચાવ થઈ ગયો હતો!

વળી કાલી જેવોજ એક બીજો બી કેસ પરીનની જાંણમાં આવ્યો હતો, અને તેથી બની શકે તો તે એ 'સુધરેલી સોસાયટી' ને વધતીજ ધિક્કારતાં શીખી હતી. કોઇ મોટે ખાંચરેની યુરોપ્યન અબળાને પોતાની કોઈ ગંભીર તકસીર સારૂ તેના ખાવંદે તલાક આપ્યા હતા, ને તે સોસાયટીમાંથી ખરતી થઈ ગઇ હતી, પરંતુ પછીથી તેજ અબળાને વળી કોઈ સારે ઘરનો પણ અક્કલનો દુશ્મન ઇંગ્રેજ પરણ્યો હશે, તે બીજવર લગ્નના પ્રતાપે તેણીની આગલી નામોશી પર વારનીસ ચઢી ગયું, ને તેનો ઢાંકપીછોડો થતાં તે સોસાયટીઓમાં પાછી ફરતી થઈ તે વાત તેણીની જાંણમાં આવતાં પાકજાદ પરીન ખરાં દીલથી કમકમ્યા વગર રહી નહીં, અને એવી જુઠી દુન્યા પર તેને બેવડો અભાવ આવ્યો. તેણીએ જોયું કે એવાં ખોટાં કામ ફકત મોટાં નામ કે પૈસાની જલેહમાં સુધરેલી સોસાયટીમાં ઢંકાઇ જતાં હતાં, અને ત્યારે તેણીએ એવી કંપનીમાં જીવવા ને રેહવા કરતાં વસાઇનું પોતાનું એકાંત રેહઠાંણુ ને દુરનું ખુણું બેવડા બળાપાથી યાદ કરયું, કે જયાં એ જાતની નજીસાત તે કશી એ લઈ ચલાવતી ન હતી, ને એવી રંજ કશી એ તેને થતી ન હતી!



## પ્રકરણ ૨૦ મું.

અને, એમ છતાં, કેહવાને અજબજેવું તો એ છે કે પરીન માટેના પ્યારની પરસ્તારીમાં વળી એક નવો ઉમીદવાર નહીં ધારેલો જલ્દીજ દારબ સુરતીનો હરીફ થઈ નિકળ્યો! તે તો વળી એર બી વધારે માલદાર ને નામદાર હતો! તે દરભંગાના રાજાનો વડો વજીર હતો, કે જે પરીનને પરણીને પોતાની મોહરદાર બનાવા પરીનને જોઇને તેટલોજ ઉલટભેર થઇ રહયો હતો, ને અજાયબી પર અજાયબી એ હતી કે પોતાની હીમાયત કરવા અને એ કારજ સિદ્ધ કરી આપવા તેણે બી પેલાં મોટે ખાંચરેનાં કાચ ફાકનાર— કાજ કરનાર ધનભુરાનાં ધનમાએજીની દસ્તગીરીમાંજ આશરો સોહોધ્યો હતો!

પણ પરીનને મન તે બધાઓના હાલી 'મોહોતના પછાડા' હતા! તે તો કોઇને બી એ જાતનું ઉત્તેજન કે મચક આપતીજ ન હતી. તે જેમ

પોતાનાં વખાણનારાંઓનો એ વર્ગ વધારે ઉભાઈ જતો જોતી તેમ તેને એ વાતનો જાંણે વધતોજ અભાવ થતો રહયો, ને તે વધતી એવાઓથી દુર ન્હાસ્તી રહી. તે પોતે પ્યારમાં માનવાવાલીજ ન હતી, અને તેથી કુનુરના જડજ દારબ સુરતી કે દરભંગાના દીવાન દોરાબ ખંબાતા તેણીને માટેના પોતાના પ્યારના જે વારાફરતી રોદરા રડતા તે વ્યર્થ કુથળા કે ઠાલી પીંજણપાટલાથી કોઇબી રીતે જયાદા તે જાંણતી ન હતી! તે તેઓ જોડે ઘણાંજ માનથી વરતતી, અને તેમની કંપનીનો કોઈરીતે અનાદર પણ કરતી નહીં, પણ જયારે તેઓએ ઘણીજ નાજુકી ને દરેક સંભાલ સાથે પોતાના હાથની બલ્કે પોતાના જાનની ફીદાગીરીની તેણીને ઑફર કરી ત્યારે તેણીએ તે સવાલ સફાઇથી તેમજ હીંમતથી સરયાંમ હસી કાઢયો, ને "હાલમાં માહરો પરણવાનો વિચારજ નથીજી" એમ ખુલ્લેખુલ્લું જરા બી ઓશકાયા, હબત્યા કે ધુજ્યા ધપકયા વગર તે બંનેને હીંમતથી કહી દઇને તેણીએ રોકડું પરખાવી આપ્યું !

તેઓએ, એમ છતાં, આ બુલબુલ ખોહી નહીં બેસવા સારૂ કરવા જોગું કરવામાં બાકી કાંઇજ રાખ્યું નહીં. દરભંગાનો દીવાન દોરાબ તો ઠેઠ નાદર કાકાને પોતાને પણ પોંહચી ગયો ને આવીને મલી ગયો, અને પોતાના દાવાની એ માનીતી ઉમીદવારી એટલાં જોશથી ને એવી અસરકારક ફીસમે તેણે તે ડોસા આગલ રજુ કરી કે તે ધનવાંન, કુલવાંન ને વિદ્વાન જવાંનના લાભમાં તે ડોસો પોતે તો જાંણે અરધો મનાઇ બી ગયો; પણ પરીનને એમ પરદેશવટો આપીને ખોહી બેસવા તે ખુશીજ ન હતો—અને વધારે તથા સૌથી અગતનું તો એજ હતું કે પરીન પોતે પરણવા અદરાવાની વાતને એકમત થવા હજી બજીદાઇથી સાફ નાજ પાડતી રહી હતી, એટલે એ રસ્તે કામ લેતાં બી આયંદા દોરાબનું કશું વલ્યું નહીં.

તે ઘણો તાજુબ થયો. તેના જેવા એક નામદાર ને વગદારને વરવા કોઇબી છોકરી મરી પડે ત્યારે આ નાજનીન તેને કશોજ મચક ન આપતી હતી તે વાતથી તે અતી ઘણો તાજુબ થયા વના રહી શકયો નહીં. એ પોરીને પોરયાઓએ તો 'બરફની રાંણી'નું નામ આપ્યું હતું; તે ઠંડે કલેજેની પોરી કે જે પ્યારની અસર માટે એટલી હદસુધી બેઅસર ઉધરવા પામી હતી! અને તોબી કેહવાને અજબજેવું છે કે એ ખુલ્લી ખેરવણી છતાં ન તો દારબ પાછો પડયો કે ના તો દોરાબ હઠી ગયો! તે બેઉ જવાંનોની પોતાની વચ્ચે એ માહતાબચેહર મધુરી માટે એક જાતની

એવી આબરૂદાર હરીફાઈ ને ધુરકાધુરકી ચાલતી હતી કે લોકોને તે જોઇ મજાહ અને મજાક મશ્કેરીનો ખોરાક વટીક મલી જતો હતો. જો એકાદ મેલાવડામાં પરીન જતી તો બંને તાબરતોબ તેણીના ઓળા પેરે તેની બાજુમાં રજુ થતા, ને પોતાની ચાપલુસી ને હુસ્યારીથી તેણીને રીજવવા અને પોતાની પક્ષમાં મનાવી લેવા તેઓ હજારો પ્રપંચ ને પ્રયત્નો કરતા. પરીનને, અલબત, તે બધું એક મરકીરૂપ કંટાળો પુરવાર થતું, પણ તે અસભ્ય કે તોછડી થવા મુતલગ માંગતી ન હતી—જોકે તેઓએ તેના હાથની કશીજ ઉમીદ કરવી નથી એ તો ખુલ્લામાંખુલ્લા બોલોમાં તે બન્નેને ખાત્રીપુર્વક અને ઉપરાસાપરી કહી અને સમજાવી ચુકી હતી; અને, તેથી, સભ્યતાથી ને નરમાસથી જેમ બને એમ સીફતથી કામ લેઈ તે તેઓને અંતે લોકોની ઘણી ગમત ને રમુજ વચ્ચે જલદીજ ખેરવી નાંખતી!

ધનભુરાનાં ધનમાયજીને એથી બહુજ માઠું લાગ્યું. 'એ પોરી ચાએ શું પીને મનથી મરતી હોશે?' તેવણ એકાંતમાં પોતાનાં મન સાથ બખાલતાં; 'આવા લખપતી ને ધનેતર ધણીઓ પામવાનું કોણનાં નસીબમાં હોએ જે? તે બિચારા એનું પગ પાણી કરતા જાએછ ત્યારે એનાન તો છેક છઠ્ઠે છાપરે ચહરી બેસેછ તે બધી કમબખ્તીનીજ હું તો કેહુંછ જે નિશાંણી છે. જે ધનને ઢગલે બેસતાં નથી તેઓ થેસઇ થોકરઇને પછી ધુરને ઢગલે જઈ બેસે છે!'—સારાંશ, તેઓની સીફારસ પરીનનાં ધ્યાનમાં ઉતરતી ન હતી, ને તે છોકરી એ મોટે ઘરનાં અભઇજી કાજ કરનારનું કેહેણ કરતી ન હતી તેથી દારબ અને દોરાબ જેવા જવાંનો આગળ તેવણનું ઘણું ફુલસુંઘણું જતું રેહેતું હતું, ને તેણાનનું તે સબબે સ્વભાવિક રીતે ઘણું પાકીને પલેથર થઈ જતું હતું!

તેવણે નાજાં મારફતે પોતાનું કાંઇ વળતું નહીં જોઇને નાદર કાકાને વચ્ચે નાંખવાના બી ઘણીક વાર પછાડા મારયા, પણ તે ડોસાજીએ તો સરયામ કાને હાથજ મેલ્યા. "એને પરણાવા અદરાવાની વાતમાં હું માંથુ મારવા માંગતોજ નથી," તેઓએ જવાબમાં કહ્યું. "એ બીલકુલ એની મરજીનો સવાલ ને સોદો છે. માહરે જે જોવાનું છે તે એટલુંજ છે કે એ માહરાં કુલવાન ને ટેકાવદાર ખાન્દાંનને જવાબ કરતાંજ કુટુંબનો છોકરો પરણે, અને મને એની સારી સહમજમાં હવે એટલો બધો વિશ્વાસ ને એતબાર બેઠેલો છે કે એની તે જાતની

પસંદગી માટે હવે હું જરા બી બીહીતો નથી, જેથી કવખતે એની સોડે એની મરજી ઉપરાંત કામ લેવાડવા હું મુતલગ ખુશી નથી, ધનમાએજી."



## પ્રકરણ ૨૧ મું.

એક દિવસ વળી પરીન પોતાના કાકાને સોહોધતી તેની લાયબ્રેરીમાં ગઇ ત્યારે તે ડોસો પોતાની 'આર્મચેર'માં વાંચવા સુતેલો, તેણીએ જોયું કે, ઉંઘી ગયો હતો. તે પેપર બાજુમાં જમીનપર સરી પડેલું હતું, ને નાદાર કાકાની ઘણી વારથી આંખ લાગી ગઈ હોય એમ જણાતું હતું. પરીન, તેથી, હલવેથી બારણું બંધ કરી પાછી જતી રેહવા કરતી હતી તેટલાં તે ડોસાએ કોર વાલી ને તે ઉંઘમાં બોલ્યો, "કુંવર, કુંવર, મને માફ કર! હું તે પછી ઘણો પસ્તાયોછ. માહરો વાંક ખરેખર ઘણો મોટો થયોછ!"

એ શું? પરીન સ્તબ્ધ થઈ ઉભી! તેના નિર્દોષ કાને આ કીસમના માફી ને પસ્તાવાના લબ્જ કદી અત્યાર તક કોઇને મોંદેના સાંભળેલા ન હતા, અને આ કાકો જેને તે એક બાપનાંજ હેતથી હવે ચ્હાતાં શીખી હતી તે પોતે એટલો પસ્તાવાનું ને માફી માંગી લેવાનું ઉંઘમાં બી બોલતો હતો એટલો તે તેનાં મગજપર બોજ શો હોવો જોઇએ? એ કુંવર કોણ હોવી જોઇએ?

તે થોભી શકી નહીં. તેણીએ માયાથી પોતાનો હાથ તે ડોસાના કરચલીવાલા હાથ પર મુકયો, ને તેને જગાડતાં કહ્યું, "કાકાજી, કાકાજી, તમોને કાંઇ જોઇએછ? તમે સારી પેઠે તો છેઓની?"

તે ડોસાએ ચમકીને આંખ્યો ખુલી, ને પરીનને પોતાપર વાંકી વળેલી જોઈ તે ગભરાઈ ગયો. "હું સપનો જોતો'તો, દીકરી," તેણે ખંખાર મારીને ખડો થઈ બેસતાં કહ્યું. "હું કાંઈ ઉંઘમાં બોલ્યોતો વારૂં? તું કાંઈ બીહીધી, બેટા?"

"હા, કાકાજી, તમે ઉંઘમાં કાંઇ બોલ્યા ખરા, પણ મને કંઈ સમજ પડયું નહીં, ને તમારા જીવને સારૂં નહીં હોશે એમ ફકર લાગવાથી મેં તમને પોહરેલા જગારયા," પરીને સંભાલથી ખોલાસો કરયો;—અને, એમ છતાં, તે રાત્રે પોતાનાં નરમ બિછાણાંમાં તે એ કુંવર કોણ હોવી

જોઇએ તેનાં ગંભીર વમાસણમાં કલાકો સુધી જાગતી પડી રહી. અલબત, તેના કાકાનો એ ભેદ પોતાના હોઠ બાહેર નહીં ફુટકવા દેવા ને તેની વ્હાલી માતાને વટીક તે નહીંજ કેહવાનો તે સમજદાર ને દયાળુ દીલની નાજનીને દાનાઇથી કસ્દ કરયો હતો.

બીજે દિવસે સ્હાંજે ધનભુરાનાં ધનમાએ અને જાલનેવાલાની હંબાઇજી પરીનની માતા નાજાંને મલવા આવેલાં હતાં, અને તે ત્રણે ડોસાંડગરાં એલારપેલારની વાત કરતાં ચાએ પીતાં બેઠાં હતાં, કે જ્યારે પરીન બાજુમાંની બાગમાં ઉંઘડતી બારી આગળ ખુરસી ખેંચી તે દિવસનું ઇંગ્રેજી પેપર વાંચતી બેઠી હતી. તેને એ ડોસાંડગરાંની વાતચીતમાં કશી મજાહ મલતી ન હતી, માટે તે એ મુજબ પેપર લઇ બેઠી હતી અને તે વાંચતી હતી, જે વખતે કોઇએ જો જરા ધ્યાંનથી ને ધારીને તેના ચેહરાની ઉસ્કેરણીઓ જોઇ હતે તો તે તાબરતોબ પામી જતે કે તે જે કાંઇ વાંચતી હતી તેથી તેની તબ્યત ભીત્તરમાં અતી ઘણી ઉસ્કેરાતી હતી!

અને ખરેખર હતું બી તેમજ. પુનાનો એક ખુંનનો મુકદમો 'રીવીઝન' સારૂ અત્રેની અપીલ કોર્ટમાં રજુ થએલો તેની કેફ્યત વાંચી એ સાદા ને સાચ્ચા હેતુઓની સુંદરીનું દીલ ગરમ દીલસોજીથી એટલું ઉસ્કેરાઇ આવ્યું હતું,—તે એટલે સુધી કે તે વાંચી રેહતાં "બ્રેવો!" ના એક પોકારથી તાલી પાડી તે પોતાની બેઠકમાંથી ચમકી ઉઠી, અને આસપાસનાંઓ દઘાઇને તેનું કોહું તીકરીગોપ કરવા પડયાં કે એ પોરીને એકાએક એ તે શી ચમક ચહડી આવી હશે!

નાજાં તો લગભગ બીહી ગઇ, અને ધનમાયે તો એ "કોટક-ખારી પોરી"નાં ઢણકથી થુંદેઇને હસી બી દીધું! એવું તે વળી શું હતું તે તેઓએ તેને પુછ્યું.

"જુઓ મમા, હું તમોને હંમેશ નહીં કહતીતી કે દુન્યામાંથી ભલાઇ અને ગરીબોની કદરનો જમાનો સંદતર નાબુદ થઇ ગયો હોય એવું કાંઇ છેજ નહીં?" તેણીએ ખુશાલીથી લાલ થતાં કહ્યું. "આએ એક ખરીજ ભલાઇ ને ખરેખરા પરોપકારનો એકજ દાખલો પુરવાર કરવાને બસ છે કે દુન્યામાં જેમ કાલી દાવર જેવા કરપીણો હદવગરના છે તેમ આવા ફીરેસ્તાઇ ખસલતના ખરેખરા પરોપકારી જવાંનોનો જમાનો બી તદનજ વહી ગયો નથી."

"પણ, મરે, એટલું બધું થયું તે શું?" જાલનેવાલાનાં હંબાઇજી ચીબાંચાબાં થયાં.

"મને તો એજ તોરના ને એજ રકમના જવાંનો ગમે," પરીને અરધાં બેધ્યાંન ધ્યાંને કહ્યું. "સદગુણમાં જે એવો તે રૂપરંગમાં બી અમીરીજ હોશે, નહીં મમા?"

"પણ મરે થયું શું ને વાત શું છે તે કાંઇ કેહશે?" તે માતાએ પણ હવે આ ભટાઇથી કાંઇક કંટાલો ખાઈ પુછ્યું, કેમજે તેણીએ જોયું કે પેલી બને સુગાંત્રી અભાઇજીઓ હવે જરા નસ્કોરાં કરવા પડી હતી!

"જુઓ, મમા, હું એ કેસ તમને સમજ પારૂં; પણ સબર," તેણીએ અચકીને કહ્યું; "એ આજનાં ગુજરાતી પેપરોએ બી રીપોર્ટ કીધોજ હોશે. હું તમારી પાસે તે અસલ ગુજરાતીજ વાંચું,"—અને અને એમ કેહતાં "સમાચાર"માં તે બાબદ ખોલી કાઢીને તેણીએ તે કેસ વાંચી સંભળાવ્યો. તે એક નવાઇજેવો મુકરદમો ઉપર કેહવા મુજબ પુનાની સેસન કોર્ટમાંથી આવ્યો હતો, ને તે કેસની કેફ્યતનો ટુંક સાર તે પેપરવાલાએ નિચે મુજબ સમજાવ્યો હતો:—

"આ મુકદમાની કેફ્યત નવાઇજેવી છે. આરોપી આયા મેરયન ફીરંગી જાનની એક ખ્રિસ્તી છે, જે જવાંન અને દેખાવલી છે. તે પુના ખાતે મરનાર મી૦ જેમ્સ એટકીનસનનાં ઘરમાં છેલ્લાં બે વરસથી આયા તરીકે રહેલી હતી, અને તેને મી૦ એટકીનસનનું પોતાનું ખુંન કરવાના વાંક સારૂ હાલમાં કેદ પકડવામાં આવી છે. તેણી ઉપર એ અપરાધ પુરવાર થવાથી પુનાના સેસન જડજે એસેસરોનાં મત સાથ મલતો થઈ તેણીને ફાંસીની સજા ફરમાવી હતી, જે મુકરદમો અને સજા બાહલીને માટે કાયદા મુજબ અત્રે હાલમાં વડી અદાલત પર મોકલવામાં આવ્યો છે.

"અલબત, તોહમતદાર સામેનો પુરાવો દેખીતી રીતે ઘણો મજબુત હતો. તે ઘરમાં તેના શેઠ ને શેઠાણી ઉપરાંત એક પકાવનારો હતો, કે જે પકાવનારો તો છેલ્લાં પખવાડયાંમાંજ કજ્યો કરી જતો રહયો હતો, ને ત્યારથી મીસીસ એટકીનસનને આયાની મદદથી નવો આદમી રાખી શકાય ત્યાંસુધી હાથે રસોઈ કરી લેવી પડતી હતી. હવે મજકુર ખુંન

થયું તેની આગલીજ સ્હાંજે ઉંદરોને મારવાનું કારણ આપીને તોહમતદારે ચાર આનાનું આરસેનીક (ઝેર) એક ગાંધીની દુકાનેથી ખરીદયું હતું. તે પછી તેણીનેજ વળતી સહવારે તેના શેઠની કૉફીનું કપ તૈયાર કરી લાવવાનો હુકમ મલ્યો, જે તે તૈયાર કરી લાવીને તેણે પોતાના શેઠને પાયું કે તરતજ જરા વારમાં તેને આંકરાં ચઢવા લાગ્યાં, ને તબીબી મદદની દોડ પુગતાં એકદમ પુરવાર થયું કે તે ગ્રહસ્થને મજકુર કૉફીમાં ઝેર આમેજ કરી પાવામાં આવ્યું હતું ! અંતે પરીણામ એ થયું કે ડાકટરોની દરેક ઉમદા સારવાર છતાં તે બાપડો બીજા અરધા કલાકમાં મરણ પામ્યો, અને તે કૉફીનાં કપની સરકારી રસાયણશાસ્ત્રીએ તપાસ કરતાં તેમાં મરનારને ઝેર પીવાડેલું બેતકરાર પુરવાર પણ થયું. હવે સંદેહ શો હોય ? તે કરપીણ ગોઆનીસ આયાને એકદમ કેદ પકડવામાં આવી, ને ખુંનના ભયકાર ચાર્જ સારૂ જુરીએ તેમજ પોલીસ કોર્ટે તેણીને સેસન કમીટ કરી.

"નિચલી તેમજ ઉપલી બંને અદાલતોમાં તે છોકરીએ તો પોતાપરનો ભયભીત આરોપ મોટા ઇનકાર સાથ નાકબુલ કરયો. તેણીએ પોતાને બાપુકાર નિર્દોષ જણાવી, અને સોગંદપુર્વક બચાવમાં કહ્યું કે તે ઝેર તેણીએ આગલી સ્હાંજે તેણીની શેઠાંણી મીસીસ એટકીનસનના હુકમથી ખરીદયું હતું એ વાત તદન ખરી છે, પણ કૉફીનાં કપમાં તેણીએ તે મુતલગ આમેજ કરયુંજ ન હતું. તે શેઠાણીએ ઉંદર મારવાનું કારણ આપીનેજ તેણીની પાસે મજકુર ઝેર મગાવ્યું હતું, ને તેણીએ તે લાવીને 'મૅમ'ને આપ્યું હતું તે ઉપરાંત તેણીને તે ઝેરના સંબંધમાં કોઇ વાતની માહીતી ન હતી.

"આ વાત માન્યામાં કેમ આવે ? તેના સામે સરકારી કાંઉનસલે તો આરોપ પુરવાર કરવા ધરતી તળે ઉપર કરી ! તેણે ઉછળી ઉછળીને ટેબલપર હાથ ગુમાવ્યા ને મુક્કીઓ મારી. તે તેની બેઠક આગળ નાચ્યો. તેને કઈ મસીદે દીવો હતો ? એક જણને ફાંસીએ લટકાવી દેઈ નામના કરવી એજ તેનો તો મોટો લોભ હતો ! મુરદાં બેહેસ્ત જાઓ કે દોજખ તેની તેને શી પરવાહ હોએ ? નહીં કે તે આરોપીનો શત્રુ હતોઃ નહીં કે તે જાંણી બુઝીને બુરૂં કરવા માગતો હતો, પણ તે આસપાસની જોરાવર જુબાનીઓથી દોરવાઈ ગયો, ને તે ઉપર તેણે બળવાન બાથ ભીડીને તોહ-

મતદાર પર અપરાધ પુરવાર કરયો. તેણે તકરાર ઉઠાવી કે ઝેર લાવનાર તે હતી—કૉફીનું કપ તૈયાર કરનાર તે હતી—ઘરમાં મરનારની મોહરદાર સિવાય બીજું તો કોઇ હતુંજ નહીં, ને મોહોત નિપજે એવી હદ સુધી તરતનું તાજું કૉફીમાં ઝેર અપાયલું પુરવાર થઈ ચુકયું હતું, તો પછી સંદેહ હોય શેનો? કદાપી તે આરોપીને તેના શેઠ સાથ છુપી રીતે એક કે બીજાં કારણથી કંકાસ થયો હોય—કદાપી તેનો કાંટો કાંઢી નાંખવાથી તેણીને આયંદા કાંઇ લાભ થતો હોય?

"ટુંકમાં, તે અનાથ નિર્ધન છોકરીના બચાવમાં તો હોઠ હીલવીને બોલનારૂં વટીક કોઇ ન હતું! તેણીએ તો પોતેજ ધસાંધસ રડતાં પોતાના બચાવમાં જે બન્યું એ બધું કહ્યું ને કરયું, પણ તેનું માને કોણ? તે બાપડી બચાવમાં લડવા વકીલ બેરીસ્ટરોના કચડી નાંખનારા ખરચો કયાંથી લાવે? તેણીને, તેથી, એ મુજબ પુનાની સૅસન કોર્ટમાં અંતે સજા થઇ, જે કેસ હાલમાં બાહાલી માટે અત્રેની મોટી અદાલતમાં આવ્યો હતો.

"પણ ત્યાં એ કેસે નવોજ રંગ પકડયો. પુનાની સેસનમાં એ છોકરીને સજા થઈ તે વખતે એતેફાક મી૦ જાલ ફીરોઝ નામે દખણનો એક પંકાયલો પારસી બૅરીસ્ટર જવાંન કોર્ટમાં બેઠેલો હતો. નહીં કે તે કોઈ માખમારૂ બ્રીફલેસ બેરીસ્ટર હતો. તે પાસ થઇને આવ્યો ને આવ્યો તેનો ધંધો ધીકતો ચાલતો હતો, કેમજે તેની તેજ બુદ્ધિ ને અજબ જેવી હદ સુધીની કાબેલ્યત એક તડાકે પુરવાર થતી ચાલી, ને તેનાં નામ ને નામનાનો સિકકો પડી ગયો. વિદ્વાનો છાના કેમ રહે? સુર્ય ઢાંકયો કેમ છુપે? તે ગરીબનું બચ્ચું હતો. પુનાના કોઈ પુરાણા પણ ગરીબ રહીશનો એ છોકરો કરજદરદ કરીને શીખ્યો હતો, ને વેલાત જઇ પાસ થઇ આવેલો હાલ પોતનાં માબાપનાં મથકમાંજ ધંધામાં પડયો હતો, ને તે તેની માતાની આંખની તાહરક દખણની કોર્ટમાં એક ધ્યાંન ખેંચનારા તારા જેવો ઝલકી રહયો હતો. તેને કામ એટલું મલતું હતું કે સીન્યર બેરીસ્ટરો તેની અદેખાઈ કરતા હતા, અને તેને પોતાને વખત મલતો ન હતો એટલો બધો ટુંક વખતમાંજ તે મચી જવા પામ્યો હતો.

"હવે સારાં નસીબે સૅસનમાં ઉપલો મુકરદમો ચુકયો ત્યારે તે ત્યાં બેઠેલો હતો, ને તેણે એ આખો કેસ ઘણાં ધ્યાનથી સાંભળ્યો હતો,

ને કોઇ અજબજેવા સંજોગથી તેની તદન ખાત્રી થઈ શકી કે આરોપી આયા બીલકુલ નિર્દોષ હોવી જોઇએ! એ ઉપરથી એક બેગુનાહને ફાંસી જતી બને તો બચાવી લેવા તેણે એકદમ બીડું ઝડપ્યું. તે એમ કરવા માટે ફકત દયાથીજ દોરવાયો હતો. તે સારી રીતે જાણતો હતો કે આવો એક મોટો ને મોટી અગતનો મુકરદમો લડવા ને પુરવાર કરી શકવા તેને ઘણા કીંમતી વખતથી ખુહાર થવું પડવાનું છે, અને તે નિર્ધન અને મુફલીસ આયા તરફથી તો તેને તેના બદલામાં એક ખોટો પૈસો પણ મળનાર હતો નહીં; અને, એમ છતાં, પોતાની આવક અને વખતના ભોગે બી એ કેસનાં ઉંડાણમાં જઈ તે સ્ટડી કરીને તથા તેનાં સંબંધમાં જોઇતી બારીકમાંબારીક જુસ્તેજો મેલવીને મુંબઇની અપીલ કોર્ટમાં રીવીઝન વખતે તે અબળાને જો તે નિર્દોશજ પુરવાર થઈ શકે તો બચાવી લેવાનું તેણે બીડું ઝડપ્યું!



## પ્રકરણ ૨૨ મું.

"અને પછી પરીણામ શું થયું? અપીલ કોર્ટમાં મુફસીલના એ પારસી કાઉન્સેલે હાજર થઇને તદન નહીં ધારેલું ને નવુંજ અજવાળું એ કેસમાં પાડયું! તેણે એ કેસ કોર્ટમાં સાંભળવા સારૂ રજુ થવા આગમચ અથાગ ખંત અને જેહમતથી જે ખાનગી જુસ્તેજો ચલાવી હતી તેનાં પરીણામમાં તે નામદાર કોર્ટ સમક્ષ મોટી લડત ઉઠાવીને ખાત્રીપુર્વક પુરવાર કરવાને શકિતમાન થયો કે મજકુર ઝેર તે આયાએ નહીંજ પણ તે મરનારની મોહરદારે પોતેજ પોતાના ખાવંદનાં કૅારીનાં કપમાં આમેજ કરયું હતું! તે બિચારી કાંઈ અર્ધઘેલી હતી, અને વખત બેવખત એક ચોકકસ જાતનું ઘેલાપણું તેનાપર ગાલેબ આવતાં તે ઘેલાંપણાંમાં તે એ કીસમના ઝેરને લગતા અખ્તરાઓ કરવા પડી જતી. તેણે એ મુજબ એ આગમચ બી પોતાનાં કુત્રાં ને બિલાડીને અવારનવાર ઝેર આપી પોંહતાં કર્યાં હતાં તે વાત પુરવાર થઇ, ને તેજ મુજબ હાલમાં એક પગઠયું આગળ વધી તે દીવાનીએ તેજ જાતનાં ક્ષણીત ઘેલાપણાંમાં હવે પોતાના વ્હાલા ધણીને જાનથી મારયો હતો!!

"તેણીએ પોતે પણ પાછળથી પોતાના એ ગંભીર ને જબુન અપરાધનો એકરાર કરયો. આયા કૅારીનું કપ મુકી ગઈ ત્યારે મરનાર

પાસેના ઓરડામાં હતો તે તકનો લાભ લઇ તે દીવાનીએ મોટા હીસ્સામાં આરસેનીક તે કપમાં ઝટકરીને પીગળાવીને મીક્ષ કરી નાંખ્યું, ને તેના ધણીને તરફડયાં મારી મરતો જોવા પછીજ એ ભયંકાર ખાના-ખરાબી ને દગાબાજી માટે તે સુદ્ધબુદ્ધીની સુદ્ધ ઠેકાણે આવી; પણ ત્યારે સરકારના ડરથી થથરી જઇને તે ચુપકી અખત્યાર કરી બેઠી, ને એક બેગુન્હાનું સરકારને હાથ ખુંન થતું તેણીએ દબાઇને તોપણ ખામોશી વચ્ચેજ નાચારી સાથે જોયા કરયું!

“સારાંશ, બૅરીસ્ટર જાલ તે કમભાગ્ય આયાના એક પાસબાન ફીરેસ્તા તરીકેજ રજુ થયો! જો તે એટલું મનપર નહીં લેતે ને ‘કોણને પડી?’ જેવા આદમીઓના સાધારણ સ્વભાવથી કામ લેઈ એ જંજાલમાં પોતાની પાદશાહી આવક ને કીમતી વખતના ભોગે બી માથું માહરી એ જેહમત પોતાનાં તન બદન પર નહીંજ ઉઠાવીજ લેતે તો કશા બી સંદેહ વગર તે પોરી ફાંસી જતે, ને એક જબુન ખુંનના બદલામાં બીજા એક તેવાજ નિર્દોશ અને જવાંન જાનનું નાહકમાં ખુંન થતે; પણ જાલની દયા ને દીલસોજીથી સઘળું ખરાંનું અંતે ખરૂંજ થયું, તે ન્યાયાસન પરથી અપીલ કોર્ટના બંને નામાંકીત ન્યાય ધીસ સાહેબોએ પોતે પણ ખુશીના આવેશમાં જાલની એ ફીરેસ્તાઇ ખસલતના જાબજા વખાણ કરયાં. અલબત મીસીસ ઍટકીનસનને તો માથું તપાસાવી દીવાનાશાળામાં પુરવાનોજ સરકારે હુકમ કાઢયો.”

આ તે રીપૉર્ટ હતો, કે જે વાંચતાં નિખાલેશ જીગરની પરીન—દયાનો દોસ્ત—એટલી બધી હદ સુધી ઉસ્કેરાઈ આવી હતી! તે પેપરોમાં વળી જાલની વાખવાખીની ખાસ આરટીકલો વટીક લખાઈ હતી, ને તે નિર્ધન આયા છોકરીએ જાલના પગપર પડી જે પોતાનાં જાનોજીગરનાં હેસાંનનો ઉભરો રડતી ચસ્મોએ ખાલી કરયો હતો તે ઉપર ભાર નાંખીને લખતાં તે પેપરવાલાઓએ વધારયું હતું કે ‘આખી પ્રજા એવા એક તારીફલાયક દીલસોઝ જવાંનની આભારી થયલી લેખાવી ઘટે છે,’ કે જે અભિપ્રાયને, કેહવાને જરૂર નથી કે, સુંદર પરીન લાઇને લાઇન, વાકયે વાકય અને હરફે હરફ એકમત થતી હતી! તેણીએ પોતાની ટુંક જીંદગીમાં સદગુણો વિશે થોડું ને દુર્ગુણો વિશે એટલું બધું વધારે સાંભળ્યું હતું—કાલી દાવર અને પેલી તલાક પામેલી યુરોપ્યન અબળાના

બેઇજ્જતીભરયા દ્રષ્ટાંતો જેવું સુધરેલી સોસાયટીથી કાયર થવા જોગું એટલું બધું અનુભવ્યું હતું કે તે વસાઇનું પોતાનું એકાંત રેહેઠાંણુ ને નિર્દોષ રેહવાસ હંમેશ એક હાય ખેંચી યાદ કરતી! એટલામાટે સર્વોતમ સદગુણના આ એક અકસર ધ્યાન ખેંચનારા દ્રષ્ટાંટથી તે બનાવના પેહલવાનની પક્ષમાં તેણીનું દીલ તમામ ખુશીમાં ખેંચાઇ ગયું. તે તો જાંણે તેને વગર જોવે—જાણવે—પીછાંણવે તેના જોડે પ્યારમાંજ પડી, તે એટલે સુધી કે તે તેની વખાણનાં જોશમાં એટલી ઉસ્કેરાઈ ને એટલું બધું એટલાં બધાં હેતથી બોલી કે તેની માતાને પોતાની મોટે ઘેરની તે બંને સહીયરોનાં દેખતાં ઘણું નબોજું લાગ્યું, ને તેણીએ, તેથી, તે છોકરીને ધમકાવીને ચુપ કરવી પડી.

"સારૂં કીધું, કોઇ પોરયો સારોજ હોવો જોઇએ કે તે દુકતીને એમ વગર ફોકટની લટકી જતી બચાવી લીધી, પણ મરે તેથી તેમાં એટલું બધું તે શું થયું જે, પોરી, તું તેનીપરથી એમ છેક ઓવરઈ પોવરઇ જવા જેવી તૈયાર થઈ ગેઇ?" ધનભુરાનાં ધનમાએજીએ હસીને ટીકા કરી.

પરીને તેમનાં એ કીસમનાં અજ્ઞાનપણાં માટે એક છુપી હાય મારી! 'જો એકાદ વારતામાં એ લોક એવો કલ્પીત બનાવ વાંચતે કે નાટકના તખ્તાપર એવું કાંઇ થએલું જોતે તો ખુશ ખુશ થઈ જતે, પણ ખરી જીંદગીનો આએ ખરો બનાવ એ લોકપર કેટલી થોડી અસર કરી શકે છે!' તે મનથી પટપટી, અને પછી ત્યાંથી ગુસ્સામાં ઉઠી ગઈ.

તેણીની મસ મોટી અજાએબી એ થઈ પડી કે જાલનો સદગુણ તેઓ તેની વખાણની આંખે નહીં જોઈ શકવા જેટલાં આંધલાં થઇજ કેમ શકતાં હશે! શું સચ્ચાઇ ને વફાઇનો આ જમાનોજ ન હતો? શું એવી પહેલવાનગીરીની સંપુર્ણ કદર કરી શકવા જેવો સાચ્ચો જમાનો સરબસર વહીજ ગયો હતો?

તે પાધરી પોતાના કાકા સોડે ગઇ. તે કાકો તેની આ ખુશીમાં તેટલીજ દીલોજાનીથી ભાગ લેશે એમ તેને ખાત્રી હતી. તેણે તેને જઇને તે બધી વાત કહી, અને તે આખો કેસ તેને વાંચી સંભળાવ્યા પછી પુછ્યું, "કાંએ, કાકાજી, શું ધારયું? એ છોકરો કોઇ ખરો અમીર હોવો જોઇએ કે નહીં? માહરી તકરાર એમ છે કે આરોપી જો

કોઇ કુલવાન કે પૈસાવાલી હોતે, ને તેની હીમાયતમાં વગર બોલાવવે એ કોઇ મી૦ જાલ જો મેદાન પડયો હોતે તો આપરે એમ બી કેહેતે ને ધારતે કે પાછળથી કાંઇ સારૂં જેવું ખાટવાની ઉમેદથી તેણે એમ કીધું; પણ આએ તો બિચારી એક મુફલીસ આયા કે જેની પાસેથી એક પૈસો બી ખાટવાની તેને ઉમેદ નહીં; ત્યારે એમ કરવા માટે આપરે તેને વખાણવો ઘટે કે નહીં?"

"અલબત વખાણવો ઘટે, દીકરા," તે કાકો તે છોકરીનાં દીલની સાદાઇ ને વખાણનાં જોસને તરત એકમત થતાં બોલ્યો; "ખરેખર ઘણો સારો છોકરો હોવો જોઇએ. વેલાત જેવાં શહેરમાં હોતે તો દરેક પેપરવાલો એ સાહસીક જવાંનની સભી આપતે, ને કદાચ તેને એક 'પર્સ' આપવાની હીલચાલ બી એક તડાકે થઈ જતે!"

"ને મુવું અહીંનું લોક તો ઉંઘણસી નેણસી જેવું સુસ્ત મુવુંછ!" પરીને હોઠ ચઢાવી કહ્યું.

"ચિંતા નહીં, આપરે એ છોકરાની કદર કરશું," તે કાકાએ ધીરજ આપી. "હું ઇસ્ટર્ન માઇનીંગ કુંપનીનો એક ડીરેકટર છેઉં, અને મને બીજા ડીરેકટરોની આપખુદી વાસ્તે હાલમાં વાંધો ઉઠયોછ એટલે જરૂર કોર્ટમાં જવું પડવાનું છે, ને તે કેસની લડત હું એજ જવાંનને સોંપશ. તેમાં ભાગીદારોના સંગીન લાભ સમાયલા હોવાથી હજારો રૂપ્યાનો કોર્ટ લડતાં ખરચ થશે ને વકીલ બેરીસ્ટરોનાં ઘેર ભરાશે, તેમાં એ છોકરાને ફાલે મોટો હીસ્સો આવે તેમજ કામ લેવા હું આપરા સોલીસીટરોને ખાસ ફરમાશ કરશ."

"ઓ કાકાજી, તમે કેવા ભલા છેઓ!" પરીને, જાંણે તે પોરયો તેના પોતાના બાપકાકાનો થતો હોય તેમજ, તેના લાભની એ વાત સાંભળી હેસાંનથી નાદર કાકાનો હાથ દાબી કહ્યું, કે જયારે ખરેખર તો વાંચનાર યાદ કરશે કે એ છોકરીએ તેને જોયો કે કદી ઓલખ્યો બી ન હતો!

હવે પરીન પેલા ઓરડામાંથી ઉઠી ગઈ તે દરમ્યાન તે તરફ પેલાં ડોસાં ડગરાંઓ વચ્ચે શી વાત ચાલતી હતી? શું તેઓ એ બેરીસ્ટર જાલ ફીરોઝની હીંમત ને બિનસ્વાથીપણાંની પ્રસંસાનીજ હજી વાતો કરયાં કરતાં હતાં? જરા એ નહીં. તેઓએ તો એ "ધતુરાની

ભરેલી" ને "ફાંટાબાજ પોરી"નાં ઢબુક એકમતથી પોતપોતા વચ્ચે સામું તેના ઉઠી જવા પછી વધતાં વખોડી કાહાડયાં, અને પછી તેનાં કારજને લગતીજ વાત વધારે ઝનુનથી કરવા માંડી. ધનભુરાનાં ધનમાયજીએ ગરીબ ને ગરવી નાજાંને ગુંગળાવીને ઘણોક ઠપકો આપ્યો. "માએ, તું એને છેક લાડકી કરીને છગાવ ને બેહેકાવ ના," તેવણે ઠપકાનાજ બધા તોરથી કહ્યું. "આવાં ધનેતર ને લખપતી ઠેકાણાં એ પોરી પોતાને સારૂ ધ્યાનપર લેતી નથી તો એ કહેવા શું માંગેચ? એમ બચ્ચાં સાથે તું બી બચ્ચુંજ થશે ત્યારે એનો ઉઠાવ કીએ જમાને થશે?"

"પણ જયારે એ માહરૂં એ બાબદમાં તો માનતીજ નહીં તો હું કરૂં તે શું, ધનમાએજી?" નાજાંએ બચાવ કર્યો; "કાંઈ જીભરૂં હવે નાહ્લી છે જે નેતરે મારૂં?"

"આએ બેમાંથી એક ઠેકાણે એનું કરી નાંખવુંજ જોઇએ," જાલનેવાલાનાં હંબાઇજી ઘણીમુવાં ધનમાયેજીને હવે એકમત થવા વચ્ચે હોમાયાં. "પેલા જજ દારબ કે પેલા દીવાન સાહેબ એ બેઉ ઘણાં સારાં ને લખપતી ઠેકાણાં છે. એ બેમાંથી એક જે બી ઠેકાણે જશે ત્યાં એ છોકરી રાણી જેવાં રાજ કરશે. તમારે એને પાસાંમાં બેસારી સમજાવવી જોઇએ, નવાજબાઇ ને બધું એનાં હૈયાંમાં ઉતારવું જોઇએ."



## પ્રકરણ ૨૩ મું.

પણ શેઠની શીખામણ ઝાંપા સુધી! ધનમાએ ને હંબાઇજીને હાજીહા કરી નાજાંએ તે વેલાએ તો રાજી કરયાં, પણ તેણે પછીથી તેઓની સલ્લાહ મુજબ પરીનને ધમકાવા કે ખખડાવા જેવું કશુંજ કહ્યું કે કરયું નહીં. તેણીએ જોયું કે તેવી કોઈ વાતની જરૂરજ ન હતી. તે પરીનને બરાબર ઓલખી ચુકી હતી. મુંગીની બોલી મુંગીની મા નહીં તો બીજું કોણ સમજે? તે પોતાની એ નમાની, રાંક, સાહલેસ ને કહ્યાગરી દીકરી માટે ઘણી મગરૂર હતી. મરતાંને બી મર નહીં કહે એવી તે ગરીબ ને ગરવી છોડી એ એકજ વાતમાં તેની માતાને નાતાબેદાર ઉધરી હતી, અને નાજાં તે માફ કરી શકતી હતી. એ

જન્મની પાલ બાંધવાના સવાલમાં તેણીનાં બતાવેલાં ને ભલામણ કરેલાં ઠેકાંણુંપર તે નાજનીનનું દીલજ ન આવતું હતું તો તે બિચારી શું કરે? તે માતા, તેથી, સહમજદારીથી દરેક નાખતી બતાવતી હતી, ને એથી બી કોઈ ધનેતર ધણીની ધણીઆણી તે મોડેવેહલે થશે એવી દીલમાં ઉમીદ વસાવી થોબતી હતી.

એમ છતાં, ધનમાએજીએ તાકીદ પર તાકીદ કરેલી એટલે એક બી કોશેશ કરવાને તો તે મીઠા સ્વભાવની માતાને અલબત ગમ્યું. તેણીએ તક જોઇને અને પરીનને એક દિવસ ઉલટમંદ અને ખુશ સ્વભાવમાં દીઠી ત્યારેજ વાત છેડી. "કેવું મને ગમેછ, દીકરી," તેણીએ મોહબતથી કહયું, "કે આટલી મારી આંખ વીંચઇ જાએ તે આગમચ તુંને પરણીને સાસરે સધાવેલી હું જોઉં."

"ઓ મમા, કોઈ દાહારે નહીં ને વરી આજે એ શું?" પરીને હસી દેતાં કહ્યું.

"નહીં, દીકરી, મને હસી ના કાહાર," તે માતાએ ગંભીરાઇથી માંગી લીધું. "આવાં એક નહીં પણ બબે ધણેતર ઘેરનાં માંગાં બી તું ધ્યાંનપર લેતી નથી તેથી મને ઘણો બરાપો થાએ છે, ને જાહેરમાં મુવું નરસ બી લાગેછ. કોઈ શું જાણે ને સહમજે? લોકો મુવાં માહરાં મોરાં પરજ રોકરૂં પરખાવતાં બી જરા થઇને ચુકતાં નથી જે એ પોરી એવાં ઘેર કબુલ નથી કરતી તો એને કેવાંક ઘેર જોઇતાં હોશે!"

"પણ ત્યારે શું તેવાં નીચ ને નિંદાખોર લોકને ખાતર તમે મને કાપવા કાહારવા માંગોછ, મમા?" પરીને હવે ગંભાર થઇને તેમજ દુખ પામીને પાધરો સવાલ કરયો.

"ઓવારયું તુંને કાપવા કાહારવાનું," તે માતાએ સુગાઈ ઉઠીને ગરમ દીલસોજીથી કહ્યું; "હું તાહરૂં સારૂં વાંચ્યું કે ખુરૂં? આગળ તું કેવી આપરે વસાઇમાં ઉતાં તેઆરે માહરી તાંએની ને માહરાં કહ્યાનીજ ઉતી?"

"ને હવે નથી?"

"હવે બી છે તો ઘણી, પણ આપરે એકલડોકલ વસાઇમાં રેહતાંતાં ને તું જેટલી ભેદ ખોલીને તાહરાં દીલની જરામાંની જરા વાત માહરી પાસે કરતીતી તેમ તું આજે કાંહાં કરેછ?"

"પણ મેં તમારાથી છુપાવ્યુંજ શું, મમા ડીઅર?"

"તાહરૂં દીલ!" તે માતાએ ગંભીરપણે તેનાં અંતરનું માપ લેવા જોગું કીધું. "કેહે મને ખરૂં—તું કોઇને તાહરૂં દીલ આપી ચુકીછ? કોઇ તુંને એ દારબ કે દોરાબ કરતાં બી વધારે ગમ્યોચ? કોઇ બીજા સાથ તું કંઇ અમારી હરૂસે લગનનાં વચનથી બંધાઇ ચુકીચ?"

પરીન ખડખડાત પાછી આ સઘળી તે ભોલી માતાની મિથ્યા ફીકરો સાંભળી ખુશ મિજાજે હસી પડી!

"તમે ના એવાં ખોટાંખોટાં ને ભુલભરેલાં અનુમાન કરયા કરો, મમા," તેણીએ માંગી લીધું. "તમારીથી છુપી ફીસમે હું કોઈ બી દાહડે એક બી પગલું ઉપાડવાનીજ નથી. માહરૂં જીગર કદી બી મને તેમ કરવા રજા આપશેજ નહીં, કેમજે તમો વ્હાલાં મમાએ મને તે જાતની કેળવણી આપીજ નથી. ખરી વાત એ ને એટલીજ છે, મમા, કે મને અત્યાર સુધી એક બી જવાંન પરણવાનીજ ઉમેદથી ચાહવાજોગ મલ્યો કે દેખાયો નથી! મને હજી પરણવાની તો મરજી કે ખ્યાલજ નથી. તમે નાદાન ઉંમરે બિચારાં પોતે પરણીને શું સુખી થયાં, મમા ડીઅર, જે વરી મારે વાસ્તે બીજાંઓનાં હુલકાવ્યાથી એમ એટલાં ઉતાવરમાં પરી ગીયાંચ?"

તે માતાપર આ તકરારની એકદમ અસર થયા વના રહી શકીજ નહીં. તેણીએ તે બેટીની એ બધી તકરારનું વાસ્તવીકપણું તરત હૈયાંથી મનમાં ને મનમાં સ્વિકાયું—ને તે ચુપ રહી.

"તમે વિચાર તો કરો, મમા," તે ચુપકીનો તરત સુંદર પરીને વધતો લાભ લીધો, "કે લોકનાં મોંના રાખવા ને લોકને રાજી કરવા આપુને કુવામાં કાંએ નખાવી દેવું જોઇએ? આપરે, તમે કેહોચ તેમ, વસાઇનાં એકાંતમાં સુખી ઉતાં, કેમજે આએ સુધરેલી દુન્યામાં દાખલ થવા પછી આપરા વચ્ચે જે તકરાર ઉભી થવા પાંમીચ તે જાતનું 'નૉનસેન્સ' આપુને તે ગામરેનાં એકાંતમાં કદી બી સંતાપતુંતું કે બેઝાર કરતુંતું નહીં. ઓ ખુદા, કેવું મને તાંહાં રેહવા ગમતુંતું!"

"તુંને ખરેખર તાંહાં રેહવા ગમતુંતું, પરીન?" તે માતાએ પોતાની નિર્દોષ બેટીની તે બે તારા જેવી ચમકતી ચસ્મોમાં હદ વનાની અજાયબીથી જોઇને સવાલ કરયો.

"ઘણું જ, મમા!" પરીને જોશથી કહ્યું; "આએ સુધરેલી સોસાયટી કેહવાએછ, પણ તેમાં હું તો એટલા બધા બિગાડા ને ઠગાઇઓ મારી નાહ્લી ઉમરે ને નાહ્લી આંખોએ બી જોવા પામીછ કે હું તો ધારૂંચ જે આપરાં વસાઇનાં એકાંતને લાખ ભલાઇ! ત્યાં બધું અસલ ને ખરૂંજ હતું, જયારે અહીં તો બધું નકલી, દેખાદેખીનું ને દોર ચહરાવેલું હોય તેવુંજ છે! આએ તમારી સુધરેલી દુન્યામાં ખરી અસલ્યાત તો જાંણે કોઈ બી વાતમાં કશી બી છેજ નહીં!"

"પણ વારૂં મને કેહ તો ખરી," તે માતાએ વધતી ને વધતી તાજુબ થતાં પોતાની તેહકીક હજી જારી રાખી—"મને કેહતો ખરી કે દોરાબ કે દારબમાં તું એવું ઠગાઇભિરેલું શું જોએચ?"

"એટલુંજ કે તે લોક જાંણે પરણવાનો માહરા જીવપર જુલમ લેઇ બેઠાચ, ને હું ગમે એટલું નાંખી નાંખીને ના કેહુંચ તોબી પોતાના પૈસા ને પદવીથી મને આંજી નાંખવાના પચ્છારામાં પાછા હઠતા નથી! એ શું વાજબી છે, મમા?" તેણીએ જીકકર ઉઠાવી. "સૌ સૌની મરજીનો ને દીલની ખુશીનો એ તો સોદો હોવો જોઇએ. તે લોક કરોરપતી બી હોય, પણ તે લોક પર માહરૂં દીલ નહીં આવે તો તેની તકરાર કેવી ને તેનો જુલમ કેવો?"

"તું ગમે તે કેહ, છોકરી, પણ પેલા દોરાબમાં તો હું જાંણે બધા તાહરા બાપનાજ સદ્દગુણ ને બાપનીજ સીકલ જોઉંચ," તે માતાએ તે બોલીદરાજ બેટીની એ સઘળી તકરારથી અંતે માહાત થતાં લાચારીથી છેલ્લો ટીકકો અજમાવી જોયો,—અને પરીનનો ચેહરો, તેના વ્હાલા બાપને લગતી એ વાત સાંભળી, એકદમ ખુશીમાં ચમકી રહયો! "ખરેખર, મમા?" તેણીએ ઉલટમંદ પુછયું, "શું દોરાબ ખંબાતા ખરેખર માહરા વ્હાલા પપા જેવા છે?"

"મને તો તેમજ દેખાવચ," તે માતાએ તેવોજ ઉલટમંદ જવાબ કરયો.

"ત્યારે હું તેવણ સાથ હવે પછી તો હજુ બી વધારે હેતથી વરતશ ને તેવણને વધારેજ માન આપતી રેહવશ," પરીને તેટલોજ દીલસોઝ જવાબ કરયો. "માહરા વ્હાલા મરનાર પપાને ખાતર તેવણની મીઠી યાદમાં હું તેમ જરૂર કરશ. પરણવાની ઉમેદ કે મતલબથી નહીં તોબી દરેક રીતે હું હવે મી૦ દોરાબની લાગણી વધારે સમાલવાનીજ સંભાળ

રાખશ."—ને તે માતાએ તુરતે વેલા એ અને એટલું બી ગણીમત માન્યું, કેમજે તેણીએ જોયું કે પોતાનાં પ્રમાણીક દીલના હાવભાવનેજ જવાબ કરનારી આ એક બેટીને એ જન્મભર પાળ બાંધવાના સંબંધમાં પોતાની મરજી મુજબ સમજાવી શકવું એ પથ્થરપર પાણી રેડવા જેટલુંજ વ્યર્થ ને મિથ્થા હતું!

હવે એ વાતને બીજો એકાદ માસ વહી જવા કેડે ધનભુરાનાં ધનમાએજી પરીનને પોતાની સાથે એક સ્હાંજે ખરીદી પર લઇ ગયાં. તેવણ, ઉપર કહ્યું તેમ, તે છોકરી પોતાનાં કારજના સંબંધમાં એ ડોસાંનું કેહેણ નહીં કરતી હતી તેથી તેના જોડે જરા તરા ખફા હતાં ખરાં, પણ તેથી કાંઈ રીસાઈ રેહતાં ન હતાં. બોલે તેટલાજ વારનું ને પછી દીલમાં કાંઈજ નહીં તે કીસમનાં જે ઝુરાબંધ માણસો આવે છે તે માહેલાં આ ધણીમુઆં ધનમાએજી એક હતાં.

વધારેકરીને તો બીજાં કોઈબી કરતાં પરીનને લઇને તે ડોસાંને સ્હાંજને છેડે પોતાના હાથી જેવા ઉંચા જોડીના ઘોડાની ઉંઘાડી ગાડીમાં ફરવા નિકળવાનો લોભ એટલામાટે થતો કે જાત પારજાત સર્વ કોઇની આંખ્યો પરીનનાં પરીસુરત હોસાંનપર જ્યાંથી ગાડી પાસ થતી ત્યાં ખુશીમાં ખેંચાઈ રેહતી નજરે આવતી, ને તે જાતની ઉકમાઇ લેવા તે ડોસાંને મનમાં ને મનમાં ઘણું ગમતું! જાણે તે ઉપર તેવણને પોતાનેજ કેવુંક મગરૂર થવાનું હોય તેમ તેવણ પોતે છુપાંછુપાં મનથી મલકાઇને રાજી રાજી અને મગરૂર થતાં હતાં; એટલામાટે તેજ મુજબ આ ચોક્કસ સ્હાંજે પરીનને તેવણ સાથ જવાનો પ્રસંગ થયો તેથી બ્હાલાં વાંચનારાં-ઓએ તેમાં અજબ થવા જેવું કશુંજ જાણવું કાં માનવું નહીં.

મગર તે સ્હાંજે જે ધ્યાંન ખેંચનારૂં બન્યું તે તો એ હતું કે ખરીદી-ઓનું કામ જલ્દી આટોપી લીધા પછી ધનમાએજીએ ગીરગામમાં કોઇ મીલાકાતે જવાની મકસદથી ગાડી ફેરવાવી, ને પરીને તાજુબીમાં પુછ્યું, "તે તમે કાંહાં જવા માંગોછ જે, ધનમાએજી?"

"અહીં કોઇ તેહસીલદાર કરીને આવેલાં છે," ધનમાએજીએ ખુલાસો કીધો, "તેને જરા મલી આવ્યે."

"પણ મરે, તે પરાયાં ઘેરમાં વગર ઓલખ પીછાંણે મને આવવાનું કેમ શોભશે?"

"યે, તે કાંએ નહીં જે? સાથે હું છેઉં કેની?" ધનમાયજીએ નેણ ચઢાવી તરારો મુકયો; "પણ ખરી વાત તો એ છે જે હું બી તે લોકને

કોઇને ઓરખતી નથી, ને આજે પેહલીજ મલવા જાઉંચ!"

"ત્યારે તે લોક છે કોણ?"

"કોઈ પુનેનાં છે, ને કેહછ કે તેમાં જે એક કોઇ બાઈ છે તે ઘણી નામાંકીત સબીઓ ચીતારનારી છે. મને ઘણાં જણાંએ તેની ભલાંમણ કીધી. હમણાં તરતનીજ પુનાથી મુંબાઈ આવેલી છે. કોઇ ઘણાં દોર-ચોરવાલાં નથી, પણ કેહજે દીકરો બેરીસ્ટર થઈ આવ્યા પછીથી હાલમાં ઠીક છે."

"શું તે બેરીસ્ટર છોકરાની માએ પોતે એવું સારૂં ડ્રૉઇંગ જાંણેચ?"

"હા; કોઈ બિચારી વીધવા છે," ધનમાએજીએ કહ્યું, "વર તો જુવાંનીમાંજ ગુજરી ગીએલો છે, પણ એ વીધવા થતીને હાથ હુન્નર એવો ચહરેલો કે ગરીબીમાં બી ઘણી આબરૂ ઇજ્જતથી રેહીને વરસો તક બધો ઘેરખટલો એખલે હાથે ચલાવ્યો, ને વરી દીકરાને બી કરજ દરદ વટીક કરીને કેલવ્યો."

"પણ ત્યારે હવે દીકરો માએ પાસ કાંએ હજી દલદેસરી કરાવ્યા કરતો હશે?" પરીને અજાયબીમાં પુછ્યું.

"દીકરો તો ઘણાં રણ પારેચ જે હવે ના કરો, પણ કસાયલું હારકું તે માએજ માનતી નથી," ધનમાએજીએ સમજ આપી; "ને એ બૈરીની તારીફ પુનામાં તો કેથી ઘણીજ છે. વરી કેહચ જે હમણાં મહીનો બે મહીના મુંબાઈ આવીચ તે વાત જે જાણેછ તે બધાં મોટે ઘેરનાંઓ પોતાની સબીના આડર આપેચ ને તેની પરથી બધાં ઓઢઈ પંથરઇ જાએચ!"

"હોવુંજ જોઇએ, માયજી," પરીન તરત એકમત થઈ; "એક તો આપરાં બૈરાઓમાં એવા હુન્નરનાં શોકીન અભ્યાસી હજારે એક બી નહીં, ને તેમાં વરી એ બાઇ પોતાનાં કામમાં એટલી તમે કેહોચ તેમ કેલવાયલીજ હોએ તો એમ હોવુંજ જોઇએ તો!"—અને તેઓ એમ વાત કરતાં હતાં તેટલાં તો ઘોડાવાળો આગલથી ખબર કાઢી ગયો હશે માટે આબાદ એક ચોક્કસ ન્હાના રમકડાં જેવા બંગલા આગળ ગાડી ઉભી.



# પ્રકરણ ૨૪ મું.

તે કંપાઉંડમાં ત્રણ ચાર ન્હાના બેઠી બાંધણીના બંગલા હતા તે માંહેલો એક તે ચિતારીણીનો હતો, કે જ્યાં ધનમાએજી ને પરીન ગાડીમાંથી ઉતરયાં. તેની આસપાસ એક ન્હાની ગરીબ જેવી વાડી હતી, ને આગલા ખણુમાંજ ડ્રાઈંગરૂમ બનાવેલો હતો, જેમાં તે પારસણ આરટીસ્ટની હુન્નરમંદીના થોડાક જોવાજોગ નમુનાએ ઘણા ટેસ્ટથી ગોઠવેલા નજરે આવતા હતા.

હવે એક આદમી આવીને ધનમાએજીનું એક કાગળની કાપલીપર નામ લખાવી ગયો, ને પરીને પોતાના સુંદર રોણકદાર મોતી જેવા હરફે તે લખી આપ્યું.

તે પછી તેઓ બંને તે ફીસબી અબળાના હાથની તારીફલાયક હુન્નરમંદી તપાસવા ને વખાણથી જોવા પડયાં, કે જ્યારે કેટલેક વખતે દાણાની કોરની કાલી સાડીમાં સજ્જ થયલી એક જવાંન અબળા "આવોજી—આવોજી" કરતી પાછલા ઓરડામાંથી ઉતાવલે બાહેર આવી. તેણીએ તેમને ખોટી કરવા માટે આવવા સાથે ઘણી ઘણી માંફ માંગી, ને હાથમાંથી મુકી નહીં શકે એવાં કામમાં રોકાયલી હતી એમ તે દરગુજરમાં તેણીએ પોતાનું કારણ આપ્યું.

તે એક ચોટયા જેવી, ઉડ ઉડ કરે એવી ઝડપી ચાલની, તદન તનદરોસ્ત બાંધાની, પતલી ને ઉંચી અબળા હતી. તેનો દેખાવજ દીલ ખુશ કરે એવો હતો. નહીં કે તે આપણી પરીન જેવી સુંદર હતી. સુંદર બિચારી કયાંથી હોય? જેણીનો જવાંનીથી ભવજ બધો વિધવાપણાંના ઝુરાપામાં જલી ગયો હતો તે બાપડી સુંદર કેમ હોઇ ને થઈ શકે?—પણ તેની આંખ્યોમાં કાંઈ એટલી બધી ચતુરાઇ અને અદામાં એટલી બધી સાહલેસાઇ અને નમનતાઈ આમેજ થયલી પ્રગટ દેખાતી હતી કે જે તેને જુએ ને મલે તે તેણીને માટે એકદમ માન ધરાવવા લલચાય! તે ચાલીસની ભરતી પસાર કરી ગઈ હતી છતાં વીસ વરસની એક ન્હાની છોકરી હોય તેટલી બધી તેણીના અવયવોમાં હજી બી ઝડપ, દોડ ને ચપળતા હતી! વળી તે આગળ પોતાની જવાનીમાં ઘણી સુંદર હશે એ જોવાનું પણ જરા એ મુસ્કીલ ન હતું, કેમજે તેણીના હાલના શુરૂ થયલા બુઢાપા છતાં તે હજી ઘણી દેખાવલી ને દીલકસ નજરે આવતી હતી!

તેણીએ તે વ્હાલા ભરથારનાં બેહેસ્ત મુકામ થવા પછી ફરી પરણવાની કદી કશી ઉમીદ કે દરકાર કરી નહીં. તે મરનાર તેને એક રત્ન—એક બેટો—સપુર્દ કરી ગયો હતો, જેની જતન ને સંભાલમાં તે હેતવંતી મા એટલી ગરક ગઈ, અને વળી જે હુન્નર તેણીની છેક બચગીથી પોતાના અણહદ શોખથી દોરવાઇને તેણીએ પોતાનો કરયો હતો તે પછવાડેની એક અજબજેવી અને અચુક ફીદાગીરીમાં તે એટલી હદ સુધી ગીરફ્તાર થઈ કે તેણીએ "બીજું ઘર" કરવાનો કદી ખ્યાલજ કરયો નહીં, અને છેલ્લાં ઘણાંક વરસો દરમ્યાંન તેણીને ઘર બેઠાં ઘણીએક માંગણીઓ પુગી વળી, જે બધી તેણીએ માનથી તોબી ઠરાવથી હંમેશ નાજ પાડી હતી.

તેના જાંણે કોઇજ શત્રુજ ન હતા! ઝેરી જુબાનના દોજખી નિંદકો કોણને મુકે છે? એવી બિચારી વિધવાઓપર હજારો કિસમનાં આળ બોહતાનો જોડનારા કીચલના કીડાઓ તો સાધારણે ઘણા હોવા ને થવા જોઇએ, પણ અજાયબી તો એ હતી કે ફીરોઝ તેહસીલદારની શીરીનનું જાણે કોઇ શત્રુજ ન હતું! ઓરત કે મરદ સૌ તેને માનથી ચ્હાતાં ને હેતથી માન આપતાં. તેની હુન્નરની ફત્તેહમંદીથી વટીક સુભાગે કોઈ અદેખાઈ કરનારૂં ન હતું, ને આખું પુના વરસોતક તેને ઓળખી પીછાંણીને તેનું વખાણનાર થઇ રહયું હતું, જેમાં દેશીઓ ઉપરાંત કુલીન યુરોપ્યન ઓહ્ધેદારોની વટીક તેટલીજ દીલસોઝ સામીલગીરી સંભળાતી હતી!

જાંણે તેના હાથમાં જાદુઇ ને તેની પીછીમાં પરાક્રમજ ભરી મેલ્યું હતું! તે જેની બી સબી ચીતારતી તે એટલી અસલને મલતી ને હુબહુ સિદ્ધ થતી કે લોકો તેની વ્હા વ્હા પુકારતાં તેમાં એક બી અજાયબી ન હતી. તે એક બુદ્ધિમાન બાનું હતી, ને દેખીતી રીતની ખુદરતની એક ખાસ કરમબક્ષસ તેની એ હોનર માટેની વલાંણ ને ફીદાગીરીમાં વગર કેહવે પુછવે પ્રગટ પરખાઇ આવતી હતી.

તે ચાતુરીને ચતુર ચેહેરાઓજ ચીતરવા ગમતા. લેન્ડસકેપ્સ કે તવારીખરૂપી ચિત્રો સારાં કરતી તો ખરી, પણ તેનો એ બાંનુને વિશેષ મોહ નહીં હતો. વળી તે ઉપરાંત આદમીઓના ચહેરા ચીતરવામાં તે જે જયાદા મોજ માનતી તેમાં બી ફકત ચતુર ચ્હેરાઓ ને સુંદર દેખાવની મધુરીઓના ચેહરા કેનવાસ પર ઉતારવા તેણીને હદ વનાનું વધારે

ગમતું. ઓલ્યા દોળ્યા, ઓદાંણી દેહકાંણી જેવા ચ્હેરાની નકલ દોરવા તે બનતાંસુધી અખાડાજ કરતી, ને કોઈ કારણ પુછતું તો હસીને કેહતી કે 'કુદરતે ફાંટાબાજ ખુદરત જો તે બીચારાંઓ સાથ ચેડી થઇ તો માહરે પણ તે ચેડાંની નકલ કરીને ચેડી શું કામ થવું જોઇએ?'

આવી તે એક હુન્નરમંદ અબળા હતી કે જે હાલમાં મુંબાઇ આવી હતી, જેને તેણીની તારીફથી દોરવાઇને ધનભુરાનાં ધનમાએજી રૂબરૂ મીલાકાતમાં મલવા આવ્યાં હતાં, ને જેની સાથે ઉપર કહેલી સ્હાંજે સુંદર પરીનની પહેલવેહલી ને નહીં ધારેલી ઓળખ થવા પામી હતી.

વળી વધારામાં કેહવું ઘટે કે પરીન તો તેણીને રૂબરૂ જોવા આગમચથીજ તે અબળાના લાભમાં જીતાઇ ગઈ હતી. તેણીએ તે 'આર્ટ સેલુન' જોયો ને જોયો તે અજાયબીમાં છક ને હેરત રહી. ત્યાં ઘણીક ખુબસુરતીઓ હતી, પણ સૌથી મોટી જે ખુબસુરતીએ પરીનને તમામ અજાયબીનાં આહમાં અચબુચ અને એકાએક છક કરી મેલી તે તો યુરોપ્યન પોશાકમાં ઉતારેલી એક કોઇ પારસી જવાંનની સબી હતી. તે પારસી હતો એમ જોવાનું તો જરા એ મુશ્કીલ ન હતું; પારસી પેશાની છાંની કયાં રહી શકે છે!

વળી તે સબી પોતે જેટલી એક અતી ખેંચાણકારક મુખડાના મનોહર આયના જેવી દીલકસ હતી તેવીજ તે ફ્રેમમાં આરાસ્તા મુકી હતી તે ફ્રેમ વટીક ખેંચાણકારક હતી! ઘણીજ નાજુકાતથી કોરેલા હાથીદાંતની તે એક નાજુકમાંનાજુક ફ્રેમ હતી, ને તેમાં તે તનદરોસ્ત જવાનનો ખુબસુરત ચેહેરો અજબજેવી હદ સુધી બીરાજી રહયો હતો. તે ચેહરાની ચમક, તોર, અને દબદબો સઘળું ઉમરાવી બલ્કે બાદશાહી હતું એમ એકજ નજરે પરીનને લાગ્યું, ને તે એ ફ્રેમ પર વાંકી વળી ઘણાં ધ્યાનથી ને મોજથી જોતી હતી તેવામાંજ શીરીન તેહસીલદાર, ઉપર કહયું તેમ, તેઓ હતાં ત્યાં આવી લાગી હતી.

તેણીએ પરીનને, તેથી, તે સબી ઉપર એકાગ્ર ચીતે વાંકી વળેલી દાખલ થતાં સાથેજ જોઇ હતી, ને તે જોતાં તે મલકાઇને હસી હતી; અને પછી? પછી સરેસ્તાના તાઝીમ તવાજથી ધનભુરાનાં ધનમાએજીએ પોતાની ને પરીનની ઓલખ આપી, એટલે જાંણે શારીન તેહસીલદારની આંખ્યો તો પરીનના મીઠા મનોહર ચેહરાપરથી ખસ્તાં ખસે નહીં! તે વાત ધનમાએ સાથ કરતાં બી જોતી તો પરીન ભણીજ હતી! તેણીની

હુન્નરમંદીના સબબે તેણીએ ઘણીક સરસમાંસરસ ઇંગ્રેજી ગુજરાતી ખુબસુરતીઓ અત્યાર તલકમાં જોઈ હતી, પણ તે બધી, તેણીએ ખાત્રીથી માન્યું કે, તેની સામે હાલમાં ઉભેલી નાજનીનનાં પરીસુરત હોસાન સાંમે પાણી ભરતી હતી!

તેઓએ ઘણી વાત કરી, અને પછી ધનમાએજીએ પોતાની ને પરીનની એકેક તસ્વીર ઉતારવાનું તેણીને તરત "કંટ્રાજ," સોંપ્યું. તેણીનું દામ જે તેણીએ હસી હસીને અને ઓશકાઇ ઓશકાઇને કહ્યું તે બેશક ભારે હતું, પણ બાપલાખ ચાલીસનાં આપણાં ઘણીમુઆં ધનભુરાનાં ધનમાએજીને બાર કયાં ખોટની ધાડ ધધરી હતી?

તેણીએ, તેથી, ધંધા ને કામકાજને લગતી એ વાતચીત તમામ થવા પછી પોતાના ઘણાક કીંમતી સ્કેચનો એક ખજાનો તે નવાં દોસ્તોને બતાવા માંડયો, ને એક પછી એક તે ચિત્રો જોતાં પરીન તાજુબીમાં છક થઈ ગઇ. તે ઘણાંજ મનોહર હતાં, અને પરીનની ઉલટ અને ટેસ્ત જોઈ શીરીન તેના સંબંધમાં કેટલીક બારીક વીગતો સમજાવતી ને ખુબીઓ વરણવંતી હતી તેટલાં બાજુમાંના એક ઓરડાનું બારણું ઉઘડયું, ને એક કોઈ જવાન દાખલ થયો.

"માએજી," તેણે દાખલ થતાં સાથે બોલવા માડયું, "આપરા ટાઇગરને વાસ્તે તમે મહમદને—" અને તે એકદમ અચકી ગયો!

ખરી વાત એ હતી કે તે દાખલ થયો ને આટલું બોલી ગયો ત્યાં સુધી તેણે એક મોટાં પીકચરને ઓથે સોફાપર ગોઠવાઇને બેઠેલાં પરીન ને ધનમાએજીને જોયાંજ ન હતાં. તે તો પોતાની માને એકલી સમજીનેજ પાછલે બારણેથી ઘરમાં આવેલો તેણીને કાંઇ કેહવા એ તરફ ચાલી આવ્યો હતો, અને પછી બાહેરનાંઓને જોઇને એ મિસાલ તરત ચુપ થઇ ગયો હતો. "માંફ કરજોજી, મેં તમોને જોયાં નહીં," તેણે તે પછી તરત જરા બી પાછો પડયા વના તે પરાયાંઓને અદબથી નમીને ખુલાસો કરયો ને માંફ માંગી; "હું જાંણું જે માહરાં માએજી અત્રે એકલાંજ છે,"—અને તે હસીને પાછો જવાનું કરતો હતો.

"કંઇ નહીં, દીકરા, આવ," તે માતાએ દેખીતી મગરૂરીના દેખાવ ને હદ વનાનાં હેતથી તે ફરજંદને કહયું; "આએ મોટે ઘેરનાં આપરાં પેત્રનોને ઓળખેછ કે?"—અને તેજ વેળાએ તે જવાનને બતાવી ધનમાએજીને કહયું, "જી માહરો દીકરો જાલ. એ જીભરૂં પુનામાં—"

પેલી મેર પરીનને એ એકાએક શાંની ચમક ચહડી આવી હતી? તેના ખોલામાંના સ્કૅચ બધા વેરવાર તેના પગ પાસ પડી ગયા હતા, ને તે મોટી વખાણુ અને અત્યંત અજાયબીમાં પોતાની બેઠકમાંથી ચમકી ઉઠી હતી! તે શું એ તેહસીલદાર કુટુંબના કોઇ જાલ ફીરોઝ બૅરીસ્ટરને ઓલખતી હતી? તેણે શું એ ચેહેરો એ આગમચ એક બી વખત જોયો ને વખાંણ્યો હતો?



## પ્રકરણ ૨૫ મું.

હવે તે મગરૂર માતાએ ધનભુરાનાં ધનમાએજી ને પરીન જોડે પોતાના ઉમરાવી તોરના બેટાની અરસપરસ પીછાંણ કરાવી, અને ત્યારે તે ચાતુરી કે જે ભલાભલાના ચેહરા સમ જોઇને પોતાને માટેના તેમના પ્યારના સંબંધમાં રોકડું પરખાવતાં વટીક કદી ડરતી કે અચકાતી નહીં તે આ વખતે નીચેથી ઉંચું બી જાંણે ઓશકની મારી જોઇ શકી નહીં; અને જ્યારે બેમુલી વીંટીઓથી અને હીરાની તેવીજ બ્રેસલેટથી સીંગાર પામેલો પોતાનો કોમળ કર તેણીએ શેકહેન્ડમાં તે જવાન બારીસ્ટરને આપ્યો ત્યારે તેને એકાદ પલ એમ બી લાગ્યું કે તે પ્યારો હાથ જરા લગાર ધ્રુજતો હતો!

પણ એ જાતની પેહેલી હરોલની ઓશકને પોતાપર લાંબો વખત ફાવવા દીએ તે ફીસમની પરીન કાચીપોચી કયાં હતી? તેણીએ તરત પોતાનાં મનનું સમાધાન કરી લીધું, અને પછી હસ્તે મુખડે પુછયું, "પેલી એક બીચારી આયા છોકરીને બચાવી લેવાનું પુન હાંસલ કીધું તે તમેજ કે?"

જાલ ખુશ મિજાજે હસ્યો.

"જી હા," તેણે એક ભલું કામ કરેલું હોવાની છાજતી મોજ ને મગરૂરીથી કહ્યું. "ખુદાની મેહરથી હું તે બિચારીનો જાન બેગુન્હા બરબાદ થતો બચાવી શકયો તેથી ખુશી છેઉં."

"એવી મોટી ને ખરી ભલાઇ ખુદાને બાર કદી ખાલી જવાનીજ નથી," પરીને ઉલટમંદ જોસથી કહ્યું. "હું તો એ બધી કેફ્યત

વાંચીનેજ તમારી મોટી વખાણનાર થયલી છેઉં, ને તેથી તમોને આજે નહીં ધારેલી રીતે આ રૂબરૂ મીલાકાતમાં નજરે જોવા ને મલવાથી હું વધારે ખુશી છેઉ."

જાલ અદબથી નમ્યો. આવી એક કુલીન અને જવાંન બાંનુને મોંઢેથી આવી તારીફના સુખનો સાંભળવા તેને મન તેનાં એ કીરતીવંત કારજનો મોટામાં મોટો બદલો હતો, ને તેણે તેજ મકસદનું તેણીને જવાબમાં કહ્યું.

"હું ખોટી તારીફ કોઈની બી કદી કરતીજ નથી, મી૰ તેહસીલદાર" પરીને તેજ ઉલટ ને જોશમાં હજી જારી રાખ્યું. તેણીને એમ જરા બી ન લાગ્યું કે તેના જેવી એક મોટે ઘરની જવાંન બાંનુએ આવા એક ગરીબ જવાનની તારીફમાં એટલું ખરાં દીલનું ને એવું ખરાં દીલનાં જોશનું બોલવાનું જરા એ અમરયાદશીલ થઇ પડશે! તે તો પોતાની ખરાં જીગરની વખાણના બાહારમાંજ જાણે ઉંચકાઇ ગઇ હતી! "હું ખોટી તારીફ કોઇની બી કદી કરતીજ નથી," તેણીએ જારી રાખ્યું. "આએ મતલબી ને જુઠા જમાનામાં એવી ભલાઈના દાખલા એટલા જુજ ને જવલે બનનારા મને માલમ પડે છે કે તમે જે કીધું તે અમીરીજ નહીં પણ ફીરેસ્તાઇ સદગુણો ધરાવનારૂં હું તો સમજુંચ."

"જીવતી રેહે, મરૂં," જાલની માતાએ પોતાના દીકરાની આટલી બધી વખાણથી ખુશ થઇને વચ્ચે પડતાં કહયું. "કોઇ ખરૂં સજાતનું ફરજંદ તું છે તેથીજ માહરા દીકરાની ભલાઇથી એટલી એટલી ખુશીમાં આવી ગીએલી છે. જીવતી રેહે."

"અરે, માએ, તમે એની તે વખતના ખુશાલી જોતે તો કેહતે જે આએ શું!" હવે ધનભુરાનાં ધનમાએજી ઉકમાઈ સાહોધતાં વચ્ચે હોમાયાં. "સારો દાહારો એ કેસ એણે વાંચ્યો ને વાંચ્યો એના પાસે એની એજ વાત! મને તો લાગું જે એ વાતની વખાંણ ને ખુશાલીમાં એ પોરી એની દુસ્મેન ઘેલીએલી બી થઈ જશે!"—અને તે બધાં પરીનનાં પ્રમાણીક જીગરની એ સવળી સાદાઈ ને સચ્ચાઇ સાંભળી ખુશ મિજાજે હસ્યાં.

"હાલ તે બિચારી છોકરી કાંહ છે?" પરીને સાદાઇથી પુછ્યું. "જો કોઇને આશરે નહીં હોય તો હું તેને માહરી નોકરીમાં રાખશ."

"નહીં જી, ઠેક યુ, હાલ તે એક યુરોપ્યન ફૅમીલીમાં પાછી પુનામાંજ સારા પગારે રહેલી છે," જાલે જવાબ કરયો.

"તમેજ રખાવી હોશે!" ધનમાએ પુછ્યું.

"હા જી," જાલે કહયું,—અને હસીને વધારયું, "હું અધુરૂં કામ કદી કરતો નથી. હાથ ધરયું તે પુરૂંજ કરવું એવો માહરો હંમેશનો નીયમ છે."

એજ વખતે કોઈ આદમી જાલને નામની એક ચીઠી લઈ આવ્યો, ને જાલે બાજુમાંનાં બારણાંમાંજ ઉભો રહી તે ઉખેડીને વાંચી લીધો, જે વેલાએ તે મનોહર જવાન ઉપર આંખ હેડવીતે તેનાં સરોવર જેવાં સીધાં બદનની એક 'સરવે' પોતાનાં હૈયાંમાં ઉતારી લેવાને પરીસુરત પરીનને એક ઘણો સુભાગ્ય પ્રસંગ થયો. તે પોતાની એ 'સરવે'માં કોઈ બી રીતે બેઅદબ થઇ એમ તો નહીંજ કહી શકાશે, અને જોકે તે જવાન ભણી ધારી ધારીને કે ટીકી ટીકીને જોવા જેવું અણઘડપણું તેણીએ કશુંજ કરયું કે બતાવ્યું નહીં તોપણ તે દીલચસ્પ દેખાવ તે જે બારે ડોલે ટીકરીગોપ કરતી બેઠી હતી તે ઉપરથી આંખ કે મન ખસેડવાનું જાણે તેનું મન કેમે કરતાં માન્યું નહીં! તે ચેહરો તેજસ્વી, દમામદાર, અને અત્યંત ખુબસુરત હતો; તેની આંખો ચતુરાઈ, નિર્દોષતા ને અત્યંત દયાળુ દીલની ઉંડી ગવાહી આપનારા બે ચળકતા સેતારા હતા; તેની હીલચાલ ટેકાવદાર, તોરવંતી અને રાજવંશી જેવી હતી. તેની ચાલ પણ વાંકી ચુકી, ધીલીઢપ કે બાયલા જેવી ન હતી, અને તેની દરેક હીલચાલમાં મર્દાનગી છતાં તેનું દીલ નરમ, માયાળુ ને પરોપકારી હોવાનો તે મધુરીને જાણે સંપુર્ણ અભ્યાસ થઈ શકતો હતો. ટુંકમાં, પેહલીજ નજરે એ જવાને પરીનનું ચીત ચોરી લીધું—તે કે જે ભલાભલાઓના પ્યારને આજવેર તુચ્છકારતી રહી હતી! તે એ જવાન જોડે તો તેને જોયા અને પીછાણ્યા આગમચથી પ્યારમાં પડી હતી એમ પણ કહીશું તો ચાલશે. તે પોતે સદગુણી હતી, ને સદગુણની એ મુર્તી પોતે તેની આ અજબજેવી ફીદાગીરીથી ફકત બુલંદ સદગુણોનીજ પરસ્તાર ને પુંજારી અચુક રવેસે પુરવાર થતી હતી!



## પ્રકરણ ૨૬ મું.

એ દરમ્યાંન ધનમાએજી જાલનાં માતા સાથે બાગના કાંઇ કયારાઓ જોવા નીચે ઉતરયાં, ત્યારે પરીન અને જાલ નહીં ધારેલી કીસમે એકલાં પડતાં તેઓએ બાગમાં ઉંઘડતી બારી આગલ ઉભાં રહીને ઘણોક વાર સુધી ઘણીક દીલખુશ ગુફ્તેગો કરી. પરીને પોતાના અત્યાર તુલકના જન્મારાનો એક મોટો ભાગ વસાઇનાં એકાતમાં એકલીએ ગુજારયો હતો એ વાતની, વાતપરથી વાત નિકળતાં, માહીતી થતાં જાલ ઘણોજ તાજુબ થયો, અને વળી તે એકાંતવાસ આ ધામધુમી દુન્યાની મોજ શોખ થકી આજે પણ પ્યારી પરીનને વધારે પ્રિય રહીને હૈડે ચઢી આવતો હતો એમ જયારે તે જવાને જાંણ્યું ત્યારે તેની પરીન માટેની વખાણ ને તાજુબી બેવડી અને ચોવડી થઈ પડી!

"ત્યાં કંઇ પારટીઓ નહીં હતી કે મેલાવડાઓ નહીં થતા હતા," પરીન હસીને કેહતી હતી, "ને તમે ખરૂં માનજો, મી૦ જાલ, કે જો માહરાં દુખી માતાજીને રાજી રાખવાનો સવાલ વચ્ચે નહીં હોતે તો માહરા કાકાજીની કરોડોની દોલતની વારસ થવાની ઉમીદ પણ મને તે માહરૂં પ્રિય એકાંત ને મનભાવતું રેહઠાંણ તજી આવવાને કદી બી લલચાવી શક્તે નહીં, કેમજે અહીં આવ્યા પછી મેં અનુભવથી જોઈ લીધુંછે કે ત્યાંનાં દરયાનાં એકાંતમાં ખુદરતની મજાહ વચ્ચે ગુજારેલા કલાકોમાં મને જેવી મોજ પરતીતી તેવી અહીંના તમારા આએ ઝલેહદાર ડ્રાઇંગરૂમોમાં વટીક મને કદી બી પરી નથી!"

તે જવાંન આ સાંભળી બની શકે તો હજી વધતી વખાણથી તે ચંદ્રસમ ચમકતા ચેહરા ભણી જોઈ રહ્યો, અને ત્યારે પરીને, જાણે તેનું ભિતર વાંચી શકી હોય તેમ, ઓશકથી એકદમ લાલ થતાં ઝટ તે વાત ફેરવાવી. "મને કેહો, મી૦ જાલ," તેણીએ તેથી પાછું પુછ્યું, "કે તમે શું પેલી આયા છોકરીને બચાવી શકવાના સંતોષથી હરખાયાતા નહીં?"

"હું અલબત માહરાં મનથી, મેં તમોને કહ્યું તેમ, ઘણોજ રાજી થયોતો, મીસ મોદી." જાલે જવાબ કરયો.

"તમોને રૂબરૂ જોવા ને તમારી આજે એમ અચળુચ પીછાંણ થવાથી હું કેટલી રાજી થઇચ તે હું તો તમને કહી બી નથી શકતી,

મી૦ જાલ," નિર્દોષ પરીને ભોલાઇમાં પોતાનાં ખરાં દીલનો એકરાર પાછો કરયો, અને તે તો પોતાની વખાંણુના જોશમાં હજી એવું ઘણુંક બી કેહતે, પણ તેટલાં ધનમાએ ને શીરીન તેહસીલદારનું ત્યાં પાછું ફરવું થયું, અને ધનમાયે આવતા સાથે હવે ત્યાંથી "રજા લેવા" નીજ દરખાસ્ત કરી, એટલે તે એ જવાંનોની વાતચીત ત્યાંજ એકદમ ઢબ પડી.

હવે ધનમાયે જતાં જતાં તે મા દીકરા સોડે એક રાત્રે પોતાને બંગલે જમવા આવવાનું વચન લીધું. "હું દાહરો નક્કી કરીને તમોને લખશ," તે ડોસાંએ કહ્યું; "તમોને બી આવવું જોઇશે જો, જાલભઇ. હું પરીનને અને એની માએને બી તેરશ, ને આપરે બધાં એક નાહ્લી જેવી ડીનર પારટી કરશું."

"હું ઘણી ખુશીથી આવાશ, માયજી," પરીન જેવી એક મધુરી અને ચાતુરીને ફરી જલ્દીજ મળવાના સુખી ખ્યાલો મનમાં ખુશી થતાં જાલે ઉલટભેર જવાબ કરયો.

"અને માહરે બી એક વાત માંગી લેવાની છે," હયાં શીરીન તેહસીલદારે કહ્યું, "અને તે એ કે પરીન દીકરીએ મને પોતાની સબી સારૂ થોડીક 'સીટીંગ' આપવી જોઇશે. એવી એક સબી ઉતારવામાં મને ઘણીજ મોજ પડશે."

"મને પોતાને તો કશી અડચણ નથીજી," પરીને હસીને કહ્યું, "પણ માહરે માહરાં મુરબીજીઓની રજા લેવી જોઇશે. હું માહરાં વ્હાલાં મમાને અને મેહરબાન કાકાજીને પુછીને તમોને જલ્દીજ જવાબ લખી મોકલશ."

"જરૂર મોકલજે, દીકરી," તે પ્રસિદ્ધ ચીતારીણીએ મોટી ઉલટથી કહયું. "હું તાહરી સબી ચીતરીને તેને કોઇ તેવુંજ છાજતું નામ આપવા ધારૂંચ. જાલ, આપરે મીસ મોદીની સબીને બંધએસ્તું નામ શું આપી શકયે વારૂં?"

જાલે પરીનના ચેહરા ભણી વધતી મોજ ને વિશેષ ધ્યાનથી જરા વાર જોયું, ને પછી કહયું, "'કમળ.' એ જવાંન બાંનુનો મુખડો એક તાજા ખીલતાં કમળ જેવોજ છે, નહીં મમા?"

પરીને એ સાંભળતાં હસીને આશકથી બીજીમેર જોયું, અને પછી

તે બંને બાનુઓ ઘણી હેતભરી મીલાકાત કરી તે મેહમાનોથી હર પાંતીએ રાજી થયલી તે મકાન છોડી ગઇ.

"પોરી, આજે તો આએ જાલ સાથની વાતચીતમાં તું ઘણી દુધપાંઉ થઈ ગીએલી દેખાતીતી ?" ગાડી ઉપડી ગયા પછી ધનભુરાનાં ધનમાએજીએ ઘણી ગમત પામીને હસી દેતાં રસ્તામાં રમુજી રીમાર્ક કરયો.

"ધનમાએજી, મને એજ તોરના આદમીઓ ગમેચ," પરીને કાંઇક ઝખવાણી થતાં તોપણ હીંમતથી સાચ્ચો જવાબ કરયો, અને તે જમાનેખાધેલ બુઢીને જોઈ લેવાને જરા એ મુશ્કેલ થયું નહીં કે પરણવાને નામેજ ફ્રુફડી ઉઠનાર ને ભલાભલાઓનો તુચ્છકાર કરનાર આ અજીત સુંદરીએ હાલમાં હવે અચબુચ પ્યાર તરફ પગલારાં લેવા માડયાં હતાં ખરાં !

તેઓ ઘર પોંહચ્યાં. પરીને તે આખી શ્હાંજ બલકે છેક રાત્રે સુવા જવા તુલક તેહસીલદાર કુટુંબનીજ વાત કરયા કીધી, ને તે કવિ ચીતારણી માતા ને તેના પરોપકારી બારીસ્ટર બેટાની વખાંણ ગાતાં તે જરાએ કંટાળતી કે થાકતી જણાઈ નહીં. અલબત પરીનની માતા નાજાંએ તો એ "બકવાત" પર ઝાઝું ધ્યાન આપ્યું. નહીં, પણ નાદરકાકાએ તેણીની એ વાતચીતમાં ઘણો ઉલટમંદ ભાગ લીધો. પરીન જે કોઇથી ને કશાંથી રાજી થતી ન હતી તે આ જવાનની ભલાઇથી રાજી થઈ હતી એમ જોઈ તે ડોસાને કાંઇક સુખ થયું, અને પરીનનો પ્યારભરયો આગ્રહ મંજુર કરી પોતાને બંગલે બી તે મા દીકરાને ડીનરપર એક કોઇ રાત્રે મેહમાન નોતરવા નાદરકાકો કબુલ અને રાજી થયો.

"બાઇ-ધ-બાઇ, પેલા દોરાબ ખંબાતાએ તાહરે વાસ્તે કંઇ પારસલ મોકલ્યુંછ જો, બેટા," તે કાકાએ અત્રે અચબુચી યાદ થતાં કહયું. "તું ધનમાએ સાથે બંગલેથી બાહાર ગેઇ પછી તરતજ તે આયું. તાહરા ઓરડામાં મુકાવ્યુંચ."

"શાનું પારસલ છે, કાકાજી ?" પરીને દેખીતા કંટાળાથી પુછ્યું.

"કાંઇ બુકસ છે; તેં કાંઇ માંગીતી ?"

"જરા બી નહીં," પરીને અરધા ગુસ્સાથી કહયું. "તે દાહરે વાત થતાં મીલટનનાં 'પૉએમ્સ' મેં હજી નથી વાંચ્યાં એમ માહરાથી

બોલાઈ ગીયુંતું, તેથી મને લાગેચ કે એવણે તે બધાં 'વર્કસ' ખરીદીને માહરીપર મોકલી દીધાં હોશે."

"સારૂં કેની? એમાં ખોટું શું થયું?" તે કાકાએ જરા કસી જોયું.

"શું ધુર સારૂં, કાકાજી? એમ કોઇને પોતાનાં હેસાનમાં જોર જોરાવરીથી ઉતારયા જવું એ જબરજસ્તી શું વાજબી છે? મને એ દારબ કે દોરાબ એ બેઉની ચાલ જરા થઇને ગમતી નથી. હું ના કેહુંચ તોબી શું કામ એ લોકે માહરી પર એટલું બધું ધ્યાન આપવું જોઇએ?"—અને પરીન ખરેખર ઘણી ગુસ્સે થયલી દેખાઈ!

તે કાકો ખુશ મિજાજે હસ્યો, ને જવાળામુખી તપીને લગભગ સળગી ઉઠેલો જોઇ તે ઓરડામાંથી તે ડોસાએ વંજો લેતાં વળી એક વધતો ચપકો મુકયો, "મને તો બા ગમેચ. એ બેઉ ઘણા લાયક જવાનો છે. મોટા ધનવાન, ખાનદાંની, વગદાર ને કેળવાયલા છે. એ એમાંથી જે તે એકની બૈરી થવાનું તું મન કરે ને કબુલ થાય તે મને ઘણું ગમશે, પરી."—અને એમ કેહતો તે ડોસો, પરીનના જવાબ સારૂ ખોટી થવા વના, અરધી રમુજી ને અરધી ગંભીર રૂપે તે ઓરડામાંથી તરત બાહેર ચાલી ગયો.

પરીન, ત્યારે, બેવડી ખફા થઇ. આ બે પીડાઓ જાંણે તેને જબરજસ્તીથી જીતવા તેને પગે વલગી રહી હતી તે અન્યાયના જુલ્માત સામે તે મધુરીનાં બાળક જીગરે બંડ મચાવ્યું;—અને ત્યારે પછી પાછા ને પાછા બજીદાઇથી તેણીના વિચારો સોહામણા જાલની મોહજાલનાં સુખમાં અસીર થવા ઉડયા અને દોડયા. તે સુંદરી તે જવાંનનો વિચાર કરતાં તમામ સુખી થઈ જતી દેખાતી, ને તે સુખકારક ખ્યાલોની પોતાની ગીરફતારીમાં, વળી, તે જરા એ થાકતી કે કંટાળતી નહીં એ શું અજાયબી નહીં હતી?

એ દરમ્યાંનમાં પરીનને વળી એક નવી ઓળખ થઇ. તે ધનમાએજી સાથે એક ઇંગ્રેજી નાટકમાં ગઇ, અને તે જોવાને જે યુરોપ્યન તેમજ દેશી આગેવાન મંડળોનો એક દબદબાભરયો મેળાવડો ઠીએટરમાં જમા થયો હતો તેમાં એક કોઇ મોટે ખાંચરેની પારસી અબળા ઉપર પરીનનું અકસર ધ્યાન ખેંચાયું. તે બધી હીરામોતીમાં ગંજરાયલી હતી, ને ઉંચી ફીસમના તેના પોષાક વિગેરેથી જોવાનું તમામ સ્હેલ હતું કે તે

કોઇ સુખી (મોટે) ઘરની માહબુબ હતી. તે પરીનથી સામી સાઇડે એકાદ બે આગળી હારમાં બેઠેલી હતી, ને 'એકટ ડ્રાપ' ઉતરવા પછીથી તેને તેને ઘણાક જવાનો મલવા ગયા જે બધા સાથે તે હસીહસીને વાત કરતી જણાતી હતી તેથી પરીનનું તેણી ઉપર વિશેષ ધ્યાન ખેંચાયું, પણ જે ખાસકરીને તાજુબીભરેલું એ પોરકાને લાગ્યું તે એ હતું કે તેઓ વાત કરીને ખસી જવા પછી તે અબળાની અદા એકદમ ને હદવનાની શોકાતુર થઈ જતી હતી! વળી પરીનને જે નવું લાગયું હતું તે એ હતું કે પરીન અત્યાર સુધી પોતે આટલી બધી સોસાયટીમાં ફરતી હતી હોવા છતાં આ કોઇ મોટે ઘરની અબળાને આજતક તે કેથે બી જોવા કે મલવા પામી ન હતી, અને ત્યારે તેનો બાએસ શો હોવો જોઇએ?

તેણીએ, તેથી, એ બધી વાતનો ખુલાસો ધનમાએજીના કાનપર પડીને તે ડોસાંથી સોહાધ્યો. તેવણુ તેને ઓળખતાં હતાં એ તો દીસ્તુંજ હતું, કેમકે તેઓ બંને આવીને બેઠાં પછી તે અબળા જોડે આંખ મલતાં તેણીએ ધનમાંએજીને હસીને તરત "ડોકું કરયું" હતું. એટલામાટે પરીને પુછેલા સવાલના જવાબમાં ધનમાએજીએ ખુલાસો કરયો કે તે મંચી લેવટીની બૈરી નામે ચાંદન ચલકતી હતી. તે કાંઇ બાહર બહરવાસ ઘણું ફરવાવાળી ન હતી. તેઓ પાસે ચીચોરા સારી પેઠે થયલા હતા—જોકે મંચીએ કાંહાંથી હાથ મારયા ને કેમ સપાટા લગાવ્યા તે કોઇએ જાંણ્યું નહીં. જોતાંજોતાંમાં તેની પાસ ધન જમાવ થઇ ગયું, અને પૈસો સુખનું સાંધણુ કેહવાય છે તે વાત જો ખરી હોએ તો મંચી લેવટી અને ચાંદન ચળકતી બેશક ઘણાં સુખી હોવાં જોઇએ—અને ત્યારે શું તેઓ સુખી હતાં?

લોક તેમને સુખી ધારતાં હતાં, અને ચાંદન જો પોતાને સુખી ન માને તો ખરી અભાગની હોવી જોઇએ એમ લોકમત છચોક બોલાતું હતું. ધનમાએજી પોતે બી તેજ અભિપ્રાયનાં હતાં. એટલામાટે ચાંદનની શોકાતુર અદાઓ માટે પરીને જયારે તેવણુને અજબ થઈ સવાલ કરયો ત્યારે તે ડોસાં છછણી પડી બોલ્યાં, "દારાબરી મુવેલી છે. વારી ગારી, પૈસાટકા, હીરા મોતી, કપરાં ચપરાં બધું તો છે, તોબી તે એને ઓછું શું પરતું હોશે તે કાંઈ મુઇ સમજ પરતી નથી!"

"પણ ધનમાએજી, દુન્યાદારીનું સુખ તે શું કંઈ મુંતું બધું પૈસાટકામાંજ સમઈ ગીયુંછ?" પરીને પ્રોટેસ્ટ કરયો; "એ બિચારીને કાંઈ બીજું દુખ હોશે?"

"પૈસાટકા સારી રીતે ગાંઠમાં હોય તો બીજું કોઇ બી દુખ દુન્યામાં થઈ શકેજ નહીં," અક્કલમંદ ધનમાએજીએ પોતાનો સુફયાણો અનુભવ સમજાવ્યો, ત્યારે આસપાસની ચલકતી દુન્યાનું એટલું બધું પોલાંણુ જોઈ પરીન તાજુબ થયા વના રહી શકી નહી. પૈસાનું મહત્વ આ દાના છોકરી ના પાડતી ન હતી, પણ દુન્યાનાં સુખ માટે પૈસાજ સર્વસ્વ છે એ વાત તે મોટા તુચ્છકારથી માનવા સાફ ના પાડતી હતી, અને શું તે ખોટી હતી?

હવે ખેલ ખલાસ થતાં જ્યારે બધાં બાહેર નિસરતાં હતાં ત્યારે ધનમાએ ને ચાંદણ બારણુંમાં મળ્યાં, અને ધનમાએજીએ મોટાઇગીરીના બધા દેખાવ સાથે તેણીની જોડે પરીનની ઓલખાણ કરાવી, જે તેણીએ ઘણા હસ્તે ચેહેરે સ્વિકારી.

"મી૦ મનચેરશાહ કાંહાં છે? તમે ઘેર કોણ સાથે જશો?" ધનમાયે સ્હેજ વિચાર થતાં તેણીની આસપાસ જોઇને પુછ્યું.

"હું તો એખલીજ જવશ; માહરી ગારી છેની?"

"હા, પણ મનચેરશાહને તો મેં ઠીએટરમાં જોયાતા?"

"હા, પણ તેવણ કંઈ મારી સાથે નથી આયા, ધનમાએજી," તે અબળાએ જરા નીચી નજરે કહયું. "તેવણ તો પેલી મીસીસ કેલડર સાથ અહીં આવેલા છે, ને તેનીજ સાથે હમણાં જરા વાર થયો ઉઠી ગીયા."—અને, એમ કેહતાં, પરીને જોયું કે ચાંદનનો ચેહરો એકદમ પાછો અત્યંત શોકાતુર થઇ ગયો.

અને તે શોકાતુર થાએ તેમાં કાંઈ બી અજાયબી હતી? પરીન માટે આ એક ભયભીત ભેદનો નવો પરદો ખુલતો હતો! એ શું બનવા જોગ હતું—એ શું માનવા જોગ હોય કે જેઓ મોહોત સુધી સાથે જોડાયલાં તેઓ એકજ ઠીએટરમાં એકી વખતે આવેલાં હોવા છતાં એકમેકથી અલગ આવ્યાં ને જુદાં જુદાંજ ઘરે જતાં હતાં?

અને તોપણ 'સુધરેલી' દુન્યામાં એ તો 'સુધારો' લેખાતો હતો! પોતાની પરણી પ્રિયા અલાહેદી, અલગ ને એકલી આવી હતી,

જયારે મંચી લેવટી પોતે મીસીસ કેલડર નામની પોતાની કોઇ સહીઅર સાથ આવી તેણીનીજ સાથ તે ખેલમાંથી પાછો ગયો હતો, અને એવાં તેનાં આચરણ માટે જયારે બીચારી ચાંદન ચળકતી મનથી જાબજા દુખી થતી હતી ત્યારે લોક તેને "અસંતોશી" અને "દારાબરી" લેખી હસ્તાં હતાં!! પરીનને, તેથી, હવે આ શ્રીમંત ઘરના સુધરેલા (સડેલા?) સંસારના ભવાડાની એક તડાકે સમજ પડી, અને ત્યારે તે એ કીસમના "સુધારા" માટે ખરાં દીલથી કમકમ્યા વના રહી શકી નહીં તે માટે શું વાંચનાર એ સુંદરીનો વાંક કાઢી શકશે?

છેલ્લે તેઓ જયારે અરસપરસ મળી ભેટીને છુટાં પડયાં ત્યારે પરીનનાં દીલમાં ચાંદન માટે કાંઇ અજબ કીસમની કદર બરપા થઇ ચુકી હતી, અને એ નવી નઓજવાંન સહીને ચાંદને પોતાને ઘર મીલાકાતે આવવાનું જે ઘણા આગ્રહથી ઇજન આપ્યું તે તેણીએ તેટલાંજ ખરાં દીલની દીલસોજી ને ખુશીથી મંજુર કરયું હતું. તેને એ ચાંદન ચલકતીના એ "સુધ્યારા" (!) સંસારનો વિશેષ અભ્યાસ કરવા ને અનુભવ મેળવવાનો એકદમ લોભ બરપા થયો, માટે આગળ એ ચાંદનની પરીન જોડેની ઓળખ શું રૂપ પકડે છે તે આપણે હવે પછી જોઇશું.



## પ્રકરણ ૨૭ મું.

પણ પરીન એ જાતનાં "બરા ઘર—ભુતકા ડર"ના ખ્યાલથી પુરતી ભડકેલી ને ભય પામી ગયલી હતી, તેણે આ બાળક ઉંમરમાં પણ એટલું બધું જોયું ને અનુભવ્યું હતું કે તેણીને તેજ કારણથી તેનું વસાઇનું એકાંત સદા હૈયે ચઢતુ રહતું હતું, ને તેમાં વળી એ ચાંદણ જોડેની નવી પીછાણનાં પરીણામે તો જાણે આગમાં તેલ હોમાયું હતું.

હવે પરીન તે અબળાને પ્રૉમીસ થઇ હતી તે મુજબ એ પેહલી પીછાંણ પછી થોડેજ દિવસે પોતાનાં મુરબ્બીઓની રજાથી ગાડી જોડાવી તેને ઘર એકલી મલવા ગઇ. ઠીએટરમાં આવ્યા કેડે ધનમાએજીને તો કાંઇ સખત સરદી લાગુ પડી હતી એટલે તેવણ તો છેલ્લા આંઠ પંદર દિવસથી બાહેર નિકળતાંજ ન હતાં, અને ચાંદણે ફરીથી બી પરીનને એક બે વાર તેડઓલાવ કરી હતી, એટલે એક ચોક્કસ સ્હાંજની

ફુરસદનો લાભ લેઇ તે એકલીજ તે મોટે ઘરની અબળાને મલવા ગઇ હતી.

તે છક થઇ. તે બંગલાનું "સીચુએશન" પાહાડપર ઉંચાઇમાં આસપાસના ઘણા દીલપઝીર દેખાવો સાથનું કાંઇ એવું તો મનોહર હતું, અને વળી એવા તો અકસર ટેસ્તથી તે આખું અયવાન આરાસ્તા કરેલું હતું કે પરીન છક થયા વના રહી શકી નહીં. તેણીએ તો તે મેહેલ જેવાં મકાનમાં દાખલ થતાંજ મનમાં ગાંઠ વાલી કે પૈસાજ જો સુખનું સાંધણ લેખી શકાય તો નીશંક ચાંદણ ચલકતી પુરતી અને જોઇએ એટલી સુખી હોવીજ જોઇએ, કેમકે તેને પૈસા તરફની એકે વાતની કમી હોય એમ દેખાતું ન હતું!

તે (ચાંદણ) પરીનને જોઇને ઘણીજ રાજી થઇ. તે તો જાંણે એ પોરી સાથ પ્યારમાંજ પડી ગઇ હતી. "મેં તો તમોને જોયાં ને જોયાં, પરીન, તમારા ચેહરામાં કાંઇ મારે સારૂ એટલી બધી દીલસોજી ને દયા વાંચી લીધી, અને માહરી સાથની તમારી એ ટુંક મીલાકાતમાં બી મેં કાંઇ તમારાંમાં એટલું બધું બેંચાણકારક જોઈ લીધું," તેણીએ હસીહસીને ખુલાસો કરયો, "કે જાંણે તે પછી તમારામાં મારો જીવ ભરાઇજ રેહયોતો, ને તેથીજ બએ ત્રણ ત્રણ વાર તમોને તેરબોલાવ કરીને મેં તમોને કંટાલો આપ્યો."

"એમાં કંટાલો શાંનો, મીસીસ મનચેરશાહ?" પરીને સાદાઇથી જવાબ કરયો; "મને તો સાંબુ તમારૂં એ હેત ઘણું ગમ્યું!"—અને એમ તેઓ એક સોફાપર પાસે પાસે વાત કરતાં બેઠાં, કે જયારે તેઓનાં મન મલી જતાં વાર લાગી નહીં, એક હેતુનાં ને સમસ્ભાવનાં આસામીઓને એકમતથી મલી જતાં વાર થતીજ નથી, અને ચાંદણ ને પરીનના બાબમાં તેજ બન્યું. તે છોકરીએ એક લેહજામાં જોઇ લીધું કે બેઅદામનાં લોકોએ તેને જે કઢંગાં નામના અપજશથી પોતા વચ્ચે ઓળખવાનું કીધું હતું તે ફકત એ અબળાના સુધરેલા ટેસ્ટ ને પેહેડવાઓઢવાના અભખરાના જવાબમાં હતું. તે "ચલકતી"ના એલકાબથી લોકોને જણાયલી ને ઓલખાયલી હતી તે "નીકનેમ" એજ તેના શોખને આભારી હતું એમ જોવાનું કેવળ સ્હેલ હતું—અને તેમ છતાં તે અકકલહીણ વાહીયાત લોકોનું એક જાતનું અદેખું ચીબાવલાપણુંજ પુરવાર થતું હતું, કેમજે તે અબળા તેના ટેસ્ટમાં કોઇ કીસમે કંગાલ કે ઓદાણી તો નજ હતી. દાખલા તરીકે જે પોતાના ખાનગી ઓરડામાં તે હમણાં પરીનને મલતી

હતી તે બી બધા ઇંગ્રેજી ટેસ્ટથી સીણુગાર પામેલો હતો. તેના પરડા વાયોલેટ મખમલ પર સુફેદ લેસ સાથના ઘણાજ કીંમતી અને મનપસંદ હતા; ગાલીચા પણ તેવાજ ખેંચાણકારક હતા, અને ફ્રેમમાં જડેલાં મોટાં પીકચરો થોડાં પણ સર્વોતમ કારીગરીનાં ઘણાંજ સુંદર ને જોવા-જોગ હતાં. વળી સુંદર ઉંચાં સ્ટેંડપરનાં વાઝીસ કે જે બધાં તાજાં ફુલથી ભરેલાં હતાં—સુંદર ઉંચા લાંપો અને બ્રોન્ઝનાં એકાદ બે નામીચા નરોનાં પુતલાં વિગેરેથી તે ન્હાનું દીવાનખાનું ખરેખર ખુશ થવાજોગ તેસ્ટથીજ હરહાલ સણુગાર પામેલું હતું.

અને, એમ છતાં, પરીને ફકત એકજ નજરે જોઈ લીધું કે ગરીબ ચાંદણુ પોતે કોઈ રીતે સુખી ન હતી. તેની અદાજ કાંઈ એવી શોકાતુર ને આંખો એવી તરતની રડેલી નજરે આવતી હતી કે તેનાં દીલનાં ઉંડા-ણમાં ઉદાસી છવાઈ રહી હોય ને ગમી ઘર ઘાલી બેસી ગઇ હોએ એમ અનુમાન કરવાનું જરા એ ખોટું કે ગેરવાજબી દેખાતું ન હતું. તે એક સુંદર મીઠો પણ ફીકકો—લોહીના એક બી છાંટા વગરનો દેખીતો દર્દમંદ ચેહરો હતો. સારાંશ, દયાળુ તબેહ ને ગરમ દીલસોજીની પરીન એવી એકની પક્ષમાં એકદમ મનાઇ ને જીતાઇ ગઇ તેમાં અજાયબી શી હોએ?

તેણીએ પરીનને આવતાં સાથે તેના હાથ પ્રસારીને હેતભરયો આવકાર આપ્યો હતો, અને પછી, ઉપર કહ્યું તેમ, તેઓ એકમેકને પડખે પાસાંમાં દબાઇને અને હાથમાં હાથ મેલવીને એક નરમ સોફા ઉપર વાત કરતાં બેઠાં હતાં. "એ બી શું ખુદાની અજબ જેવી ખુદરત છે કે જેઓને આપણે ચાહવા ચાહીએ છીએ તેઓની સાથે આંખ સાથ આંખ મલતાંજ આપરૂં મન મલી જાએછ," ચાંદણે હસીને કહયું; "તમો માનશો, પરીન, તે દાહરે રાત્રે હીએટરમાં તમારી સાથે મને ધનમાએજીએ મેલવી કેની ત્યારે મેં તમુને મારી તરફ કાંઇ એવી તો દીલસોજીથી જોતાં જોયાં કે બસ હું તો જાંણે તમારી સાથે પ્યારમાંજ પરી ગેઈ! તમોને બી ગમશે તો આપરે, તેથી, બેઉ ઘણી જીવેજાન સહીઓ થઇશું."

"ઘણી ખુશીથી," પરીને તેણીની એ ખુશીનો પડઘા કરયો, કેમકે તેને કાંઇ અજબ જેવી હદ સુધી આ અબળાની દયા લાગતી હતી, કે જે બેહુંદી વાતનો બાએસ તે હજી પોતે પોતાને વટીક સમજાવી શકતી

ન હતી. આ કોઈ તદન ત્રાહીત અબળા કે જેના ગુણુ દુર્ગુણથી બી તે પુરી માહીતગાર ન હતી તેના જોડે એમ એટલી જલદી ને એટલી હદ સુધી મલી જવા માટે તે પોતેજ પોતાનાં મનથી તાજુબ થતી રહી હતી.

તે એક ખુબસુરત અબળા હતી—આ ચાંદણુ ચળકતી. તેણીએ તે દિવસ બાલ છુટા મુકેલા હતા—માથાંપર માથાબાનું તો હતું, પણ બાલની ખુબસુરતીને વેર વિખેર મજાહમાં પોતાનાં ખભાંપર છુટી ને રમતી પડવા દેઇને માથાંની ઉપર વચમાંથી તેણીએ કાંઈ નસેસલારો બાંધી લીએ તેવો માથાંબાંનાનો એક એબલગામણો જેવો નાધલો પાટો બાંધી લીધો હતો, અને તે છતાં તે દેખીતી ઘણી સુંદર હતી.

"ચાલો, આજે આપરે નવાં નવાં મલ્યાંછ તે શું શું વાત કરયે?" ચાંદણે ખુશ મિજાજે સવાલ કર્યો. "લગનો, મેલાવડાઓ કે નાટકોને લગતી આપરે બૈરાંઓની સાધારણ વાતચીતને બદલે આજે આપરે કાંઇ નવીજ વાત કર્યે. આપરે આપરી બચગીની વાત કર્યે, ને તે છેકના છેરાથીજ શરૂ કર્યે! તમને ગમશે?"

"ઘણું ગમશે," પરીને કહ્યું—અને તરત વધાર્યું, "જોકે મારી બચગીની વાતમાં રાજી થવાજોગ કરતાં દુખી થવા જોગજ વધારે બલ્કે પુરેપુરૂં છે! તોબી તમારી તો વાત કરો, ચાંદણુ?"

અને ચાંદણે તે વાત કરી. તે પોતાના બાપનાં ઘરમાં કેવી સુખી હતી—નાદાન ઉંમરે કેવી ખુશાલ, રમત્યાલ અને મજાહ કરનારી હતી તે બધું લાગી આવે એવી શોકાતુર અદાથી તેણીએ તેને કહ્યું, અને પરીને તે દયાલુ ધ્યાંનથી સાંભળ્યું. તેને એ વાતમાં ઘણો રસ પડયો. તે જાંણુતી હતી કે તેણીને પોતાના ભરથાર સાથે શો બીગાડ હતો તે ભેદનો હવે પરડો ખુલશે, ને એમ તે બંને એમ ઉલટમંદ વાત કરતાં બેઠેલાં હતાં તેટલાં બાહેર ચાલમાં કોઇનાં ભારી પગલાં વાગ્યાં, ચાંદણુ એકદમ પોતાની બેઠકમાંથી ચમકી ઉઠી, અને તેનો ચેહેરો જાસ્તી ફીકકો પડી ગયો! "એ તો મનચેરશાહનાં પગલાં!" તે ફીક્કી ફ્ચક જેવી બોલી ઉઠી. "એવણુ તો બાહરોબાહાર કલબમાં જવાનું કહી ગીયાતા ને ઘેર વધતા આવવાના ઉતા, ને આજે એમ કેમ?"



# પ્રકરણ ૨૮ મું.

હવે પરીને બીજીજ પલે બાહેર એક કઠોર કરડા અવાજને કોઇ કરાજીનો કોઇ સાથ બરાડો પાડતો સાંભળ્યો, ને તે પછી તરતજ તે પગલાં તેઓ હતાં તે ઓરડા તરફ આવતાં જણાયાં. એકાદ પળ વધુ– અને તે આસામી અંદર આવ્યો.

પરીન તેને જોઇને હેરત થઇ ગઇ. આ પેલીનો ભરથાર! તે કોઇ જોતાંજ ધિક્કાર છુટે તે રકમનો આસામી હતો. તે કદમાં ન્હાનો ઠીંગુજી અને વળી સ્હેજ ખુંધો હતો! ચેહરો આદમીના ચેહરા કરતાં પોપટ બલ્કે વાંદરના ચેહરાને વધારે મલતો હતો, ને તે છતાં 'છોટેકુ ગુસ્સા બહોત' જેવો તેનો હાલ તરત જણાઇ આવતો હતો. તે ગુંગણું બોલતો હતો, ને તેના અવાજમાં વટીક કશો મીઠાસ કે સભ્યતા હોય એવું જરા એ નજરે આવતું ન હતું!

ખરેખર પરીને આવા એક નાલાયકને આવી એક મનોહરનો ભરથાર થયલો જોઈ અજાયબીમાં ચીસ ન પાડી દીધી એજ એક અજાયબી હતી! તે થસ થઇને ચુપ બેઠી, અને તેથી થયું એમ કે ચાંદણ પોતેજ ઉઠીને વેહલી વેહલી તેને દાખલ થતો જોઈ તેની સમક્ષ ગયલી હોવાને લીધે તેણે પરીનને આવેલીને ત્યાં બેઠેલી મુતલગ જોઇજ નહીં. એ ઉપરથી તે એ ઓરડામાં આવતાં સાથે તરત પોતાની જાતપર ગયો, ને ઘણાજ તીખાસથી લગભગ બીહીક લાગી આવે એવા અવાજ ને ગુસ્સાથી તેણે પુછ્યું, "અંતે તેં પેલા કોચબીલડર ભીખાજીને માહરા હૂકમ મુજબ લેન્ડોને વરે આજે નહીંજ લખ્યું, નહી?"

"હું તદનજ ભુલી ગેઇ, મંચ; મને માંફ કરો," ચાંદણે દેખાતા પસ્તાવાથી અને ઘણીજ ગરીબીના દેખાવથી કહ્યું.

"તું જુઠી છે," તે ઝનુની ભરથારે તે સાહલેસ જવાબના વળતા જવાબમાં વધતાં જોશથી કહ્યું; "તું ભુલી નથી ગેઇ પણ ખરૂં કેહે કે તું અખારા કરી ગેઇ. તું હવે બધીજ માહરી મરજી ને બધાંજ માહરાં સુખમાં અદેખી પરીને—"

"મંચ," તે દુખી પરણેતરે આ બેલગામ ટીકાથી અતી ઘણી લજવાઈ તેને રોકતાં ને તેનું ધ્યાંન ખેંચતાં કહ્યું, "જોયાં કે, આએ માસ માદી આવેલાં છે જો? પેલા મરનાર સોહરાબ મોદીનાં બેટી પરીન."

પેલો, એ સાંભળતાં, એકાદ પલ છેકજ ઝંખવાણો પડી ગયો. તે પછી તે પરીનને જોઇને નમ્યો ને હસ્યો. તે ખુશ મિજાજી થઇ ગયો—જો એવા બેડોલ ને બિહામણા આસામીઓથી પણ ખુશ મિજાજી દેખાવ ધારણ કરી શકાતો હોય તો! તેની વર્તણુકમાં સમુળગો ને એકદમ ફેર પડી ગયો. તે દાખલ થયો ને પોતાને પોતાની પ્રિયા સાથે એકલો સમજતો હતો ત્યારની ને તેની હાલની વર્તણુક વચ્ચે બેહેસ્ત દોજખ જેવો ફરક થઇ ગયો!

"મારે વાસ્તે તમે ઘણું હલકું વિચાર્યું હોશે, મીસ મોદી," તેણે પોતાની વર્તણુકનો ખુલાસો આપતાં કહ્યું, "પણ માહરો મુતલગ વાંક નથી. આએ ઘેરમાં કમબખ્ત માહરી મરજી કે અવાજ ઉપર ધ્યાંન આપનારૂં તો જાંણે કોઇ છેજ નહીં!"—અને વળી બિલાડો ધુરકે તેમ તેણે પોતાની પરણેતર ભણી ગુસ્સાનાં નેણ જમાવી જોયું. ચાંદણુ, તેથી, તરતજ બાજુમાંની એક ટેબલ આગળ બેઠી, ને એક ટુંક ચીઠી તેણે કહયું હશે તેમ તે આસામી (ગાડીનાં કારખાનાં વાલા) પર ચીત્રી કાઢી. એ પછી જરા વારમાં તે પોતાના ખાવંદને તે વંચાવા લાવી. "જોવોની, બરાબર છે, મંચ? તમને ગમશે?" તેણીએ તે ચીઠી પાસ કરતાં સવાલ કરયો.

"શું ધુર બરાબર છે?" તે ચીહડાંફાડુએ એક આડી નજરે તે ચીઠીની એકાદ બે લીટીઓ જોઇ લઇને તેનાં ચીડયાં ઉતારી નાખતાં કહ્યું; "મે કહ્યું તે કીસમનું એમાં કંઇજ નથી. એક તો તુંને આવર નહીં ને બીજું તો હું કેહું તેવી યાદ કે કાલજીથી તું તે કામ તરત કરી નાંખવાવાલી નહીં, ત્યારે હું કેહું તે કોણ કાકાને?"

પરીનને તો એ બધો ફારસ જોઇને તે હેમક પારસીપર એટલો ક્રોધ આવ્યો કે જાણે હવણાં તે તેને ભખીજ ખાએ! તે શું પોતાની પરણી પ્રિયાને પોતાની ગુલામ શુમાર કરતો હતો?

ગરવી ચાંદણે તે બધો ઠપકો, એમ છતાં, ગુપચુપ સાંભળ્યા કરયો. તેણે કશોજ સામો જવાબ કરયો નહીં. તે જાંણુતી હતી કે ખુલાસો આપવો કે બચાવ અથવા જવાબ કરવો એ કેવળ બ્યર્થ હતું. તે ચુપજ રહી.

"તમે બી પરણીને તમારા વર સાથે એમજ ચાલશો કે, મીસ પરીન?" મંચીએ 'હસવાનું' કરયું; "જોજો હો, તમારી સહી પાસે તેનું કંઇ લેસન બેસન લેતાં ના, નહીં તો તમારા વર થતાનો તરાપોજ ડુબી જશે!"

પરીનનાં તો આ અપમાનથી ભીણ ફરી ગયાં, પણ ચાંદણે એક આજુજીના છુપ્યા બેસારાથી તેને તરત શાંત કરી લીધી.

"ખયર, હવે થયું તે થયું," તે પોતાની પરણેતર તરફ ફરીને જાંણે કેવો મનનો મોટો ને દીલનો ઉદાર હોય તેમ બોલ્યો; "હવેથી સમાલજે, ચાંદણ, હું કેહું તે કામ તરતજ ને તેજ પલે ત્હારે કરવું પડશે, નહીં તો માહરો મિજાજ હવે તો એકદમ ચકાસશે."

"વારૂજી," તે ગરવી પરણેતરે પુશકલ ગરીબીથી કહ્યું.

"તેં બધી માહરી હીરા જેવી આજ સ્હાજની મોજનું નખ્ખોદ કાહરી નાખ્યું," તેણે પાછું બલાપાથી કહ્યું. "હું મીસીસ મેકસ સાથે આજે તો એ નવી લેન્ડોમાં વાંદરે જવાનો ઉતો, ને અમે તાહાંજ સ્ટાર ક્રાસ હૅાટેલમાં જમવાનાં ઉતાં. હું ધારૂંછ કે મેં તુંને એ માહરી મકસદ કેહી દીધીતી, ને તેથીજ અદેખી પરીને તેં એ ચીઠી નહીં મોકલી. એજ ખરી વાત છે કેની?"—અને આ વખત તે ગુસ્સાથી નહીં પણ હસીહસીને પાકવીને પલેથર કરે તે કીસમે બોલતો હતો. વળી તેનું હસ્વાનું બી એવું સુકયાણું ઉતું કે તે કમબખ્ત ગુસ્સાની બરાડ મારે તે પાલવે પણ તે હસવાનું તો કાનને કાંઈ ઓર કીસમે સાંમુ જયાદા કઠોર સંભળાતું હતું, અને એવા એક નાતરસ ને દેખીતા નાલાયકને આ ફીક્કા ચેહેરાની સુંદર પરણેતર શી ગણત્રીએ ને કેવાં કારણોથી પરણી હશે તે માટે પરીનની તો જાંણે અજાયબીજ ભાગતી ન હતી!

હવે વળી મંચી વધતો નરમ પડતો લાગ્યો.

"મેં માર્કસને ત્યાં એક નવી તરાંહની હીરાની નેકલેસ જોઇ" જે તુંને અત્રે બતાવા મોકલવા મેં આરડર કરેલો છે," તેણે કહયું. "કેટલાંક નંગ ઘણાંજ તોફો છે. તુંને ગમે તો રાખી લેજે ને મને આંકડો મોકલી આપવા કેહજે."

"મને કંઇજ ગરજ નથી," તે અબળાએ ધીમે સ્હાદે કહયું, ને તેનો 'મંચ' તે સાંભળીને મોટે કઠોર સ્હાદે વળી પાછો હસી પડયો.

"કાંએ, વરી એ શું વ્હારૂં આવી ગીયું?" તેણે પુછ્યું; "તુંને તો હીરા મોતી પર ઘણો પ્યાર છે?"

"હા, પણ ખુદાનું આપેલું માહરી પાસ જોઇએ તે કરતાં ઘણું વધારે છે," ચાંદણે જવાબ કરયો; "હું કાંહાં રોજ બાહર જાઉંચ? માહરી પાસ છે તેજ ઘણું છે."

"ઘણું છે ત્યારે તેમાં એ જાસ્તી! તું ત્હારે લબ્બે કરની!" મંચીએ વળી હસવાનું કરયું. "હું તો ધારૂંછ, ચાંદણબઇ, કે તમે આએ પરીનબાનુનાં દેખતાં અમથાં અમથાં નાકે જીભ લગારીને ચીબાં થાઓચ. મનમાં ભાવે ને મુંડી હલાવે!"

ચાંદણુ જાસ્તી શીકકી પડી. તે હદ વનાની દુખી થતી દેખાઇ.

"હું ચીબી જરા બી થતીજ નથી," તેણીએ હજી ગરીબીથીજ કહયુ, "પણ લેઓની, તમારો હુકમ ને મરજીજ છે તો હું તે દેખરાવા આવશે ત્યારે રાખી લેવશ."

"હેત તાહરી કેની, જોયું!" તે ખુબ હસીને બોલ્યો. 'હું તો જાણતોતોજ કે તુંને પતરીને પસરતાં વાર લાગતો નથી! હવે તો માહરૂં જરાતરા એમ બી મન થાએછ કે તે તુંને દેખરાવા મોકલવાનો માહરો ઑારડર એકદમ કેનસલજ કરી નાખુ, ને તાહરી એ ચીબીચાબી ચાલની સજામાં તુંને તે નેકલેસ નહીંજ અપાઉં; પણ ખયર, ખુદાએ માહરૂં દીલ એવું નરમ બનાવ્યુંછ કે તાહરી સાથ એક બી વાતમાં હું સખ્ખત થઈ શકતો નથી, ને તેથી, ઑલરાઈટ, તે આવે તે રાખજે."

ત્યાં તે જવા ઉઠયો, ને જતાં જતાં શેકહેંડમાં પરીનને પોતાનો હાથ આપ્યો, જે તેણીએ દેખીતા અણગમાથી લીધો. તે પછી પોતાની પરણેતરને કશું બી કહયા કે તે બાપડીને જરા એ નોટીસ કરયા વગર તે નફ્કરો ત્યાંથી ચાલતો થયો, અને ત્યારેજ ચાંદણુ મોટા છુટકારાનો દમ ખેંચતીદેખાઈ.

તેણે તે પછી દાનાઇથી પોતાના વરને લગતી તો વાતજ ઉડાવી દીધી. રખે પરીન કાંઈ પુછે તેની ફ્કરથી તે બીહતી હોય એમ તરત તેણીએ પોતાની બચગીનીજ વાત પાછી હાથ ધરી, ને પરીનને પોતાને બી તે દિલખુશ આગલી વાતથી એટલી ગમત મલી કે સ્હાંજ કયાં ઢલી

ગઈ તે એ બેમાંથી એકને બી ખબર રહી શકી નહીં. હવે, તેથી, પરીન ધડયાલ તરફ નજર કરતાં એકદમ ચમકી ઉઠી. "હવે તો હું જવશ, ચાંદણ, ધણું લેટ થયું," તેણીએ માંગી લીધું.

"હા, પણ ફરીથી આવશો કેની, પરીન? જો જરૂર આવજો જો," તે દુખી અબળાએ માંગી લીધું; "તમે કેહશો ને તમારીથી અત્રે આવવાનું નહી બનતું હોશે તો હું તમારે બંગલે આવશ."

"જેમ તમોને સગવડ થાએ તેમ," પરીને જવાબ કર્યો. "હું બી તમે કેહશો તેટલી વખત આવી શકશ, પણ હવે એક ફેરો તમેજ આવો તો સારૂં કે માહરાં બિચારાં મમા બી જરા તમુને મલે. તમે બાહરબહરવાસ તો ધણું જતાં હોશો?"

"ધણું કરીને તો સ્હાજને છેરે રોજ; લોક જેમ દુખને સારૂ દવા લે તેમ માહરી દવા એ!" તેણીએ કહ્યું, ને પછી ધીમે સ્હાદે વધાર્યું, "પરીન ડીઅર, ધેરેધેર માટીના ચુલા હોએચ. તમે માહરે તાંહાંનો જે ફેસ્તો આજે જોયોછ તે વાત ખાનગીજ રાખશો?"

"દીલોજાનથી," પરીને સાદાઇથી એકદમ પ્રૉમીસ આપતાં કહ્યું; "તમે તદન બેફીકર રેહો, ચાંદણ."

"મને માહરાં માએબાપે પૈસાપર ઉંચકીને અફારી દીધી," તે અબળાએ છેક છેલ્લી ધડીએ ટુંક ખુલાસાની એકાદ લીટી આટોપી લેતાં કહયું, "ને પૈસા બદલ હું માહરી પરણી જીંદગીમાં કેવું મોટું સુખ જોઉંચ તે તો તમે નજરે જોયું! ખેર, બેહેન, એ તો સોસોનાં તકદીરની વાત છે."—અને તેણીએ વળી બીજું ત્રીજું કહી વાત ઉડાવી દીધી, એટલે પરીનની મરજી છતાં તે વધતી રોકાઇને તેને જાસ્તી કશું પુછી શકી નહીં.

એમ કરતાં તેઓ હવે બારણાંમાંજ આવીને ઉભેલાં હતાં, માટે અરસપરસ હેતથી મળી ભેટી તેઓ છુટાં પડયાં, ને પરીન એક પરણી જીંદગીના સંબંધમાં આ જે નવું નવું જોયું ને અનુભવ્યું હતું તે ઉપર એકલી એકલી ગંભાર વમાસણો કરતી પોતાની ગાડીમાં પોતાને બંગલે જવા ઉપડી ગઈ.



# પ્રકરણ ૨૯ મું.

"પૈસાપર અફ્લાલી મેલી" એ ચાંદણ ચલકતીનું વાકય તે પછી કલાકો સુધી પરીનના કાનમાં ગણગણ વાગ્યાજ કીધું. 'ત્યારે,' તેણીએ વમાસ્યું કે, 'પરણવા અદરાવાના સવાલમાં પૈસાનું તત્વ અને મહત્વ બી દેખીતી રીતે મોટું હોવુંજ જોઇએ.' તેનાં પોતાનાં ઘેરનાંઓ કયાં પૈસા પર નહીં મરનારાં હતાં? દારબ સુરતી અને દોરાબ ખંબાતાની તેનો નાદરકાકો ને તેણીના મીઠી માવતર તેને જે હર હંમેશ સીફારસ અને ભલાંમણ કરતાં રહયાં હતાં તેનાં બાતેનમાં તેમની પદવી અને પૈસાજ અગત કરીને હતાં! અને એમ છતાં આ એકજ દ્રષ્ટાંટ પુસ્તકો તુલ્ય બોલી બતાવતો હતો કે જો ભરથાર કજાત કે કરપીણ નીવડે તો પૈસા અને પદવી સુખનાં સાંધણ થઈ પડવા માટે પરણી જીંદગીમાં કેવળ તુચ્છ છે! આ ચાંદણ પૈસામાં અલેટયાં મારે ને હીરા મોતીમાં ખેલતી રમતી હોય એટલું તેની સોડે ધન હતું એ વાત બીલકુલ બેતકરાર ખરી હતી, અને તોપણ તે કેવી ને કેટલી હદ સુધી દુખી હતી!

એટલામાટે પરીને તો મનથી તરત મજબુત ગાંઠ વાલ્યો કે જ્યાં તેનું દીલ નહીં દોડે તે કરોડપતી હોય તોએ તેની જીંદગી તે એક કહયારાથી બી કમીન લેખાવો ઘટે, કે જયારે જેને તે ચાહી શકે કે ચાહતાં શીખી શકે તે ગમે એવો મુફલીસ છતાં પરણવુંજ હોય તો તેજ એક નમુનેદાર અને પસંદ કરવા જોગ ભરથાર થઈ શકે—કે જેવા એક માટેની તેની પસંદગી જાલ બેરીસ્ટર માટે અત્યાર આગમચ, વાંચનારા યાદ કરશે કે, તેનાં મનમાં મુકરર થઈ ચુકી હતી. તે ભલા જવાંનની અને તેના ખુશનુદ ચેહેરાની, તેથી, આ સંબંધમાં આ વખતે યાદ થતાં તે શરમાલ સુંદરી આ તેના ખાનગી ખ્યાલોનાં એકાંતમાં બી એકલી એકલી ઓશાકથી લાલ થઇ ગઈ. અને તે એ જવાનને લગતા ખ્યાલોનાં સુખમાં વટીક તે કેવી સુખી હતી તેની એક નવીન પણ ઓસ્તવાર પુરવારી માત્ર હતી!

"એ કોઈ દાહરે નહીં ને આજે સારી ને આરસી સાથે એટલા પછારા કાંએ ખાયા કરતી હોશે, પરીન?" નાજાંએ પરીન તેયાર થતી હતી ત્યારે તરારો મેલ્યો. તે એ રાત્રે એક પારટીમાં જવા તૈયાર થતી

હતી, ને પોશાક પર અસાધારણુ કાલજીથી ધ્યાંન આપ્યા કરતી હતી તેથી તે માતા તાજુબ થઇ હતી. દસ વખત તો ‘મમા, સારી બરાબર છે કે?’ કરી તે નાજાંને પુછી રહી હતી, અને તોબી જાંણે હજી ખાત્રી થતી કે સંતોષ મલતો ન હોય તેમ પાછી આખાં કદની એક આરસીના આયનામાં જોતી તે આગલ પાછળ ચકરડી ભરડી ખાતી ને ડોકાવતી હતી. એ તેણીની જીંદગીમાં કાંઇક નવું નવું હતું. “એવું તે કોણ આજે ત્યાં આવવાનું છે કે એટલી ખત કરયા કરેછ?” તે માતાએ કાંઇક કરાજીથી પુછ્યું.

“કાંએ, મમા, તમારા પેલા બે માનીતા દારબ ને દોરાબ વરી તાંહાં આવશે કેની?” પરીને ગાબડું માર્યું.

“પણ તે લોકને વાસ્તે તું કોઇ દાહરે એમ એટલી અધીરી કે વ્હીલીતો નહીં પરતીતી?”

પરીન ઓશકથી લાલ થઇ. “એવા મોટા મેલાવડામાં જવાનું તે ડીસંટજ જવું જોઇએ, મમા, તેણીએ વળી ફેરવી તોળ્યું. એમ કેહવાને તે નાજનીનની જબાંનજ ઉપડી શકી નહીં કે એ બધી તાજીમ તો તેના માનીતા જાલની આંખમાં ગમતી ને શોભીતી દેખાવા માટેની હતી!

તે એક ભવ્ય ને ભરચક મેળાવડો હતો, અને મધપર માંખ ભમે તેમ પરીસુરત પરીન ધંનમાએજી જોડે તે મોટાં દીવાનખાનાંમાં દાખલ થતાંજ તે પરીના દીવાનાઓ—તે શમા ઉપર જલી મરતા પરવાનાઓએ પોતાની પનાહમાં તેને ઘેરી લીધી, પણ તેમને ‘નોકોઠાં’ થી એક પછી એક મીઠાસ સાથે હસી હસીને અને નમી નમીને ખેરવી નાંખતાં તે ચાતુરીને હવે વાર શા? તેને ફકર એમની ન હતી. પેલા જલો જેવા ચીટક ને જુ જેવી વલગાણુ કરી રેહનાર દારબ કે દોરાબ માટે તે તો બીહીતી હતી કે તેઓ જો તેને જોશે તો સુખકરારથી તેના વ્હાલા જાલને મલવા કે તેના જોડે મીઠી મીઠી બે વાત કરવા દેવા જોગી તેઓ તેને રાહત અને છુટી આપનારજ નથી; અને થયું બી તેમજ. દોરાબ ખંબાતાએ તે મધુરીને જોતાંજ તે તેને મલવા ઉલટમંદ દોડી આવ્યો, ને આવ્યો તે ગયોજ નહીં. તે તો જાંણે ઘરબાર માંડીને તેની જોડેજોડ રહયો. જાંણે તે તો તેના બાપદાદાને વારેનો પરીન માટેનો પરવાનો ધરાવતો હોય તેમજ વરત્યો, ને પ્યારી પરીનને તો ચહડે ને ઉતરે કે

એ બલાને હવે ખેરવવી તે કેમ! તેને નાદર કાકાની થોડી ઘણી બ્હીક હતી કે તેવણુને એ જવાનો માટે ઘણું માન બરપા થઈ ચુકયું હતું માટે કદાપી જો તે તોરછોડ કરે ને તે વાત તેમને કાને જાય તો તેવણુ કફા થાએ વળી એવામાં આગમાં તેલ હોમાવા તેણે દુરથી જાલને પોતાને તેઓ ભણી કાંઇક શોકાતુર અદાથી જોતો જોયો. તે પ્યારો, પણોતો, માનીતો, સોહામણો મુખડો કે જે ત્યાં રજુ થયલા સેંહેકડો જવાનોના ચેહરાથી કાંઈ અલગ ને ઓરજ કીસમની ચમક મારતો હતો, અને પરીન તે જોઇ બેતાબ બની ગઈ. એવામાં સુભાગ્યે ધનમાએજીએજ કાંઇ પોતાને કામે દોરાબને બાજુ તેડી લીધા એટલે પરીન એકાદ પલ એકલી પડી, ને ત્યારે તે તકનો લાભ લેઈ જાલ તાબરતોબ તેણીની ખીદમતમાં આવી ઉભો.

તેઓ એક ઉલટમંદ શેકહેન્ડથી મળ્યાં, અને પરીનનો સદાનો તેજસ્વી મુખડો એક ખીલતા ગુલાબ કે ઉગતા ખુરશીદ જેવો ખુશનુંદ ને ઝલેહદાર બની ગયો. તે હસ્તા હોઠો એકાદ પલ લાગણીઓથી ધ્રુજ્યા, ને તે બાહેરથી શાંત દેખાતી ને શાંત દેખાવાની કોશેશ કરનારી સુંદરીને ભીતરે કેવી લાગણીઓ થતી રહી તે જોવાનું કોઇ દુન્યાદારીમાં કેળવાયલી અને અનુભવી આંખ માટે કોઇ રીતે મુસ્કીલ ન હતું.

બેઉ કેટલોક વખત તો નીચી નજરે ને ગુપચુપ જોડેજોડ પાછલો વરંદો ઉતરીને નીચે બાગમાં ફરયાં—પછી જાલેજ ચુપકી તોડી. "હું તો જાણું જે આજે તમને હું મલી શકવાનોજ નથી," તેણે હસીને કહ્યું "પેલા કોઈ જેંટલમેન તો તમારી બાજુમાંથી ખીસ્યાજ નહીં. એવણુ કોણુ છે?"

"એવણુ બાહેર ગામના એક મોટા ઓધ્ધેદાર છે, અને અમારાં ફેમીલીના ઘણા પરટીકયુલર ફ્રેન્ડ છે," પરીને ઓશકાંતાં શરમાતાં કહ્યું—અને ધીમે સ્હાદે વધારયું, "હું બી કેઆર કેઆરમાંજ પરીતી! મેં તમોને ઘણો વાર થયો જોયાતા."

"મને તમોને તરત મળવા આવવા તો ઘણું ગમતુંતું, પણુ તેવણુ વાત કરતાતા વાસ્તે એમ ડીસટર્બ કરતો આવવા મને ગમ્યું નહીં," જાલે ખુલાસો કરયો.

અને એ રીતે એ પછી તેઓ પોતાની વાતચીતનાં સુખમાં ગીરફતાર ઉતરી ગયાં. તેઓને જોડેજોડ ચાલતાં અને ખુશ તબ્યતથી વાત કરતાં

જોવાનું વટીક જાણે સુખકારક હતું! તેઓની વાતચીતમાં પરણવા અદરાવાની ઉમેદોનાં તાહેલાં કે પ્યારના પીંજનપાટલા હતા નહીં. ખરો પ્યાર એમ કહી કે બોલી બતાવતોજ નથી. તેઓ તો સાધારણ અને આગલી પાછલી વાતો કરતાં હતાં. જાલ પરીનને તેનાં આગલાં એકાંતની અને પરીન જાલને તેના નામીચા ધંધાની બારીકીઓ પુછી એકમેકથી જાસ્તી વાકેફગાર થતાં હતાં, અને તે છતાં પરીનનો હલક મીઠો પણ ધીમો, અદા ગભરાયલી, આંખ્યો નીચી અને દરેક હીલચાલ ઓશકથી ભરી જાલ માટેની તેણીની વખાંણ ને માનની પુરવારીમાં જાબજા પ્રગટતાં રેહતાં હતાં. તે કવચિતજ આંખ ઉંચકી જાલના મનોહર મુખડા ગમ જોવાની હીંમત કરતી, ને ત્યારે તેની પોતાની આંખમાં જે ખુશી નાચી રહી હતી તે જેઓ જોવા કે અભ્યાસથી વાંચવાની કોશેશ કરે તે જોઇ ને વાંચી શકે એમ હતું; ને કેહવાની જરૂર છે કે દોરાબ ખંબાતો ખિજવાયલી અદાથી હવે દુર ને દુર રહી આ બધો અજબજેવો ને નવુંજ અજવાળું આપનારો મામલો અદેખી અધીરાઇથી જોતો ને તપાસ્તો ઉભો હતો?



## પ્રકરણ ૩૦ મું.

ચાંદણુ ચલકતી સાથનાં સહીયારાંનાં પરીણામમાં પરીસુરત પરીન તેને બંગલે જઈ એક મીલાકાત આપી આવી તેથી થયું એમ કે પૈસાના પાયા ઉપર થતાં લગનો માટે એ નાજનીનને વધારે હલકું મત બેઠું, અને ત્યારે દારબ સુરતી કે દોરાબ ખંબાતા જેવાઓને ફકત તેમના પૈસા કે પદવી ખાતર પોતાની મરજી વિરૂધ્ધ કબુલ રાખવા માટેનો તેણીનો ધડપાયેનો અને અસલવારેનો અણગમો વધીને બેવડો બલ્કે ચોવડો થયો! તેણીએ તરત અનુમાનથી નક્કી કરયું કે એ તો ખોટા હીરા ચલકે ઘણાં. ચાંદણુ ચલકતીના ઉપરથી ચલકતા ને પૈસાની જલેહ મારતા સંસારનાં બાતેનમાં એવાં ગંભીર પોલાંણુનો એક એટલો સીહા સફો જાતી અનુભવ ને નજરેનજરના સમાગમમાં તેણીએ જોઈ લીધો હતો કે તે ચાતુરી જાંણે એકદમ ચમકીજ ગઈ, અને ત્યારે જાલ બેરીસ્ટર માટેનો તેણીનો પ્રબલ પ્યાર સાંમો હજારોઘણાં વધતાં બળથી પ્રગટી નિકળ્યો. તેણીએ, તેથી, પરણવું નહીં ને પરણવું તો દીલને જવાબ કરતી પોતાની પસંદગીના એ ભરથાર વેરેજ પરણવું એવો નક્કી મનથી

એકદમ ગાંઠ વાલી લીધો, અને ચાંદણના શ્રીમંત પણ દયાહીણ ભરથારનું ચાંદણ જોગું કરપીણપણું જોઈ લઇને તે એવી થથરી ગયલી હતી કે જાલ જેવા એક નમુનેદાર ભરથારની લાયકાતનો તોલ કરીને જાલની મોહીનીમાં તે વધારે ફીદા અને વધતી મોહીત થઈ; અને આપણે હ્યાં યાદ કરશું કે ચાંદણને ત્યાંના એ અનુભવ પછી તે જયારે એક પારટીમાં જાલને રૂબરૂ મલી ત્યારે પોતાનાં દીલથી નક્કી કરેલો એ ચુકાદો યાદ કરતાં તે જેમ ઓશકથી જયાદા મનહર બની તેમજ વળી ખુશીથી તેનો સદાનો ખીલતો ને તેજસ્વી મુખડો વિશેષ નુરમંદ બન્યો.

તેઓએ, તે પછી, તે મીલાકાતમાં આગલી પાછલી ઘણીક વાતો કરી. પછવાડેનો વરંદો ઉતરીને ભભુકદાર ને રોણકદાર રોશણીથી આરાસ્તા કરેલા તે બાગમાં તેઓએ ઉપર નિચે સેંહેંકડો ફેરા ખાધા, ને ત્યાં તે મેહમાન નોતરેલી બધી ખલકત તેજ મુજબ ફરતી હરતી હતી તેનું બી તે એ પ્યારાંઓને જાણે કશું ભાન કે ધ્યાંન રહયું નહીં. તેઓ તો પોતાનાંજ સુખની દુન્યાનાં એક સુખી એકાંતમાં જાણે સરબસર દુબી ગયાં! તેઓએ અરસપરસ એકમેકને લગતા એકથી એક હજાર સવાલ જવાબો કરયા પુછયા ને તેના જવાબો મેલવ્યા. પરીનની આગલી જીંદગીની એક તુલોત્વીલ તપસીલ જાલે તેણીને પુછી, અને પછી તે (પરીન) પોતે જાલની તબેહ, કેળવણી, ધંધા અને એવીજ બધી માહીતગારીમાં ગમત મેલવતી પોતાની પુછપરછ સાથ આગળ વધી.

"પણ તમોને એ તમારો ધંધો ગમેછ કેની?" તેણીએ ખુશાલ પુછયું.

"હા, કાંએ નહીં ગમે?"

"કાંએ જે એ તમારા ધંધામાં, મને લાગેછ કે, દીલની પ્રમાણીક લાગણીઓથી ઉલટું ને જુઠું બી ઘણુંક કરવું પડતું હોશે," પરીને હસીને કહયું. "દાખલા તરીકે એક અપરાધી તમારી પાસ પોતાનો તકસીર કબુલ કરીને તમોને પોતાનો કેસ સપુર્દ કરે, ને તેના બચાવમાં તમારે તેને નિર્દોશ ઠરાવા બોલવું પડે તે બધું ખોટુંજ બોલવાનું હોય કેની?"

"ખસુસ તેમજ હોવું ને થવું જોઇએ એવું કોઈ કારણ નથી, પરીન;"—અને હવે તેઓ તાજીમતવાજ પડતા મેલી એકમેકને "જાલ" અને "પરીન"જ કેહતાં હતાં!—"હું બાજે વખત એવા કેસ લડતાં

મારાં અંતકરણની વિરૂદ્ધ જતોજ નથી, અને તેવા અપરાધીને બચાવવા જોગી ફક્ત આસપાસની જે બારીઓ કે બાતમી હોય તે ઉપરજ હું મારી તકરારનો અમલો ઉભો કરૂંછું."

"ત્યારે સામટી રીતે એ ધંધો પસંદ કરવા જોગ છે?"

"ઘણોજ; એમાં ભેજાંની ખીળવણી અને કસરતનો ઘણો અનુભવ થાય છે," જાલે સમજાવ્યું. "જેમ તનની તેમ એ એક મનની લડાઇ છે, અને એ લડાઇની જીત હાથોહાથની તનની લડાઇની જીત કરતાં લખ્ખો વાર વધારે દીલકસ ને સુખકારક પુરવાર થાયછે."

"એ કેવું સરસ! હું તો એ ધંધો ઘણો બદનામ થયલોજ ધારતી હતી," પરીને હસીને વધાર્યું.

"બદનામ થયલો તો ખરોજ," જાલે કબુલ કર્યું; "પણ તેમ તો બધાજ ધંધા હુનર બદનામ થયલા લેખી શકાય. બેચારની બદમાશીથી જે કામ બદનામ થાય તેથી કાંઇ તે કામ કે ધંધાની કદર થતી નથી કે કીંમત ઉતરવી જોઇએ એમ છે?"

સારાંશ, આએ કીસમની તે દીલસોજ પ્યારાંઓની તે રાતની બધી દીલખુશ ગુફ્તેગો હતી. અમોએ ગયા અંકમાં વીગત થકી સમજાવ્યું છે તેમ તેમની એ વાતચીત દરમ્યાન પ્યારના પીંજનપાટલા કે મોહબતના હાયસોસારા કશા એ હતા નહીં. ખરો પ્યાર બોલતોજ નથી. તે તો મુંગો છે, અને તેવી અસરકારક લાગણીઓમાં હેતથી અસીર થયલાં તે બે પ્યારાંઓની એ વાતચીતના ગરબડાતમાં વખત કયાં ને કેમ ગબડી ગયો તે બી તેમને જણાયું નહીં?

તે પછી તેઓ જાંણે જીવપર શક્તિ ખેંગી એકમેકને જુદાં થયાં ને છુટાં પડી ઘરેબારે વિદાય થયાં, અને પરીનને ઘરે આવ્યા કેડે પોતાની એ રમુજી અવદશાનું ભાણ તો ત્યારેજ થયું કે જયારે તેણીની માતાએ પારટીમાં ઓલખાંણુ પીછાંણનાં કોણ કોણ મલ્યાં ને રીફ્રેશમેંટ વિગેરે શું ને કેવું હતું તે બધું ચીપીચીપીને પુછ્યું. તેણે તો કશું બી જોયું કે જાણ્યું ન હતું! ખરેખર તો તે હવેજ ગભરાઇને યાદ કરવા પડી કે આવતાં આવતાં ધનમાએને મલવાનું બી તેને તો આજે ભાણ નહીં રહ્યું હતું, ને દોરાબ ખંબાતો તો તેણીનાં તે રાતનાં તદન 'નો કોહાં'થી જલીજ ગયો હશે, કેમ જે જાલે તેને તેની બ્રોહામમાં બેસાડી ઘણાં હેત

ને અદબથી ઘેર વિદાય કરી દીધી ત્યારથી તે ઠેઠ તે અહીં ઘેરે આવી ને તેની માએ સરેસ્તાના સવાલો તેણીને કીધા ત્યાં વેર તેણીને તે આસપાસની દુન્યાનું જાણે જરા એ ભાણુજ થયું હતું નહીં! તે તો ફક્ત એક જાલનીજ દુન્યામાં સેહેલ કરી આવી હતી, અને હવે મરતાં સુધી તે એ પ્યારનીજ પ્યારી દુન્યામાં જીવવાની ઉમીદ કરતી હતી!

"હું તો એ તાહરા નવા ફ્રેન્ડને હજી મલ્યોજ નથી?" નાદર કાકાએ બીજી સ્હાંજે કહ્યું.

તેઓ ફરવા જતાં હતાં, હાલ કાકો ભત્રીજી પોતાની જોડીની ગાડીમાં ફરવા જતાં હતાં, કે જ્યારે અચાનુચ ગાડીમાં જાલની વાત નિકળી, અને નાદરકાકાએ તે ઉપરથી એ મુજબ કહયું.

અને ત્યારે પરીનની શું ખુશાલી! "ફિરેસ્તાઓની વાત કરો કે તે લોકની પાંખનો સણુસણુાત તમારે કાંને આવેલોજ છે!" તેણીએ ધુમ ગમત પામીને હસ્તાં કહયું; કેમકે અજબ જેવો સંજોગ એ થયો કે તેજ વખતે સામેની પગથીપરથી જાલ ચાલી જતો તેણીની નજરે આવ્યો! આ એક ઘણોજ સુભાગ્ય જોગ થયો, ને પરીને તેના હરખ ને ઉલટમાં ગાડીમાંથી એકદમ બાહેર નખાવીજ નહીં દીધું એ એક મોજેજો માત્ર થયો. તેણીએ તાબરતોબ ગાડી ઉભી કરાવી, અને જાલને, અલબત, બે વાર બોલાવવા પડયો નહીં. તે પોતાનાં મનની એ માનીતી મુરતને જોતાંજ હર્ષીત જીગરે ગાડી ભણી મલવા દોડી આવ્યો.

પરીને તે પછી તેની નાદરકાકા જોડે મોટી ખુશાલી અને ઉલટ સાથે ઓલખ કરાવી, કે જ્યારે નાદરકાકો તો જાણે દીગમુઢ થઇ તે ચેહેરો જોઇજ રહયો! એ શું? શું તે જાલની ખુબસુરતીથી છક થયો હતો?

"આપરે કેથે આગલ મલ્યાચ વારૂં? મેં તમને આગલ કેથે જોયાચ વારૂં?" તેણે તે ચેહરો ધારીધારીને જોતાં યાદ કરતી ઢપે અને શંકાશીલ રવેસે કપાલ દાબતાં સવાલ કરયો.

"નહીં, મુરબીજી, મને તો કંઇ યાદ આવતું નથી," જાલે અદબ થકી જવાબ કરયો; "હું એક વાર જોયલા ચેહરા હમેશ યાદ રાખી શકુંચ, ને તેથી માહરી તદન ખાત્રી છે કે આપરે કેથે બી આગલ કોઇ બી દાહરે મલ્યાજ નથી."

તે ડોસો વધતો તાજુબ થયો. "મને મજબુત ખટકો થયા કરેચ કે તમારો ચેહરો મને તદન અંજાણો નથી," નાદરકાકાએ પાછું કહ્યું, "મગર મને કંઇજ યાદ આવી શકતું નહીં. હું કંઇ કેહી નથી શકતો!"

"કાંઇ એવો તમોને અમસ્થો ખ્યાલ થતો હોશે, કાકાજી?" હવે પરીન તે ડોસાની યારીએ આવી.

"હોય બી," તેણે ત્યારે નાંખતીથી કહ્યું. "હવે મી૰ જાલ, તમે એક વખત અમારે બંગલે અમોને મલવા જરૂર આવજો. સબર કરો—આજે શું વાર થયો? સોમવાર; ત્યારે ચાલો, આપરે આવતા બ્રેસપતવારે રાત્રે સાથે જમશું. હું બીજા બી બે ચાર દોસ્તોને બોલાવશ. પરી દીકરા, યાદ રાખજે ને મને યાદ આપજે; હું ભુલી નહીં જાઉ."—અને જાલે એ 'એનગેઝમેન્ટ" "મોટાં માન" ને "ઘણી ખુશાલી" થી સ્વિકારતાં સામેના તે હર્ષીત અને ઓશકાતા શરમાતા દીલપઝીર મુખડા ભણી જોયું, કે જે તે જવાનની એ ખીદમતના ખ્યાલની ખુશીમાંજ જાણે અરધી બેહોસ બની ગઈ હતી!

તે ભુલે? કાકો તેને યાદ રાખવા તાકીદ કરતો હતો, કે જયારે તે તો બ્રેસપતવારની રાતના સાત વાગતા સુધીના દાહડે દાહડાજ નહીં પણ કલાકે કલાક પણ ગણતી રેહવાની હતી! તે બે પ્યારાંઓનાં મનની નોંધપોઠીમાં તો એ "એનગેઝમેંટ" તપાવેલા અંગારની ઝાલથી જાંણે નોંધાઇ ગયું હતું!

બીજા હાથ પર નાદરકાકાને તે કોઈ નવા જવાનનો અદબ, ટેક, વાતચીત કરવાની હુસ્યારી વિગેરે સઘળું ઘણું ગમ્યું, અને તેથી તે નમીને અલગ થયો, ને ગાડીએ પાછું ગબડવા માડયું કે પરીને શું જવાબ મલશે તેની સુખભરી ગણત્રીઓથી તે ડોસાને સવાલ કર્યો, "કાંએ, કાકાજી, કેવો છે?"

"મજાહનો છોકરો છે," તે કાકાએ પરીનનાં એ "ઉંડાં પાણી" એ જરા બી પુગ્યા વના સીધોસાદો, ભોલોભાલો જવાબ કરયો. "હું ધારૂંચ કે એ પોરયો જીંદગીમાં ફાવે ને હજી વધારે નામ કાહરે ખરો. હજી તો બચ્ચું છે—મગર પરી, તું માનશે એનો ચેહરોજ નહીં પણ અવાજ વટીક જાંણે મારી તો ઓલખાંણનો છે! ખુદા જાંણે એ છોકરો કોણ છે!"

"તમોને એ જવાન ગમ્યો તેથી હું ઘણી રાજી થઈ," પરીને પોતાનુંજ હાંણ્યા કરયું.

"એ પોરયાની માએ કોઇ ઘણી કામેલ હોવી જોઇએ," તે કાકાએ સમજ આપી.

"જરા તેમ બી ખરૂં, પણ ખરેખર તો એ જવાંન પોતેજ ઘણી તેજ બુદ્ધિનો ને બાહોસ છે," પરીને, પોતાના પ્યારાની કીરતીના કોટમાંથી એક કાંકરો બી ઘસે કે ઓછો થાય તે નહીં ગમતું હોય તે ઢપે, તેની, વખાંણમાં તરત કહ્યું.

ટુંકમાં, પરીનની જીંદગીનો સાથીજ હવે તો જાલ થઈ પડયો. તેણીનાં એકાંતમાં બી તેજ. તે સુવા જતી તો તેનાજ ખ્યાલો સાથે, અને સ્વપ્ના જોતી તો તેજ માનીતી મુરત ને પ્રતીમાના! તે જાગતી તો તેનીજ યાદમાં, અને કામકાજ કરતી તો તેનાજ વિચારોમાં. કદમ દર કદમ પણ સાબુતકદમ તે એ પ્રૌઢ પ્યારની બળવાંન અસરમાં જુલમગાર હદસુધી અસીર થતી જતી હતી!



## પ્રકરણ ૩૧ મું.

હવે તે બ્રેસપતવાર આવ્યો કે જે રાત્રે જાલ જેફ નાદરકાકાનાં ઇજનને માન આપી જમવા આવનારો હતો. તે દાહડો પરીને ઘરમાં એક લગન જેવીજ ધમાલનો કરી નાંખ્યો. બધો કારોબાર તેણીને હાથ હતો—જમવાની વાંણીઓની વરદી વટીક આજ તો ચુંટી ચુંટી ને ખેંચી ખેંચીને તેણેજ આપી હતી.

નાદરકાકો કાંઇ આ જાતના ઘણા મેલાવડા કરવાવાલો ન હતો, પણ તે જે કરે નહીં ને કરે તો મોટા પાયા પરજ કરતો. તેણે, તેથી, જાલ ઉપરાંત દોરાબ ને દારબને બી તેડયા હતા—ધનમાએજી બી હતાંજ, અને પરીનની પેલી નવી સહી ચાંદણુ બી આવનાર હતી. એ ઉપરાંત વળી બીજા બે ચાર નાદરકાકાની કલબના હોલ્યા દોસ્તો સામીલ હતા, અને એ રીતે તે પાર્ટી ન્હાની તોબી કદદાર હતી, એટલે પરીનની એ બધી ધમક અને ઉલટ ઘેરને સારૂં લગાડવા જોગી તેની સ્વભાવિક સંભાલ તરીકેજ સર્વ કોઇએ માની લીધી, ને તેમાં કોઇને નવું કાંઇ જરા એ લાગ્યું નહીં. એ સારૂંજ થયું.

પરીનને પોતાને, ખરૂં પુછો તો, આ બધાં વધારાનાં તેડાંઆણાં જરા થઇને ગમતાં ન હતાં. તે તો એકલા જાલનેજ તેડેલો જોવા ચ્હાતી હતી, પણ તેના કાકા ને તેની માતાએ એકમત થઇ એ જયાદા તેડાં કાઢવાની વાત નક્કી કરી એટલે તેનો ઉપાય ચાલે એમ ન હતું. વળી તેણીએ જોયું કે બીજા અલફાતુ સલકાતુ નોતરેલા મહેમાનો બી ઘસડાઇ આવવાના હોવાથી બૈરાં માતીદાની બેઠક વેંહેચાઈ જવા જેવીજ થવાની, અને જાલની કંપનીની મોજ તેણીને તે ચાહે એવી મલવાની નહીં—અને થયું બી તેમજ. અવલ તો દારબ ને દોરાબની હાજરીનોજ તે મધુરીને એવો કંટાલો થઈ પડયો કે તેઓ તેણીને સખકરારથી જાલ સાથે મલવા કે વાત કરવા દીએ એ માનવુંજ બેજા થઇ પડયું.

જમતી વખત પણ પરીનનું ઘણુંજ મન ને મરજી કે તે જાલની બાજુમાંની ખુરસી પર ગોઠવાઇ જાએ, પણ જાંણે દારબ તેણીની મતલબ પામી ગયો હોય તેમ તેણે એવી કુનેહ ને સીફતથી કામ લીધું કે તેજ પરીનની પાસે આવી ગયો, અને પરીનને તેથી જાંણે તે હીરા જેવું જમવાનું ઝેર જેવું થઈ પડયું ! એમ છતાં તે "મિજલસનો સેતારો" ત્યાં હાજર ને મોજુદ હતો તેજ સધ્યારો ને તેનીજ ખુશાલી તે નાજનીનને નાઉમેદ નહીં કરવા માટે પુરતી હતી, જેથી પોતાનો સ્વભાવ બિગાડયા વગર તે આખો વખત તેવીજ ખડે પગે, ખુશાલ, હસ્તી ને ઉલટમંદ રહી શકી. એજ ગણીમત હતું.

હવે જમી ઉઠવા પછી પણ તેણીના પેલા બે ઉમીદવારોએ તેનો પડખો છોડી આપ્યો નહીં. તેઓ તેની જોડેજોડ રહયા. તેઓએજ બજીદ થઈ તેને પ્યાનાપર ગાવાની ફરજ પાડી, અને જાલ તો તેથી અલગ અને મકાઇબુટ્ટા જેવો એકલડોકલજ રહી ગયો; પણ પછી તે સમો સમાલીને તે સુંદરી આગલ મીઠાં અંજીરની એક રકાબી લઈ તેને તે મેવો આપવાને મસે હીંમતથી ગયો, ને ત્યારે પરીને જે ઉલટ ને ખુશાલી બતાવી તે જોતાં દારબ ને દોરાબનું તો જાણે પાકીને પલેથરજ થઇ ગયું. એ કોણ પોરયો હતો ? એ કોણ હતો કે જે તેમની આ માનીતી ઉમીદવારીમાં એ મીસાલે હરીફ થઈ નિકળ્યો હતો ? ખચ્ચીત, તે એક ચિતારીણીનો પોરયો હતો અને વગવસીલા કે ખાનદાનની એક બી ઉકમાઇ વગર તે ફકત પોતાના ધંધાથી પોતાનો ગુજારો કરવાવાલો હતો એમ યાદ થતાં તેઓએ જાસ્તી ટીચકાં ચહરાવ્યાં, અને એવા એક ટુંક ભંડાલ્યા જોડે એક સુફરે જમતાં પોતાના દબદબાને તેઓ માકુ લગાડતા

હતા એમ તે નામદારોએ જલેલાં દીલે એકમતથી આપસઆપસમાં તરતજ ચુકવ્યું ને મનથી મંજુર કરયું!

જાલે તો હસી હસીનેજ નાક કાપ્યું. "આએ સુંદર મેજબાનની બધી મેહરબાંની એમ એક હાથ કરી બેસવાનો, સાહેબો, તમોને સરકારી પરવાનો મલ્યોછ કે કેમ?" તેણે તેમને ખસ્તા ને ખરતા કરવા જોગો હસીને "પ્રોટેસ્ટ" કરયો, અને તેથી દારબ ને દોરાબ એ બેઉને એટલું ચાંઇ ને ખસ્યાંણું લાગ્યું કે પરીનનો પલ્લો પડતો મેલી ફરજ્યાત થોડીક મિનીટ ત્યાંથી હઠી જયા વના તેમને જાંણે ચાલ્યુંજ નહીં. વળી, બીજા હાથપર, પરીનને પોતાને પોતાના એ મનગમતા પ્યારાની હીંમતમાં કાંઇ એટલું બધું દીલકસ ને એવું તો વખાંણવા જોગ દેખાયું કે તે બની શકે તો જાલ પર જયાદા ફીદા થઈ, અને તેથી છુટાં પડવા આગમચનો તેમનો બાકીનો થોડો વખત તે બેઉની અતી ઘણી ગમતનાં સુખ વચ્ચે ખુશાલ વાતચીતમાં જોતાં જોતાં સાથે ગબડી ગયો તે જાંણે માલમ બી પણ પડયો નહીં!

એ પછી સંજોગોજ એક પછી એક એવા થતા ચાલ્યા કે જાલ અને પરીન હવે લગભગ રોજ સાથે મલવા પામ્યાં ને મલતાં રહયાં. જાલની માતાએ પરીનની તસ્વીર ચીતારવાનું ઉલટમંદ કારજ મોંદે ચઢીને માંગી લીધું હતું તે જાલે પોતેજ પુઠે પડીને અંતે અંકે કરાવ્યું, ને તેની "સીટીંગ્સ" સારૂ પરીનને આખો આખો દિવસ જાલને ઘેર જવું થતું હતું, જેથી બી એ સુખભરી મીલાકાતોને જાસ્તી સગવડ થતી ચાલી. એ મીલાકાતોમાં, અલબત, પરીન જોડે તેની માતા પોતે અવારનવાર જતી, ને તે બી તેહસીલદારની શીરીનની એક વખાંણનાર ને મિત્ર થઇ ગઇ હતી, પરંતુ તે તેણીની મિત્રતામાં તો બધું ટેકાવદાર અને અંદાજાભરયું હતું. તે તો જાંણે એ મિત્રતામાં એક મુરબીગીરીનો હક અદા કરતી હતી, અને દેખીતી રીતે તેહસીલદારની શીરીનને પોતાની પંકતીની તે નહીંજ માની લેતી હતી. એટલામાટે પરીન અને તેની માતાની લાગણીઓમાં એ કુટુંબ સંબંધી હયાંજ મોટો બેહેસ્ત દોજખ જેવો ફેર પડી જતો હતો કે જયારે પરીન તે માદીકરાપરથી થોડી થોડી થઈ જતી હતી અને હેતથી બધી ઓઢાઈ પંથરાઇ જતી હતી, ત્યારે નાજાં તેઓ જોડે નમાની અને માયાથી વરતતી હતી, પણ તે બધું ટેકાવદાર ને રોઆમાં કામ લેઇનેજ કરતી હતી!

તેણીને પરીનના પ્યારનો તો હજી સુધી જરા એ ભય કે ખટકો થયો હતો નહીં. કયાંથી થાએ? તેણીને તો એવી કોઇ વાતનો ભાસ કે

સ્વપ્નો બી ન હતો. તે એ બે પ્યારાંઓને એકમેકની વાતચીતમાં ઘણી ગમત પામતાં અને ઘણાં હેતથી એકમેક સાથે ભેલાતાં જોતી હતી, મગર તે વાતચીત–તેણીએ અનેક પ્રકારે જોઇ લીધું કે–એટલી તો નિર્દોશ પ્રકારની અને અદબવંતી હતી કે તેમાં આયંદા પરણવા અદરાવાના ખ્યાલનો પાયો રચાઇ ચુકયો હતો એવો તો તેણીને દુરનો એક વિચાર વટીક થયો નહીં. વળી વધારે તો એ કે તે પરીનને પોતાનાં મનથી તો દારબ કે દોરાબ જોડે અદરાવી ચુકેલીજ માની લેતી હતી! તે ભોલી માતા ભરોસાથી માનતી હતી કે જે દાહડે હશે તે દાહડે એ બે માંહેલા એક ચીચોરાવાલા ને વગદાર જવાંન સાથેજ તેનું તેને સમજાવી પટાવીને ચોકડું થોકી બેસાડી શકાશે; અને તેથી તે એટલી નફકરી ને નભરવસ થઈ ગઇ હતી કે પરીનનાં કારજનો સવાલ તેને હવે જરા એ સંતાપતો ન હતો, અને એ છોકરી દાહડેવારેની થયલી હોવાથી એનું માંથું ધોઈ નાખવા જેવાં ઠેકાંણાં સોહોધવા કે તેની કાળજી કરવાની પણ તેણીને દેખીતી રીતે કશીંજ તુંભા રહી નહીં હતી!

"મારી દીકરી, હવે તું હજી કયાં વેર પોતે ટીંગાઇ રેહશે ને આસપાસનાંઓને બી ટીંગાવી રાખશે?" એક દિવસ ધનભુરાનાં ધનમાએજી પરીનની માતાનાં હુલકાવ્યા મુજબ એ નાજનીનને બાજુમાંના એક સોફાપર લઈ બેઠાં ને સમજાવા લાગ્યાં; "તારે હવે બેમાંથી જે તે એકને કબુલ કરીને લટકોફટકો કરી નાંખવોજ જોઇએ."

"કોણ એ, ધનમાએજી!"

"કોણ? આ વાય, વરી કોણ? દારબ કે દોરાબ!"

"અને તેનું કાંઇ કારણ, માએજી?"

"કારણ!" ધનમાએજીએ વધતી તાજુબીથી કહયું; "હજી કારણ પુછવાનું બાકી છે? જા, જા, એમ ઘેલી ચેરી ના થયા કર, અને વરાં વરીલો કેહે તે કંઈ ધ્યાન પોંહચારીને માની લે! અમે કંઈ તાહરાં દુશ્મેન છઇએ જે તુંને ખોટી સલ્લાહ આપવાનાં ઉતાં?"

"તમે બેમાં કોણની મને વધારે ભલાંમણ કરો?" પરીને ચોખો ચાંપી જોયો.

"દોરાબની, કેમજે એ બેમાં તેજ વધારે વગદાર ને પૈસાદાર છે," ધનમાએજીએ ઉલટમંદ જવાબ કરયો.

"અને જો એ બેમાંથી એક બી નહીંજ મલ્યો હોતે તો શું મારે કુમારીજ મરી જવું પરતે?" પરીને ગમત પાંમી પુછ્યું.

"ઓવારયુ," ધનમાએ પગ ઘસતાં સુગાઇને કહ્યું; "પણ તું તો વરી તાહરી હંમેશની રીત પરમાણે સીધી પાધરી વાત કરતાં ઠઠ્ઠા મશ્કેરીપર ઉતરી ગેઈ! જો, દીકરા, માહરૂં માન?" તે ડોસાંએ અત્યંત ગંભીર થઈ ઉમેરયું, "તાહરી માએનો બી રાત દાહડાનો બરાપો એજ છે કે તું તેવણનું કહેલું માનતી નથી; તાહરા કાકાની બી એજ મોટામાંમોટી મરજી ને રોજનો પરચારો છે, મને બી એજ ગમેછ, ને માહરી ખાત્રી છે કે જો તાહરા બેહેસ્તી બાપ આજે જીવતા હોતે તો તેવણને બી એ સગાઇની વાત ખચ્ચીતજ ઘણીજ ગમતે!"

"ખરેખર?"—અને પરીન તે વ્હાલા મરનારની હેતભરી યાદ ને નામ રજુ થતાં એકદમ ને ખરાં દીલથી ગંભીર થઈ. "ધનમાએજી, તમો શું ખરાં દીલથી કેહોચ ને માનોચ વારૂં કે માહરા પપા ડીઅર આજે જીવતા હોતે તો તેવણને બી એ તમારા લોકની પસંદગીનું કારજજ ગમતે?"

"હું તો ખરાં દીલથી માંનુચ ને કેહુંચ," તે ડોસાંએ જવાબ કરયો.

પરીન થસ થઇ ગઇ! તે એકદમ ઉદાસ ને ગંભીર બની. આવા એયામમાં તે કેમ કેહવાની હીંમત કરે કે દોરાબ કે દારબને તે જરા બી ચાહતી ન હતી, ને બધાંની મરજી ને ખ્વાહીશોની ઉપરવારી થઇને બી તેણે તો પોતાનો બધો પ્યાર ને તમામ જીવ જાલમાંજ ભરી મેલ્યો હતો? તેના હોઠ એ ભયભીત એકરાર કરવા ઉપડી શકયા નહીં, અને તે નિચી નજરે ખામોશ રહી, કે જ્યારે ધનમાયે તો તેના જે તે લટકોફટકો કરનાર જવાબની પાછી અને પાછી તલબ કરી.

"હું વિચાર કરશ, ધનમાએજી," તેણીએ માંગી લીધું. "હું જે તે નક્કી વિચાર કરીને હવે પછી આપરે મલશું ત્યારે જરૂર તમોને મારો જવાબ આપશ."

તે ડોસીને, તેથી, ઘણી ઉમેદ ને હીંમત આવી, ને એ સધ્યારો પેદા કરનારો મામાલો તેણીએ તરત જઇને નાજાંને તેમજ નાદરકાકાને બી કહી સંભળાવ્યો. વળી તે દોરાબને બી મલી, ને પરીન હવે તેની પક્ષમાં મનાવાની હતી તે વાતની એ ડોસાં મારફત ખાત્રી મલતાં સાથે તે જવાન તો જાંણે હર્ષ-ઘેલો થયો; અને એ બધી ઘેલીગાંડી વાતનું

પરીણામ એ થયું કે ઘેરેઘેર એ કારજ સહીસાખ થઈ ચુકયું હોય તેમ તેની વાત ફેલાઇ ગઈ, અને બૈરાંઓની તએહના તડાકા ને સહરાગતના સહરકાથી કેટલેક ઘેર તો એમ બી વાત ચાલી ચુકી કે "એ બે અદરાયાં અને હવે થોરા દાહરામાં લગન છે!"

## પ્રકરણ ૩૨ મું.

પરીનને એ બધું કાતીલ ઝેર જેવું જબુન ને જીવલેણ થઈ પડયું! તે બાપડી બધી ગભરા ગભરાઇ ગઈ. સૌ તેને એજ વાતની સલ્લાહ આપે, એજ વાતની મુબારકબાદી આપે, ને એજ વાતથી તેનું ભેજું ચેરવી તેનો જીવ ખાઈ જાય! લોક શું તેનાં દીલની વાત જાણે? દીલનો ગવાહ દીલ છે, માટે એ દુખભરયાં સંકડાગણુનો રાત ને દાહડો સુતાં ને ઉઠતાં ખ્યાલ કરતાં ખુદ દીલથી તે સુંદરી બેદીલ થઇ ગઇ.

તેણીએ, તેથી, પોતાની માનીતી થઇ પડેલી સહી ચાંદણની એ વાતમાં સલ્લાહ સોહથી, અને તેણે તો દીલની મરજી વિરૂદ્ધ એક શેહેનશાહને બી નહીંજ વરવાની પોતાના જાતી અનુભવને આધારે તેને મજબુત સલ્લાહ આપી, જેથી તેણીનાં ઉસકેરાયલાં મનનું કેટલીક હદ સુધીનું સમાધાન થયું. "પરણી જીંદગીમાં સુખી થવાનો એકજ અને એકલો દીરગ એજ છે, પરીન," તેણીએ કડવાસથી કહ્યું. પૈસા ને પદવી એ જીંદગીનાં સૌથી જીવસટોસટ કારજમાં તદન તુચ્છ છે, વાસ્તે માહરૂં જો માને તો એ જીંદગીભર પસ્તાવાનું બેહુંદું પગલું ગમે એવાં દબાંણ છતાં બી તું કદી લેતીજ ના!"

જાલની માતા શીરીન બી એજ મતની હતી. તે ગભરાયલી હરણીએ તેણીની સલ્લાહમાં બી આશરો સોહોધ્યો, ને ત્યારે તેણીએ બી ઘણી ગમખ્વાર અદાથી બધું એજ મકસદનું કહ્યું. કાકો, માતા, ધનમાએજી વિગેરે તે સાઇડનાં સર્વ દોરાબનાંજ જીવતરે જીવવાની તેને સલ્લાહ આપતાં હતાં, કે જ્યારે આ બે જવાંન અબળાઓ તેને તેનાં દીલનાં ખેંચાણની બાહેર કદી બી નહીં પરણવા મજબુતમાંમજબુત એલ્તેમાસ કરતાં રહ્યાં,—અને ત્યારે ખરૂં કોણ હતું? ખરી સલ્લાહ—ખરે રસ્તેજ ઉતારનારી સલ્લાહ એ બધાંમાં કોણની હતી?

ગમે તે હોય, પણ આ તો દીસ્તીજ વાત હતી કે એક હાથ પર જાલ અને બીજા હાથ પર દોરાબ અને દારબ વચ્ચે એક ઉંધાડી

ધુરકાધુરકી ચાલુ થઇ ચુકી હતી. જાલ બિચારો એકલો એક તરફ અને દારબ તેમજ દોરાબ બંને બીજી ને સામી તરફ હતા. તેઓ હવે ખુલ્લું જોતા હતા કે પરીન જાલને જયાદા મચક આપતી હતી, અને તેથી તેઓ ગમે એવા કેળવાયલા હતા છતાં ઈર્ષાથી જળી જતા થયા. "આએ તે પતરાજી કે પતરાજીનો બાપ!" દોરાબ બબાલતો હતો. "એ પોરયો એનાં મનથી ચાએ શું પીતો હોશે? એ શું કાંઈ એમ ધારી બેઠો હોશે કે આવે મોટે ઘેર ને નામીચાં ખાનદાંનની છોકરી એ જીતી જશે? આયા દાયાના કેસમાં લરત ચલાવીને એ કોઇ પોરીયો તો તદન ફાટી ગયલો મને તો લાગેચ!"

"એનો કંઇ ઉપાય થવોજ જોઇશે, ને તે બી જલ્દીજ," દારબ ધુખરાયલાં છાના જેવી અદાથી પટપટયો.

મગર તેઓનાં તો સહીયારાં વધતાંજ ચાલ્યાં—જાલ અને પરીનનાં. તેઓ હવે લગભગ રોજ મલતાં, અને હાથસે હાથ મલતાં વિજળીનીજ અસરનો એક ખુશાલ પ્રવાહ તે બંનેનાં તનબદનમાં અરસ-પરસ વ્યાપી રેહતો! તેઓ વધારે દીલબર, વધારે દીલસોઝ, વધારે હેતવંત થતાં રહ્યાં હતાં, અને બંને એકમેકની લાગણી સમજીને તેને હેતથી માન આપી શકતાં હતાં—તે એટલે સુધી કે શરમાલ જાલે જયારે તે પ્યારીનો હાથ લઇને એક વાર પોતાના હોઠે લગાડવાની હીંમત કરી ત્યારે તે પેહલી ચુમી આ પૃથવી ઉપરનું તેમનું પાકીજેહ બેહસ્ત માત્ર પુરવાર થયું!

તે હવે અવારનવાર પરીનને બંગલે બી આવતો જતો થયો હતો, અને એવા એકથી વધુ સંજોગો થયા કે જયારે પરીન અને તે એકલાંજ મલી શકતાં હતાં. તેઓ ત્યારે બાહેરના વરંદામાં ખુશાલ વાતચીત કરતાં હીંમતથી બેસતાં, અને એક બે કલાક તેટલીજ મિની-ટોની ઝડપથી ગબડી જતા તે બેમાંથી એકને બી માલમ પડતા નહી!

તાજુબી તો એ હતી કે પરીનની માતા નાજાંને હવે એ રૂબરૂ મીલાકાત ને પીછાણુ થવા પછી એ કોઇ છોકરો ઘણો ગમતો હતો!! તે નાજાંને "માએજી"જ કેહતો, ને એટલા અદબ ને એવાં હેતથી તેણી જોડે વરતતો કે નાજાંનું દીલ અને સારૂં મત તે એક લેહેજામાં જીતી જઇ શકયો. પરીનને તે ઘણું ગમતું હતું. તે તેઓની ફત્તેહમાં એક આગળ પગઠયું હતું.

નાજાંને એ છોકરામાં જે અગતકરીને ખેંચાણુકારક દેખાયું હતું તે એ જવાનનો સ્વભાવ વિગેરે તેના મરનાર ખાવંદને તદનજ મલતું આવતું હતું તે હતું. તે સૌથી અસરકારક હતું. "નરો તાહરો બાપ!" તે માતા પોતાની પરણી જીંદગીના ટુંક સુખનો સ્વપ્નો યાદ કરતાં પોતાની બેટીને એકાંતમાં કેહતી હતી; "તેટલોજ ભલો, તેવાજ મીઠા ચેહરાનો, તેટલોજ નમાનો, અસીલ અને દયાલુ તબેહનો! હું તો એને જોઉંચ કે તે વ્હાલા મરનારની યાદ થયા વગર મને રેહતીજ નહીં."—ને તે ગમખાર યાદના સબબે વળી નાજાંની આંખ આંસુઓથી ભરાઇ ગઇ, કે જે આંસુઓ તે મીઠી દીકરીએ પોતાની તેવીજ મીઠી ચુમીઓથી લુછી નાંખ્યાં.

અલબત નાજાંને એ યાદ ને દુખનો ઉભરો આજેજ થયો હતો એમ ન હતું. પોતાના શિરછત્ર ધણીના વિયોગનાં આંસુ હજી એ, વરસો વહી જવા છતાં, તેની યાદ ને આંખમાંથી કદી બી સુકયાંજ ન હતાં. એક દાહડો બી તેનો તે વ્હાલા મરનારની મીઠી યાદ વના ખાલી જતો ન હતો. તે પવિત્ર અબળા પોતાનાં વરયાં વચનોને આજની ઘડી સુધી વફાદાર ને સાચી હતી, અને એવા એક નમુનેદાર ખાવંદનો ખજાંનો ખોહી બેસવાનો તેણીનો ખેદ અને ગમ ખરાં દીલનો, ઉંડો અને સદાનો હતો.

તું પેલી મોદીની પરીનપર કાંહાં પેદો પરયોછ, જાલ!" ચેમબર્સમાં તેના એક ધંધાદારી દોસ્તે એક વખત એકલો પડતાં ટચકો કરયો.

"કેમ વારૂં?" જાલે હસીને પુછયું.

"બચ્ચા જોજે હં—એ તો લોહરાંના ચણા પુરવાર થવાના છે!" તે ભલી નિષ્ટાના દોસ્તે સલ્લાહ આપતી ઢપે કહ્યું. "હું તો ધારૂંચ જે તું નાહક હેરાંન થવાનો છે ને એમાંથી ફાયદો કંઇ કાહારવાનો નથી. ચેતીને ચાલે તો સારૂં."

"તું શું કેહવા માંગેચ તે હું સમજી નથી શકતો, દોસ્ત," જાલે તાજુબીમાં પુછયું.

"હું એમ કેહવા માંગુચ કે એ બુલબુલ કદી બી તાહરે હાથ ચહરવાનું નથી, અને તું નાહકમાં તાહરો સુખ્યારો જીવ દુખ્યારો કરવાનો છે," દોસતે જવાબ કરયો. "ગઈ રાત્રે તું નાટકમાં તેની ખુરસીપર પરીને

તેને વાત કરાવતો ને હસાવતોતો ત્યારે તેં જોયું નહીં કે બે ચાર તાહરા હરીફોની આંખ તાહરી પર અત્યંત ધુરકયા કરતી હતી?"

"બૅાશ!" જાલે તુચ્છકારથી કહ્યું.

"તાહરી ભુલ છે," તે ભલા દોસ્તે હજી જાસ્તી આગ્રહ કરયો; "તું કેળવણીથી અને એવી લાયકાતોથી ભલે તે હરીફોપર સરસાઈ ભોગવતો હોય, પણ તું ભુલી જાએચ કે તે લોક એ મુકાબલામાં બી તાહરા કરતાં કંઇ કમ નથી, અને તાહરા કરતાં પૈસા, કમાઈ અને ખાન્દાંનનાં બળથી તે લોક એટલા આળા ને જોરાવર છે કે એ છોકરીને ઘેરવાલાંઓ તે લોકને પરતા મેલીને તાહરી પક્ષમાં ચુકાદો આપશે એ અક્કલમાં બેસતી આવતી વાતજ નથી—પછી તો બા જેવા જેના વિચારો."—અને જાલને તેની સલ્લાહ ગલે ઉતરતી ન હતી એ જોઈ તે તેનો સમજદાર દોસ્ત તુરત વેળા તો એમ કેહતાં નાખતીથી હઠી ગયો.

પણ તેણે વેળાસરનું ચેતવણીનું રણસીંગડું જાલના કાનમાં ફુકયું તે અતી ઘણું નેકજ થયુ. તે એ ઉપરથી પોતાની હાલતનો આ પેહલીજ વાર વિચાર કરતો બેઠો, ને જરા વારમાં ગંભીર બલ્કે દુખી બી થયો. તેને "દોસ્ત"ની તકરારમાં ઘણીક હદ સુધીનું વાસ્તવીકપણું, વજુદ અને સચ્ચાઇ માલમ પડયાં, ને તેને આજ તુલીક એ જાતનો ભય કે ખ્યાલ મુતલગ થયોજ ન હતો તે માટે તે પોતે પોતાનાં મનથી હેરત રહયો. તે બેખબર આ ખરાબીના ખરાબા ઉપર ખુશાલ દીલે કદમ દર કદમ ને પાયરી દર પાયરી ચઢતો રહયો હતો, અને તેણે દુખી દેમાગથી હાલ પોતાનાં જીગરને પુછ્યું કે શું આંયંદા પરીણામમાં તેને તે માટે પસ્તાવાનું કે દુખી થવાનું ન હતું?

હીંગામ તો સઘળો તેવોજ દીસ્તો હતો, અને અફસોસ કે હવે ઘણું મોડું થયા પછીજ તે તેને દેખાયું. તે અનુપમ સુંદરીને હાથ તે એટલી હદ સુધી ફસાયો ને વેચાયો હતો કે તેની મધુરતાનો છાપ પોતાનાં જીગરમાં છપાઈ રહેલો ભુસી વાળવાને હવે તે કેવળ અશક્ત હતો, અને તોપણ—તેણે યાદ કરયું કે-તે જયારે એક લક્ષાપતી વારસાની હકદાર ઘણયાંણી ને એકલી વારેસ હતી ત્યારે તે પોતે તો થોડાક સેંહેકડોની દર મહીનાની આવકથી દળદેસરી વચ્ચે ગુજારો કરનાર હજી તો એક ઉધરતો અને ધંધામાં મંડાતો બૅરીસ્ટર હતો! તેની પીછાણ શું? તેની

ઓળખ કઇ? તેનો વગ શો? પેલી આયાનો કેસ લડીને તેણે નામના કરી ત્યાં તુલક તો તેને કોઈ જાણતું કે ઓલખતું બી ન હતું, ને પુનાના પારસી કે ભટા અને મરાઠા વર્ગમાં તે જેના સમાગમમાં આવ્યો હતો તેઓજ તેને જાંણુતાં ને ઓલખતાં હતાં. એવા એકને, ત્યારે, માલેતુજાર નાદરકાકો પોતાની વારેસને પરણવા કદી બી કબુલ થાએ એ શું અક્કલમાં બેસતી આવતી વાત હતી?

"હું દીવાનો થઈ ગયલો હોવો જોઇએ," તે દુખ સાથ મનથી પટપટયો; "ઓ, પણ કેવું સુખી દીવાનાપણું! અરે કેવું હું ચાહુંછ કે એ દીવાનાપણાંની દુન્યામાંજ હું હવે બાકીની જીંદગીએ જીવું ને એ માહરૂં દીવાનાપણું હું ખોહી બેસું નહીં! દેખીતી રીતે એ પોતે બી મને ચાહેચ—માહરા વગર એને કોઇની અસર કે તુંભા નથી તો પછી એ કેમ મને ને હું કેમ એને છોડી આપી શકશું?"

અને તોબી એમ કરયા વના ઉપાયજ શો હતો? કદાપી હાલમાં જવાનીની ઉલટ ને પ્યારનાં જોશમાં તે છોકરી તેને કબુલ કરે, પણ પછીથી દોલતના દરંગોપરથી એમ ઉતરી આવવા સારૂ તે પસ્તાશે અને દુખી થશે નહી તેની જામીનગીરી શી? હાલતું તેનુ ચલકતું ભવિશ ત્યારે એ રીતે તેણે પોતે આગલ રહી બીગાડવા ને લુટી દેવામાં દાનાઈ કે ઇનસાન્યત શી હતી? દારબ ને દોરાબ જેવા તેના હાથના વગદાર ઉમીદવારો તે ચાલતી હતી તે જમીનની તેના પગ તળેની ખાક વટીક ચુમવા ખડે પગે ખુશી અને તૈયાર હતા, ત્યારે તેવાઓના હક ઉપર અલાપ લાવી તે એ માનીતું ગુલ પોતે જીતી જાય તેમાં આયંદા શું ખરાબી ન હતી?

'ખુદાએ મને ગરીબ અને મોહતાજ કાંએ બનાવ્યો હશે?' તેણે ઘણી ગમખારીથી પોતાનાં દીલને પુછ્યું, ને પછી આખી જીંદગીમાં પેહલીજ વાર તે પોતાની મુફલેસી માટે પોતાનાં દીલથી અસંતોશી અને દુખી થયો. તેને આજેજ શ્રીમંતોની અદેખાઈ લાગી—તે કે જે અત્યાર તુલક પૈસાને સદા કમીનો ને તુચ્છ જાંણુતો હતો!

તે પૈસાનાં મહત્વમાં માનનારોજ ન હતો એમ ન હતું, પણ આઇતું ધન કે બાપીકી દોલતની નામના તેને ગલે ઉતરે તેમ ન હતું. આપ-બળ ને જાતી કમાઇથી કમાવેલું ધન તેજ તેને માન ખરૂં શ્રીમતપણું

હતું, અને તે રસ્તાથી તો તેણે જોયું કે તે બાપડો હજી સેંહેંકડો માઈલ વેગળો હતો—અને ત્યારે એ વાતની યાદ થતાં તેને હદવનાનો સંતાપ બરપા થયો.



# પ્રકરણ ૩૩ મું.

તે દિવસે તે પરીનને મલ્યોજ નહીં, અને તે રાત્રે તેને મુતલગ ઉંઘ આવી શકી નહીં. તે તન મનથી કાહેલી ને કંગાળ બની ગયો. તે શું તેને મુફલસીમાં પરણી લાવે, અથવા તો શું પોતાની મોહરદારનાં દ્રવ્યનો તે પોતે મોહતાજ કે ઓસ્યાલો થાય? એ બંને બનવું માહાલ હતું—અને તોબી પરીન અને પરીન વગરની દુન્યામાં તે જીવશેજ કેમ તેનો તેને એકદમ ભય થયો.

તેને જોઇ ને જોઇ તે ફીદા થયો હતો. તે કાંઇ જાંણીબુજી કે માંગીટાંગીને તેણીના પ્યારમાં પડયો ન હતો. તેનો તો એ જોરાવર લાગણીની અસરકારક અસરનો એ આગમચ ખ્યાલ કાં અભ્યાસ બી પણ ન હતો, અને તે છતાં પરીનને જોવા કેંડ તે બેતાકાત તેને હાથ એવો વેચાઈ ગયો કે તે એ વતરોગે કશું બી બીજું જોઇ સાંભળી કે અનુભવી બી પણ શકતો ન હતો! તેણે તેનામાં એક એવી સંપુર્ણતા દીઠી કે જે આજતક બીજી કોઈ અબળામાં તેણે કદી બી જોઇ કે જાંણી ન હતી. તે જાણે એક જાદુઇ અસરથી પરીનના જકડપકડ પ્યારમાં આજેજ થઇ ગયો હતો.

અને એટલાવાસ્તે, તે રાતના સ્વપ્નાઓમાં બી પોતાના ખ્યાલોમાં પરીનના પરીસુરત ચેહેરાના સંબંધમાં તે કશી રાહત કે રીહાઇ પામી શકયો નહીં, અને છેલ્લે તદન દુખી બેજાર ને બેચેન તે ઉઠયો. તે એક ઠરાવ મનથી નક્કી કરીનેજ ઉઠયો હતો, અને એટલુંજ કે તે અમલમાં મેલવા આગમચ તે પોતાની વ્હાલી માતાને મલવા ને તેણી જોડે મત કરવા માંગતો હતો.

તે તેણીને સોહોધતો, તેથી, તેના રૂમમાં ગયો, અને ત્યારે તે વ્હાલથી વ્હીલી પડનાર માતા તેનો ખવાયલો ભખાયલો ઉજાગરો ચેહેરો જોઇ અકળાઇ ગઇ. તે શું બિમાર થયો હતો?

તે આવ્યો ત્યારે તે નાસ્તાની ટેબલ પર ચા પીતી બેઠેલી હતી, જે કપ સૉસર ફીકરમંદ લાગણીઓથી તેણીએ બાજુમાંની ટેબલ પર

મુકી દીધું. "કાંએ, બાવા, શું છે?" તેણીએ અત્યંત કાળજીથી પુછ્યું; "કંઈ જીવને સારૂ નથી શું?"

"નહીં, માએજી, હું સારી પેઠે તો છેઉં," તેણે તે ફીકરમંદ માવતરને હીંમત આપી કહ્યું, "મગર હું આજે આખી રાત ઉંઘાયો નથી."

"ઓ વાય, કાંએ? વરી કંઇ એવો કેસ હાથ ધરયોચ શું? વરી કાંઈ વાંચ્યા કીધુંતું કે?"

"નહીં, તેવું તો કંઈ નથી, પણ આખી રાત મેં વિચારો કરયા કરવામાં કોરા ઉજાગરાની કાહરીચ, માએજી."

"શાંના વિચાર?"—અને તે માતાએ અત્યંત હેતથી તેની ખુરસીના હાથાપર બેસીને તેના ઝુમી પડેલાં બાલનાં ઝુલફાં ઉંચા કરયાં તો જોયું કે તેનું માથું ધમધમી રહેલું ને ગરમ હતું! એટલું બધું એ શું થયું હતું?

"મને તમારી સલ્લાહ જોઇએચ, મમા," તેણે ચીંતાતુર કહ્યું. "માએજી, હું એક જણને માહરી મરજી કે ગણત્રા ઉપરાંત દીલોજાનથી ચાહતાં શીખ્યોચ, પણ તે માહરા કરતાં દરજ્જા ને પૈસામાં એટલી ચહરતી છે કે હું આસ્માનના સેતારા પર હાથ પુગારવાની ઉમેદ કરતો હોઉં એવો એ ધખારો મને ગેઈ કાલથી બેહુંદો લાગવા માંડયોચ, હવે માહરે શું કરવું?"

"પણ તું કાંએ તાહરે વાસ્તે એટલું નરમ ધારી બેઠોચ?" તે માતાએ કાંઇક ઠપકાના તોરથી કહ્યું; "આએ હું દલદેસરી કરીને મરૂંચ તે કોણને ખાતર? તાહરૂં ને માહરૂં એ બેઉનું ખુદા રાખે જે બચશે તે બધું અંતે કોણનું છે?"

તેણે હસીને તે ભલી માતાને એક કીસ કરી.

"તમે સમજતાં નથી, વ્હાલાં માએજી," તેણે કહ્યું. "તમારી સકમાઇના પૈસાથી હું પૈસાવાળો થઈ નિકળું એ વાતજ અવલમાં તો માહરે સારૂ શરમભરેલી છે, અને વધારે તો એ કે આપરૂં બચાવેલું એકઠું કરતાં બી તેના પોતાના પૈસાટકાને મુકાબ્લે તો હું ઘણો ગરીબજ લેખાઉં!"

"ત્યારે એવું તે એ કોણ છે?"

"તે નામ જો હું તમોને કેહવશ, મમા, તો માહરી નાદાની સારૂ તમો માહરી પર ગુસ્સે થશો અથવા મને હસશો," જાલે ખરાં દીલથી ઓશકાતાં કહ્યું; "પણ મેં એમ કશી બી રીતે જાંણી બુજીને થવા દીધું નથી. પાક ખુદા માહરો સાહેદ છે કે એવી બેમાલુમ ને બેઅસર કીસમે એ અસરમાં હું ગીરફતાર થયો કે એ કેમ ને કાંએ થયું તે બી હું તો હજી ખ્યાલ કરી શકતો નથી!"

"હું સમજી ગેઈ ત્યારે," તે માતાએ ફીકકું હસીને કહ્યું; "તું મોદીની પરીનને વાસ્તે કેહેવા માંગેચ?"

તેના ચેહરાપર એકદમ લોહી ધાઈ આવ્યું ને તે ચુગલીખોર અદાથી લાલ થઇ ગયો, કે જ્યારે નીચી નજરે ને ધીમે સ્વરે તે એટલુંજ બોલી શકયો, "હા, મમા."

"હું જાણતીતીજ," તે માવતરે દીલગીરીથી કહ્યું.

"તમે કેમ જાંણતાંતાં?"

"તમો બેઉની લાગણીઓ મેં ચગોર ચસમે ઘણી વાર તપાસી લીધીતી," શીરીને સમજાવ્યું. "હું તુંને વખતસર ચેતાવાની ને મના ફરમાવાની હતી, પણ મને બીહીક લાગી કે તેથી કદાપી ઓર બી વધતું ખરાબ થશે, અને, માહરા દીકરા, ત્યારે માહરે કબુલ કરવું જોઇએ કે તેં એવી એક છોકરીને ચ્હાતાં શીખવામાં ઘણી મોટી ભુલ કીધીચ."

"તમે એમ ધારોબી?"

"ખરાં દીલથી ધારૂંચ," તે માતાએ ગમખ્વારીથી કહ્યું, "એ કારજ ખચ્ચીતકરીને સેહેલ સુજે કદી બી પાર ઉતરવાનુંજ નથી, સિવાય કે—"

"સિવાય કે?"

"સિવાય કે પરીન દુન્યાની બધી છોકરીઓથી ઉલટીજ કીસમની પુરવાર થાય, ને પૈસા ને પદ્દી એ બધાંને લાત મારીને તુંને તાહરાં પોતાવત માટેજ ચાહવા કબુલ રાખવા ને પરણવા કબુલ થાએ!"

તે એ સાંભળતાં વિચારવંત બેઠો, અને પછી જરા વારે મોહત જેવો ફીકકો ચેહરો—કે જે જોતાં તે હેતવંતી માતા થથરી ગઈ!—તેની

સાંમે ઉંચો ફરી કહ્યું, "તમે ધારોચ કે તે એમ કરશે? તમોને પોતાને શું લાગેચ, મમા? તમે ધારોચ વારૂં કે હું પુરતું કમઇ શકું ત્યાં વેર થોભવા હું તેને કેહું તો તે આબરૂભરેલું ને વાજબી લેખાશે?"

"હું કહી શકતી નથી."

"માહરી બી મુશ્કેલી તેજ છે," જાલે જારી રાખ્યું; "માહરે દુરઅંદેશી ને દાનાઇથી આવા સંજોગોમાં વરતવાની ઘણી જરૂર છે. તે તો બિચારી દુન્યાદારીથી તદન બીનવાકેફ, ભોલીભાલી ને એક કાચ્યું કુમરૂં બચ્ચું છે. તે તો હાલની અમારા પ્યારની ઉસ્કેરણીમાં એ બધું કબુલ કરે ને કબુલ બી થાએ, પણ તેમાં ઇનિસાફ છે કે બુરૂં છે? મોટામોટા ઓધ્ધેદારો, જાગીરદારો ને પૈસાદારો તેના એક સખુનપર મરવા તૈયાર થયલા છે, તે બધાને હઠાવીને તે મને પરણે તે માહરે કબુલ કરાવવું જોઇએ કે તે મને ભુલી જાએ ને વધારે સારે ઠેકાણે પરણીને સુખી થાએ તે માહરે મંજુર રખાવું જોઇએ?"

"હું કંઇજ કહી શકતી નથી," તે ગંભીર વમાસણમાં પડેલી માતાએ પાછું કહ્યું. "એવે મોટે ઘેર આપરે પોસાવાનાં નથી, ને એનું પરીણામ સારૂં થવાનું નથી એ તો મને લાગેછ, પણ તેમ એવા બનાવો દુન્યામાં નથીજ બનતા એમ બી કંઈ નથી."

"એમ છતાં મને બીહીક લાગેચ, માએજી, કે લોક તો એમજ કેહવાનું કે હું પૈસાપર લોભઇ ગીયો; અને લોક માહરે વરે બુરૂં ધારે તેની બી મને એટલી પરવાહ નથી—જેટલી કે રખે પરણીને પાછલી જીંદગીમાં પરીન પોતે માહરે સારૂ કાંઈ એવું બુરૂંજ અનુમાન કરે કે ધારે! એ ખ્યાલથી હું વધતો નાહીંમત થાઉંચ.

"એ બધું અલબત ઘણું વિચાર કરવાજોગ છે," તે દાનાવ માતા તરત એકમત થઈ. "અવલ તો માહરી તદન ખાત્રી છે, જાલ દીકરા, કે પરીનની તુમાખી માએ કે તેનો માલેતુજાર કાકો એ લગનને કદી બી પોતાની બાહલી આપવાનાં નથી. તે લોક પૈસાપર મરવાવાલાં છે, ને પરીન જો તે લોકની મરજી ઉપરવારી થઇને પનશે તો સોએ સો ટકા માહરી ખાત્રી છે કે નાદરકાકો તેને પોતાના પૈસાટકા ને વારસાહીસ્સાથી એકદમ ઓવારનિવાર ને આતલબાતલ કરી મુકશે!"

"તમારી દીકરી મને બી તદનજ ખરી લાગેછ, માએજી," જાલે કહ્યું, "ને તેથી માહરે એ વાતથી હવે ત્યારે હાથ ઉઠાવવોજ જોઇશે. એ છોકરી બિચારી માહરે ખાતર દુઃખી થાએ ને મુફલસીમાં આવી પડે તે બનવું જોઇએજ નહીં. એ ગરીબીમાં અવત્યાં મારવા જાણે સરજાઇજ નથી. એટલાવાસ્તે હું તો ધારૂંછ કે માહરૂં એ ઘેલાપણું વિસરી જવા માહરે અત્રેથી કેઠે દુર દેસાવર જતો રેહવું જોઇએ."

"હં?" અને તે માતા ગભરાઇને ચમકી ઉઠી.

"હા; તે વતરોગ બીજો ઉપાયજ નથી," જાલે સમજાવ્યું. "મુંબાઇ કે પુનામાં હવે માહરાથી ટકાવાનું કે વસાવાનું નથી. માહરે કેથે લાંબેજ ફરી આવવું જોઇશે. માહરો ધંધો એવી કીસમનો છે કે હું જાંહાં બી જવશ તાંહાં બે પૈસા પેદા તો કરીજ શકશ."

તે માતા આ વિચાર સાંમે ઘણી હમનથમન થઇ. તે એકનોએક દીકરો—એકજ શુરો સપુત કે જેની બાંહેધરીમાં પનાહ સોહોધતી તે વિધવા મા દીલાસો માની આજ તક ઇજજતમાં ને સુખમાં રહી હતી તેને તે કેમ જવા દે? તે તેના વના એકલી ઝુરીને મરીજ ન જાએ? પણ જાલે તેને ધીરજથી ને લંબાણથી સમજાવ્યું, ને અત્રે આએજ તરફ કેથે રેહવાથી તે બિમાર થઈ જાય ને તબ્યતથી બી ખરાબ થાએ તે વધારે ખરાબ હતું એમ તેણે તેની પાસે મનાવ્યું ને કબુલ કરાવ્યું. તે કેથે એવે દુરદરાઝ જવો ઘટે કે જ્યાં પરીન જોડે મળવાનો કશોજ ભય ન રહે, ને તોજ તે પોતાનો એ બળવાન પ્યાર જીતી ને ભુલી જઈ શકે. વળી તેણે હીંમત આપી કે એકાદ વરસ ગબડી જતાં કાંઇજ વાર લાગવાની નથી, ને ફકત એકજ વરસ તે એમ બાહર બહરવાસ ફરી આવી પાછો ફરશે તેથી કદાચ પરીનના પ્યારની ઓસ્તવારીની બી પુરેપુરી પરીક્ષા થઈ શકશે. જો એ એક વરસના જાલેમ જુદાઇભરયા અરસા દરમ્યાન તે મોટે ઘેરની ને ઉંચ ખાંચરેની બધી ઑફરો નામંજુરજ કરે, ને તે પાછો આવે ત્યાં તક તે એજ પોતાના પેહલા પ્યારને સાચી ને સાબુત રહે તો પછી તેને વરવામાં વાંધો કેહવાય કે નહીં તે નવી રવેસે વિચાર કરવાને બી તેમને બની આવે.

એમ છતાં તે માતા એ બધી તકરારો સાંભળીને માહા મુશ્કેલીએ મનાઇ ને એકમત થઇ. એક વરસ! એક વરસ કોણે જોયું? એક વરસ કેહવું ને બોલવું સેહેલ છે, પણ પોતાના જીવ જીવનગારાથી અલગ એક

વરસ ગુજારવું કેવું માહાલ છે! તે જીવતો પાછો ફરે કે નહીં, તે આવે તેટલાં તે પોતે જીવતી હોય કે નહીં એ બધી દોરાના તાંત જેવી બારીક વિપતોનો તેણે ખ્યાલ ને હીસાબ કરવો રેહતો હતો, પણ જાલ એટલો દ્રઢ હતો કે અંતે તેને રજા આપવા ને એકમત થવા વના તે દુખી માતાનો બીજો કોઇ જાંણે ચારોજ ન રહયો.



## પ્રકરણ ૩૪ મું.

તેણે પીનાંગ જવાનું નક્કી કરયું. તેનો એક કૉલેજ ફ્રેન્ડ એજ ધંધામાં પીનાંગમાં પગભર ને વગદાર હતો. મુંબાઇ ને પુનાની કમાઇનાં સુકામણાં ને માખમારપણાં માટે તે હંમેશ જાલને મશ્કરી કરી લખતો, ને તેને બી ત્યાંજ ધંધો કરવા આવવા તેડ બોલાવ કરયા કરતો, માટે આ નહીં વકી રાખેલાં ને એકદમ બરપા થયલાં સંકડામણમાં તે તેડ બોલાવનો લાભ લેઇ એ દુર દેસાવર જતો રેહવા અથવા એક વરસ જઇ આવવા દુરઅંદેશ જાલે દલેરીથી કસ્દ કર્યો.

તેણે એકદમ જવું હતું. તે માદીકરો એકમત થયાં કે જવા આગમચ રૂબરૂ મીલાકાતમાં તેણે પરીનને એક બી વાર મલવું નહીંજ જોઇએ, કેમજે એમ મલતાં તો એ સઘળા નેક ઠરાવોની ઓસ્તવારી ટકી શકવાની ન હતી, ને ખરાબી હતી તે કરતાં જયાદા વધવી સંભવતી હતી. એટલામાટે પોતાના જીવપર છુરીનો કાપ મેલીને બી તે શુદ્ધ જવાન અને લાયક પ્યારાએ એકદમ અત્રેથી ઉઠાંગરી કરી જતોજ રેહવાનો હીંમતવાન ઠરાવ કરી નાંખ્યો, કે જયારે પેલા હાથપર નિર્દોશ પરીનને પોતાને તો એ બધી મોહકાનનો એક દુરનો હજી સ્વપનો બી નહીં હતો. તે તો એજ ગણત્રીઓ ને એજ ઉમેદોમાં જાલનીજ દુન્યામાં જીવવા સારૂ હજી બી સુખી હતી! તે તો ઉલટી દોરાબ ને દારબની અત્રેની ઉઠાંગરી માટે કયાર કયારમાં પડી હતી. તેઓ બંને કયારે વંજો માપે ને પાવડો ઉંચકે તેજ જોવા ને સાંભળવા તે ટાંપતી હતી, કેમજે તેઓને પોતાને વતન ધંધેધાપે પાછું ફરવાનું હતું—હવે તેઓ અહીં પુરતું ને ઘણું થોબી ચુકયા હતા—માટે બની શકે તો પરીનના હાથની ઉમીદવારી ને હરીફાઇમાં હવે તેઓ બંને વધારે રસાકસીભરયા, ઉલટમંદ અને ઉતાવલા થયા હતા.

હવે, તેથી, પરીને તો મોંઢે ચઢી દોરાબને એક દિવસ, પ્રસંગ થતાં, રોકડું પરખાવી બી પણ દીધું.

"તું કાંહાં તક મને એમ ઉમીદમાં નચાવ્યા કરશે, પરીન?" એક વખત તેણે ઘણી ઉદાસીથી તેને કાને લાગી પુછ્યું.

"મેં કાહારે તમને નાચ્યા કરવા કહ્યું, મી० દોરાબ?" પરીને હસીને કહ્યું; "તમે નાચ્યા કરોછ એજ તમારી ઘણી મોટી ને ગંભીર ભુલ છે."

"હું તુંને લીધા વગર માહરે ઘેરે બારે પાછો જઈ શકતોજ નથી," તે જવાંને મીનતજારીના આગ્રહથી કહયું.

"ત્યારે તમોને સદા અહીંજ વાટ જોતા ખોટી થઈ રેહવું પરશે, કેમજે એ તમારી ઉમેદ કોઈ દાહરે બી પાર પરવાનીજ નથી," પરીને તેમજ જવાબ કરયો.

"ત્યારે તું શું ધસીને મને ના અને નાજ કેહેછ?"

"ઘણી દીલગીરી સાથ," પરીને કહયું; "ઓ મી० દોરાબ, દયાને ખાતર મને માફ કરો. હું માંગી લેઉંચ કે એ માહરી નાથી બુરૂં માનતા ના. એમાં માહરો ઉપાએજ નથી. જાંહાં માહરૂં દીલ નહીં તાંહાં માહરી મરજી ઉપરાંત પરણીને હું કદી બી સુખી થવાની નથી, ને મને જોર જુલમથી પરણીને સદાની દુખી કરવામાં તમારા જેવા સદગ્રહસ્થે વિચાર કરવો જોઇએ કે કશી બી દયા કે ઇનસાફ નથી."—અને આવી જોરાવર ને માયાકુલ સમજાવતનું વાસ્તવિકપણું નહીં સ્વિકારી શકવા જેટલી હદ સુધીનો હીચકારો દોરાબ થઈ શકયો નહીં.

એમ બે ત્રણ દિવસ ગબડી ગયા, ને પરીન જાલની અજબ જેવી ચુપકી ને ગેરહાજરીથી હવે તાજુબ થવા ને ગભરાવા લાગી. તે કેમ આવતો કે મલતો ન હતો? ઓ ખુદા, તે બિમાર તો નહીં હોય? એ બિમારીના ખ્યાલના ગજબથીજ જાંણે તે પોતે બિમાર થઈ ગઇ, ને તેની છાતીના ધપકારા વટીક બંધ પડી ગયા! તે કેમ એટલો અલગ ને ખામોશ રેહતો હતો?

તે પક્ષીઓને ચારો નાંખતી હતી. એ તેનું રોજનું કામ હતું. નાદરકાકાને પક્ષીઓ પાળવાનો જબરો શોખ હતો, ને તેવણને તે પંખેરાંઓનો પ્યાર હતો માટે પરીનનું તેમની સંભાળ લેવાનું એક ઘણું

માનીતું ને પ્યારૂં કારજ હતું. તે, તેથી, હાલમાં તેમને દાણા નાંખતી હતી. તે એક ઘણોજ દીલપઝીર સંગ્રહ હતો, કે જે બાગનાં હેઠાંણુમાં એક મોટાં પાંજરાંમાં નાદરકાકાએ જમાવ કરેલો હતો, ને તેઓની જતન રાખવાનું કામ પરીન ઘણાં હેત ને ઘણી કાલજીથી સદા પોતાને હાથે જાતે કરતી રહી હતી.

તે એ મુજબ હાલમાં બી એ ચોક્કસ સહવારે પક્ષીઓને દાણા ખવાડતી જાલની અજબ જેવી ચુપકી ને અલગપણાં માટે મનથી જાબજા તાજુબ થતી ઉભી હતી તેવામાં ટપાલ આવ્યો, ને માલી તેને નામનાં તરતનાં આવેલાં કાગળપત્રોનો એક ન્હાનો ઢગલો તેના હાથમાં મુકી ગયો, જે બેદાદ કીસમે તુરત વેલા તો તેણે પીંજરાંનાં ટૉપ પર મેલી છાંડયો. તે પછી છેક તે પક્ષીઓની પરોણાગતથી પરવારીને તેણે તે કાગળો લીધાં. તેમાં ઘણાંખરાં તેડાંઆણાં, પૈસાની મદદની અરજનાં વિગેરે સાધારણ કામકાજનાં કાગળો હતાં, મગર એક ન્હાનાં શોભીતાં કવરે ધ્યાન ખેંચ્યું, જે, તેથી, તેણે ખોલ્યું, ને સહીપર નજર પડતાં "જાલ" એમ સહી જોઈ તે એકદમ ચમકી! તે પછી તે તાબરતોબ બાગનાં એક ખુણામાં ગઇ, ને ઘણી તાજુબ થતી તે કાગળ વાંચવા પડી, કે જે વાંચતાં તેનાં બદનમાંનાં લોહીનું ટીપેટીપું ઉડી ગયું, ને તે જોતાં જોતાંમાં બેફાંમ અને બેહોસ જેવી બની ગઇ! તે કાગળમાં શું હતું?



## પ્રકરણ ૩૫ મું.

તે કાગળ નિચે મુજબ હતો:

**"મેહરબાન મીસ મોદી—**

માહરે અચબુચ ને ઉચાઉચ પીનાંગ જવું થાએ છે, ને તમો બેહેનજીને મલ્યા વગરજ માહરે ઉપડી જવા ફરજ થઇ પડી છે તેથી હું ઘણો ખેદ પામું છું. તમે માહરાં ઘણાંજ મેહરબાંન ફ્રેન્ડ પુરવાર થયાં છો, ને તમો જોડેના ટુંક એખલાસ દરમ્યાન તમો બેહનજીએ મને જે તમારી દોસ્તી અને ચાહાનું માન આપયું છે તે માટે હું તમારો દીલોજાનથી ઉપકાર માનું છુ. હવે પછી કદાચ આએ જીંદગીમાં આપણે પાછાં મલ્યે કે નહીં બી મલ્યે, પણ માહરા નેકમાંનેક દુઆ તમારાં ભલાંમાં છે તે સત જાંણજો, અને તમારી જનાબમાં કબુલ રાખજોજી.

**જાલ."**

પરીનનાં બદનમાં એ કાગળ વાંચતાં લોહી ફરતું જાણે થંભ થઇ ગયું ! તેને માંથેનું આસમાન તુટી પડતે કે પગ તળેની જમીન ફાટી જતે તેથી બી તે એટલી હેરત પામતે કે કમકમતે નહીં એવો એક એ નાકદર કાગળ વાંચતાં તે મનોહર મધુરીને ખેદયુકત આચંબાનો જબરો આંચકો આવી ગયો ! એ એકાએક શું થયું ? જાલ એકાએક તેને એમ તરછોડીને કાંએ જતો રહયો ? ગયો તો ગયો, પણ જરા મલ્યો બી નહીં ? મલ્યો નહીં તો નહીં, પણ ફરી મળવાની એક દુરની ઉમીદ બી આપી શકયો નહીં ? શો ગજબ ! તે થથરીજ ગઈ.

તે ચાતુરીએ એક તડાકે જોયું કે એ કાગળનાં ઉંડાણમાં કાંઇ બી ભયંકાર ભેદ હોવોજ જોઇએ. તે જાલને ચાહતાં શીખી હતી—જાનોનિસાર રીદ ગીરીની અચુક ફીસમે તે બાળા તે સૌથી લાયક જવાંનપર બલવ-તરીથી રીદા થઈ હતી, અને વળતા જવાબમાં તે નાજનીનને તેજ રવેસે ને તેવીજ બુલંદ પરસ્તારીથી તે પોતે ચાહતો હતો એ જોવાનું કેવળ સેહેલ હોવાથી તે પ્રિયતમ તે વાતમાં દરેક વિશ્વાસ મેલી શકી હતી; અને ત્યારે આ એકાએક ધરતીકંપ શો થઇ ગયો કે જેણે તેમના કાપીને કકડા કર્યા, ને તેઓને સદાનાં એકમેકથી અલગ અને જોતાં જોતાંમાં જુદાંજ કરી નાખ્યાં ?

તે કશું સમજી શકી નહીં. તેનું માંથુ તે ચકભમ કરી મેલનારા ખ્યાલોથી એકદમ ધમધમી આવ્યું, ને આંગમાં બોખાર ભભરી નિકળી. તે સરબસર બિમાર થઈ ગઈ. તેણીએ યાદ કર્યું કે તે બંને પ્યારાંઓ વચનની આપલેથી કદી વરી ન ચુકયાં હોય તોબી મનથી તેઓ એક-બીજાંનાંજ થઈ ચુકયાં હતાં, અને ત્યારે આ સ્વપ્ને ન વકી રાખેલો વિયોગ તેણીનેજ માત્ર નહીં પણ તે બંનેને ઘેલાં કરી મેલવા બસ હતો; અને તોપણ હવે ઉપાય શો હતો ?

લકવાની બિમારીથી હોય તેમ તેણીના અવયવો તમામ સુન મારી ગયા હતા, અને તેણીએ પક્ષીઓને ચારો નાખવાનાં પોતાનાં દયાનાં કારજથી પરવાર પામ્યા કેડે તે બાગનાં એક એકલાં એકાંતમાં જે બાંક પર બેસી એ નાકદર કાગળ વાંચ્યો હતો ત્યાં તે હોસફરાંમોશ જેવી કલાકો સુધી દર્દમંદ દીલે બેસી રહી, કે જે બેહોસીમાંથી તેણીની આયાએ આવીને આયંદે તેને બેદાર કરી ન હોત તો કદાચ તે સુનકાર પેદા કરનારી લાગણીઓનાં પરીણામમાં તે ત્યાંજ મરી રેહત એમ

કહેવામાં પણ એકે સહરાગત નથી. તે આયા કાંઇક કામનો પ્રસંગ થતાં તેને ત્યાં સોહોધતી આવી, અને ત્યાં આવ્યા કેડે તે પરીસુરત સુંદરીનો એ લેવાયલો લુટાયલો ને ખવાયલો ભખાયલો બેબાખરો હાલ જોઈ એકદમ ડર ખાઇ ગઇ! "ઓ બાઇ, તમોને શું છે? તમો શું સારી પેઠે નથી?" તેણીએ, તેથી, ગભરાઇને પુછયું.

"મને કંઇ નથી—હું સારી પેઠે છેઉં, આયા; ગરબર ના કર," પરીને જેમ તેમ જેહમતથી બોલતાં માંગી લેવાની ઢપે કહયું; "મને માહરા ઓરડામાં લઇ જા—મને જરા સુઇ જવા દે. હું તરત પાછી હુસ્યાર થવશ. માહરો જરા જીવ ફરી આયોછ.—" અને પેલું કરપીણ કાગળ કે જે આ સઘળી અવદશાનું અવળ મુલ હતું તે છાતીમાં છુપાવી તે આયાના ટેકાથી તે બાળા જયારે પોતાના ઓરડામાં ગઈ ત્યારે પેલો બાકીનો ટપાલ ત્યાંજ બેદાદ ફીસમે વેર વીખર હાલતમાં સબડતો પડયો રહયો!

તેણીએ, એમ છતાં, પછીથી જલદીજ પાછું મન મોટું કરવાની કોશેશ કરી. 'એટલું બધું શું થઇ ગયું?' તે મનથી તકરાર કરવા મ્હાતી; 'આજ વેર જાલજ હતો? જાલ નહીં હતો ને તેને હું નહીં પીછાંણતી હતી ત્યારે બી હું જીવતી હતી કે નહીં?'—પણ એ સઘળું વ્યર્થ હતું! જાલનાં જતો રેહવાથી તેણીની જીંદગીનું તેજજ જાંણે સમી ગયું હતું! આખી દુન્યા તેને ઉજ્જડ જેવી હવે દેખાતી હતી. કોઇ વાતમા તેને મજાહ મલે કે તે ગમત મેલવી શકે એ સંભવીત દેખાયું નહીં; તેનાં દરેક સુખનો ઝરોજ જાંણે તમામેતમામ સુકાઈ ગયો!

પણ જીંદગીમાં એ ફીસમે અવારનવાર દુખ ને નાઉમેદીઓ આવેજ નહીં તો આદમી સુખની કદરજ કેમ કરી શકે? એટલામાટે ગમે એવાં પ્રૌઢ ને પાહાડ જેવાં દુખની દવા ને મલમ પતો તે દાનેશમંદ ને દુરઅંદેશ દાવરે વખતને સ્વાધીન આપેલાં છે, માટે તે જાલીમ દુખની અસહય અસર વખત જતાં હલકી થતી ગઈ, અને પરીન ઉઠીને પાછી ટટાર ઉભી થઈ. તે હવે જાંણે પોતે જીવથી મરી ગઇ હતી, પણ તે મરણ તે પોતાની છાતીમાં છુપાવા શકતી હતી, જેથી પરીણામમાં થયું એમ કે તેની ભાત્તરની તે ઉદાસી અથવા તેના સબબનો ભરમ આસપાસનાંઓ કોઇ એકદમ જોઇ કે જાંણી શકયાં નહીં.

તે એ પછી નિયમીત પોતાની ફરજો પાછી બજાવતી થઇ, અને સરેસ્તાનાં કામકાજો પર રાખેતાનું ધ્યાંન આપવા લાગી, પણ તેના ચ્હેરાનું તેજસ્વિ નુર જાંણે તમામ ઉડી ગયું હતું, ને તે ચેહરો દેખીતો કરમાયલો ને કાહેલી દેખાતો હતો. તે મેલાવડાઓમાં જતી અને પારટીઓમાં પણ ફરજયાત સામીલ થતી, પણ હવે તે મધળું મન વગરનું ને જીવ વનાનુંજ હતું. હવે તો તે પોતાને ખાતર નહીં પણ ફકત દુન્યાને દેખાડવાને અને પોતાનાં વડીલોને રાજી કરવા ખાતરજ જતી હતી. તેનો છુપો ગમ તેના એક હકતાલા સિવાય ઓર કોઇને જરા એ રોશન ન હતો. તે દારબ કે દોરાબનો કંટાલો હવે ફીકકું હસતાં બેધ્યાંન ધ્યાંને સાંભળ્યા કરતી, પણ જાલ હતો તે વારે તે જે ઉલટ અને સંભાલથી ડ્રેસ કરતી, અને એવા મેલાવડાઓના રંગરાગમાં જે કાંઈ અજબજ કીસમની નુરાંણી તેને નજરે આવતી હતી તે હવે સઘળું તમામ ગુમ થઇ ગયું હતું, અને સઘળે સુનકાર અને અંધકાર માત્ર હવે તેને વ્યાપી રહેલા નજરે આવતો હતો!



## પ્રકરણ ૩૬ મું.

એમ મહીનાઓ ગબડી ગયા, કે જે દરમ્યાંન જાલનાં જવાથી જે બે આસામીઓ અતી ઘણા મઘન થયા તે દારબ ને દોરાબ હતા. તેઓની પરીન માટેની પ્યારી હરીફાઇમાંથી આ તો તેમને મનથી "એક પાપ" પત્યું હતું, જે તેમને માટે અતી ઘણું આવકારદાયક થઈ પડયું. હજી એ તેઓ જાલની ઉમીદવારી માત્ર બચ્ચાંનાં ચેડાંજ માની લેતા હતા, ને તે અત્રે રહયો હોતે તોપણ ફાવતે એ તો તેમને સ્વપ્નવત અને કેવળ હસી કાઢવા જોગજ સમજાયું હતું; પણ તે પોર્યો વચ્ચે હતો એ એક નડતલ હતી, અને તેથી તે એમ આપસેઆપ ને આસાનીથી તેમના રસ્તામાંથી ખરતો, અલગ અને દુર થઇ ગયો એજ તેમને સારૂ અતી ઘણા સખ્યારા ને સંતોષની વાત થઈ પડી.

અલબત, તે શું કરવા ગયો તે કોઇએ જાણ્યું નહીં. તે આખાં મોટાં મિત્રમંડળમાં એ માટે પુસ્કળ ચકચાર ચાલી રહી, અને લોક ખરાં દીલથી અજબ થયું, કેમજે તે જવાનનું જવાનું ઉચાઉચ ને ઉતાવલ્યુંજ માત્ર નહીં પણ જાણે દેખીતી રીતે એક ઉખ્યાણાં જેવું

ભેદી થઈ પડયું; પણ તેની માતા તરફથી બી કોઇ એ વાતનો પાધરો ખુલાસો મેળવી શકયું નહીં. ઘણાંમાંઘણું તેઓ એટલુંજ જાંણી શકયાં કે જરૂરી કામનો કાંઇ તાર મળવાથી તેને એમ એકાએક અત્રેથી ઉઠાંગરી કરી કોઇને બી મળ્યા ભેટયા વના એકદમ જતો રેહવું પડયું હતું!

પણ પરીન તે વાત માનતી ન હતી. જો તે એવાં કોઇ જરૂરી કામેજ જાય તો તેને મળ્યા વના જાયજ નહીં એ તેણીની તમામેતમામ ખાત્રી થતી હતી, માટે તેનાં એમ જતો રહેવાનાં બાતેનમાં કાંઇ બીજાું ને વધારે સંગીન તેમજ વધારે ગંભીર કારણ હોવુંજ જોઇએ એમ તે વિશ્વાસથી માનતી હતી—અફસોસ એટલોજ હતો કે શું તે તેને પોતાને પણ સમજાતું ન હતું.

બીજા હાથ પર પોતાની ગમખ્વારી અને દીલનો છુપો ગમ સફાઇથી છુપાવાની પ્યારી પરીનની દરેક પેરવી છતાં તેનાં વડીલો હવે પુરતો ડર ખાઇ ગયાં હતાં. તેણીનો રોજ બરોજ ફીકકો પડતો જતો મનમોહન મુખડો અને દરેક વાતમાં મંદ થઈ ગયલી ઉલટ તેણીની એ બેદીલીનાં દુખનાં ચુગલીખોર ગવાહ હતાં, અને જોકે એ બીમારીના બાએસથી તેઓ હજી એ પોતે તમામ અજાંણ હતાં તોબી એમ ને એમ મામલો ચાલે તો પરીનને તેઓ ખોહી બેસશે એમ બી તે માયાળુ માવતર અને હેતવંતા કાકાને હવે ખાત્રીપુર્વક લાગવા માંડયું. તેઓએ, તેથી, ડાકટરોનું મત કરયું, અને ત્યારે તેઓએ કોઇ બી દેખીતાં દુખ દરદની ગેરહાજરીમાં કશી બી દવાની જરૂર ન જોતાં તેણીને "ચેન્જ" પર લઈ જવા ભલાંમણ કરી; પણ પરીને માન્યું નહીં. "મને કંઇ છેજ નહીં ત્યારે એમ ધકેલા પછાડામાં પરવાની જરૂર શું છે, મમા?" તે વાંધો કરતી હતી, અને એમ દિવસો પર દિવસો ને મહીનાઓ પર મહીના ગબડતા ચાલ્યા.

એ દરમ્યાંન દારાબને તો તેની નોકરીના સંબંધમાં એક જરૂરી તાર મળવાથી રાહ માપવીજ પડી, અને દોરાબ ત્યારે પરીન માટેના પ્યારની ઉમીદવારીનાં મેદાનમાં હવે તદન એકલો પડયો. દારબ બાપડો થાકી થાકીને ગયો તેથી તેને (દોરાબને) બહુજ ગમત પડી. પરીનને પોતાની કરવાની તેની એ ઉમીદવારી અસલવારેની, તદન ખરાં દીલની

અને ખંતીલી હતી, પણ તેણે પોતાનું કશું બી વલે એવું જોયુંજ નહીં ત્યારે અત્રે ઉમીદમાં સબડયા કરવા ને ગાંઠનો ખીચડો ખાયા કરવામાં તેણે શાનપત કશી ન જોઇ, જેથી તે તો જાંણે કાંઈ બી નાઉમેદ થવાજોગું ખાસકરીને તેને મલ્યુંજ ના હોય તેમ સાથ સર્વને મલી ભેટીને હસ્તો બોલતો પાવડો ઉઠાવી ગુપચુપ ચાલતોજ થયો.

તે પછી—તેનાં એમ જવા પછી દોરાબે એકલો પડવાથી ફત્તેહ એક હાથ કરી લેવાજોગું તાતે ધાએજ કામ લેવા માંડયું. તે હવે હીંમતથી પરીનના કાકા નાદીરને મલ્યો, ને પોતાની લાંબા વખતની માનીતી ઉમીદવારીની સઘળી કેફ્યત તેને તેણે કહી. તેણે પરીનનાં નામપર એક પાદશાહી અનામત કરી આપવાનું પ્રૉમીસ કરયું, ને નાદરકાકો જે પોતાનાં ખાન્દાંનની નામ પર સદાનો મરવાવાલો હતો તેને વળી સધ્યારો બી આપ્યો કે તે પોતાનું બાપીકું નામ ને અટક બદલી નાદરકાકાનુંજ નામ ને અટક ધારણ કરવા ધારતો હતો!—એક એકરાર કે જે નાદરકાકાને અત્યંત ગમ્યો, ને તેનું જીગર જેથી તમામ બાગબાગ થઈ ગયું.

તેણે તો, તે ઉપરથી, પોતાને હસાબે ને જોખમે પરીન માટના એ તેના પ્યાર અને કારજનો એકદમ અને ચ્યોક સ્વિકાર કર્યો. પરીનની ભલાઇમાં તેણે ઘણો વિશ્વાસ હતો. તે ના કેહશે કે નાફરમાન થશે એવો તો એક બી ભય તે ડોસાને થયોજ નહીં. તેણે મનથી તેજ ઘડીએ તકરાર કરી ચુકાદો મેળવ્યો કે આવા એક કુલીન, ધનવાન, કેળવાયલા, વગદાર ને હાતમદીલ ઉમરાવ ખાવંદથી તે પરીન બીજો બેહતર કેવોક પામવાની હતી? દોરાબના પ્યારની વાત મહીનાઓથી એ ડોસાને ખબર હતી, મગર તે ઉપર તેનું આજના જેટલું ગંભીર ધ્યાન કદીજ ખેંચાયું ન હતું, અને તેનું ખાન્દાંની નામ બચાવી રાખવાની દોરાબે જે પુરતાજભરી માંગણી અચ્છી કુનેહથી રજુ કરી તે વાતે તો એ બુઢાને તેની પક્ષમાં એકદમ ને આખર તકનોજ જાંણે જીતી આપ્યો.

અને તોબી દોરાબ પોતાનાં મનથી શંકાશીલ હતો. તેને પરીન કબુલ રાખે એ વાતનો તેનાં જીગરમાં હજી કશો એ વિશ્વાસ ન હતો, કેમજે તેનાં દીલમાં તો પુરતી માહીતીનો દીવો બળતો હતો કે તે

સુંદરી તેને ચાહતી ન હતી. એટલામાટે નાદરકાકાએ તેની ઉમીદવારી એકે બોલે ખ્હાલ રાખવા છતાં તેણે પોતેજ એ કાકા તરફની સંપુર્ણ અખત્યારી સમેત એ સવાલ પરીનની આગળ રજુ કરવાને રજા માંગી લીધી.

"અરે એમાં રજા શાંની જો, યાર?" નાદરકાકાએ ભોલપણની મોજમાં હસીને કહ્યું. "એ માહરી શ્યાંણી દીકરી કંઇ તુંને ના કહે-વાની છે, બેટીબાપ?"

"તોબી સાહેબ એ સવાલમાં એ બાંનુની પોતાની મંજુર્યાત પરજ બધો આધાર રેહે તેથી આપ મુરબ્બી વાત કરો તે પેહલાં હુંજ તેવણુને મલીને હવે એક વાર પુરતી ગંભીરતા સાથે માહરૂં નસીબ પુછી લેવા ધારૂંચ."

"જેમ તાહરી મરજી, બાપા," નાદરકાકાએ નાખતી કરી-- "બાકી હું તો સો નહીં ને સવાસો ટકા એ ખુશબખ્તી હવે નક્કી થયલી ધારૂંચ,"—અને વળી ત્યાં તેણે પોતાની ભોંજાઇ નાજાંને ત્યાંજ તેડાવી એ સઘળી હકીકત કહી, અને કહેવાની કાંઈ જરૂર છે કે નાજાં પોતે પણ તેથી રાજી રાજી ને મઘન મઘન થઈ ગઇ!

અને પરીણામ શું થયું? પરીણામ એ થયું કે દોરાબ એ ઘરડાં ખોખાંઓ સાથ તેણે કરેલા કરાર ને સમજુત મુજબ પોતેજ સુંદર પરીનને મલે ને પુછે તે આગમચ તો એ કારજ હવે સહી સીલ સાખ સાથ તદન નક્કી થઇ જવાની વાત આખાં ગામમાં જાંણે આગની બુમ પેરે તે ને તેજ દાહાડે ચાલી રહી, અને પેહેલો ને વેહલો થવાની તલબમાં તણાઇ જવાની ઉલટ રાખનાર એક અગરગચ્ચા છાપાવાળાએ તે ખબર ઢબ દેઇને વળતીજ સહવારે પોતાનાં પત્રમાં છાપી બી મારી! આથી તે વાત ઘણેક ઠેકાણે વિશેષ જાંણીતી થઇ, ને પરીન પર મુબારકબાદીઓ પર મુબારકબાદીઓ એટલાં પ્રમાણમાં લખાઇ આવી કે તે બાપડી પેહલી હરોલમાં તો એ નવો સીતમ શો હતો તે નહીં સમજ પડી શકવાથી બધી ગભરાઈ ગભરાઈ ગઇ! પછીજ તેને ખુલાસો મળતાં તેણે તે પેપર વાંચ્યું, ને તે લખનારની હેમાકાત ને પત્રાજી માટે તે સુંદરીના ગુસ્સાથી ડોળા ચઢી ગયા. તે પોતાને લગતી વાત પોતે જે જાણુતી હતી નહીં તે એ રાઉસ પેપરવાળાએ ખરી વાત

તરીકે પોતાનાં વાંચનારાંઓનાં મન પર થસાવાની ગલીચ કોશેશ કરી હતી, જેથી તે હદ વનાની ગુસ્સે થઈ પોતાની માવતર પાસ તેનો ખુલાસો સોહોધતી ગઇ. તે વખતે ધનભુરાનાં ધનમાએજી બી આવેલાં હતાં, ને તેઓ બંને પરીનના ઇનકાર ને ગુસ્સાથી જાંણે થથરીજ ગયાં; પણ હવે ઉપાય શો હતો? "જો માહરી માએ કરૂં," ધનમાએજી તેણીને સમજાવતાં હતાં. "હવે તુંને નહીં બી ગમે તો બી ના નાજ કેહતી. હવે તો મુવું લોકોમાં ઘણુંજ નકારૂં લાગશે, ને આપરી બધાંની હદ વગરની હસી થશે."

"હું તમુને કે તમારાં લોકોને રાજી કરવા પણવાની નથી, ધનમાએજી," પરીને ગગડાત કરયો,—ને તેણીની ચતુર ચસ્મોમાંથી સરબસર વિજળીનાજ ચમકારા પ્રગટતા રહ્યા હતા: "હું માહરી મરજીનું પરણવાની છેઉં, ને કોઈ પર હેસાન કરવા માહરે માહરી જીંદગીની એ પાલ બાંધવીજ નથી!"—અને તે એક શેહનશાહબાંનુના તોર ને દમામથી બારણું અફાળી ઓરડાની બાહેર ચાલી ગઈ.



## પ્રકરણ ૩૭ મું.

એ રીતે એ બદબખ્તીની મોહકાંણનું મંડાણ થયું, અને પરીન તો જાંણે વા સાથ વઢી પડે એવી ગુસ્સાથી ઘેલીજ થઈ ગઇ. તેને તો હવે કોઇ જરા થઇને ટકવા કે જપવા દેતું ન હતું! જયાં જાય ત્યાં એજ વાત! જયાં જાય ત્યાં સારા દુવા ને મુબારકબાદી! અને એકાદ પળ તે નાજનીનને પોતાને બી લાગ્યું કે ખરેખર હવે ના કેહવાનું ને એ વાત ખોટી ઠરાવાનું ઘણું નખોજું ને નકકારૂંજ લાગવાનું!

પણ ત્યારે ઉપાય શો? તે હા કેહે અને દોરાબને કબુલ કરે? જાલ જેવા લાયક જવાન જોડે જીંદગી તક જોડાવાનો તેનો સુખનો સ્વપ્નો તો મહીનાઓની વાત પર વહી ગયો હતો, તો પછી કેઇ ઉમીદ પર તે હવે ના કેહવાનું બંડ મચાવે? બીજા હાથ પર—જોકે તે પોતે દોરાબને ચાહી શકતી ન હતી પણ તે એ માહાબુબને પુરાં દીલથી ચાહતો હતો તે તેણીએ જોવા ને યાદ કરવાનું હતું. તેણીનાં વડીલોની પોતાની પણ એજ મુરાદ ને આજુ હતી, ને તેનો બી, તેણીએ યાદ કરયું

કે, તેણીએ પોતે ખ્યાલ કરવો હતો. દોરાબ બી કાંઈ કાચો પોચો કે જેવો તેવો હતો નહીં. તે વગદાર ને નામદાર હતો; તે દ્રવ્યવાન ને કુળવાન હતો; તે ભણેલો ને ઉંચ પંકતી ધરાવનારો હતો, અને ત્યારે એવા એક વરને વરવામાં વાંધો શો હોવો જોઇએ?

વાંધો માત્ર તે મધુરીને પ્યારની ગેરહાજરીનો હતો! એ અને એકજ વાંધો વચમાં હતો. તે અસલમાં પ્યારમાં માનવાવાલી કે પ્યારને પીછાંણવાલી ન હતી, પણ જાલ જોડે પીછાંણ થયા કેડે તે બળવાન અસરની પવિત્રાઇની પરસ્તાર થઈ હતી, જેથી તાજુબી એ હતી કે દોરાબ પર હવે તેને દસ ઘણો વિશેષ અભાવ આવતો રહયો હતો. ત્યારે સવાલજ એ રહયો કે પોતાનાં દીલથી બેદીલ બની દોરાબને તેણીએ કબુલ રાખવામાં દાનાઇ હતી કે મુર્ખાઈ?

તે નિર્ણય કરી શકી નહીં. તે જેમ જાસ્તી વિચાર કરતી તેમ વિશેષ ગુંચવાતી, અને એ અનિશ્ચીતપણાં વચ્ચેની તેણીની ચુપકી સૌ કોઇ એકરાર તરીકે માની લેતું રહ્યું, એટલે એ કારજની વાત વધારે ને વધારે ભરોસાથી છચોક બોલાતી રહી.

"ઓ હું મરૂં રે, માહરી દીકરી," નાજાંએ વળી તેના પરથી ઓવરાતાં એક દિવસ કહ્યું; "તું કેવો સારો વર પામી!"

"માએજી, એ તમારી મોટી ભુલ છે. મને એ વર ગમતો નથી; હું એને કબુલ રાખતીજ નથી," પરીને ઘણાંજ દુખથી જખમાતાં આગ્રહ કરી કહ્યું.

"અરે ચુપરે માહરી માએ, એમ કોઇ હવે બોલે કે? હવે એમ બોલાય કે? લોકમાં હવે તો આપરૂં નાક બી નિકળી પરે!"—અને પરીનને અફસોસની એક હાએ સાથે ફરજ્યાત ચુપ થવુંજ પડયું!

"એ ઘણાં સુખની વાત છે, માહરા દીકરા," વળી નાદરકાકો એક પ્રસંગ થતાં કેહવા લાગ્યો; "આપણે એ વિષે જોઇતી ગંભીરાઇથી આપણા વચ્ચે હજી કશી વાત કરી નથી, પણ હું તુંને ખાત્રી આપુંચ, પરી, કે તાહરાં એ કારજના ખ્યાલથી માહરો જીવ બાગબાગ થઈ ગીયોચ."

તેણીએ દુખતી છાતીએ માહા દુખભર્યાં દેખાવ સમેત તેના ભણી જોયું. "માહરા કાકાજી, મેં એ કારજ કદી બી કબુલ કીધુંજ નથી; મને કોઇએ પુછયું નથી, ને મેં કદી હા કહ્યું નથી."

તે ડોસાએ ગુસ્સાથી ફગલાઇને તેના ચેહરા સમું ઉંચે જોયું.

"એટલે?" તેણે સવાલ કર્યો; "તુંને કોઇએ પુછ્યું નથી ને તેં હા કહ્યું નથી તેથી તું શું કેહવા માંગેચ? આખી સોસાયટીમાં જે વાતની હોહા થઈ ગેઈ તે તું નથી જાંણીતી ને નથી કબુલ રાખતી એમ કંઇ તું કેહવા માંગેચ? એમ કહીને તું શું માહરૂં નાક કપાવી નાંખવાનો વિચાર રાખેચ?"

પરીન થથરી ગઇ. તે નિચી નજરે ને દુખી અદાઓથી ચુપ ઉભી રહી.

"તાહરો વાંધો શું છે, છોકરી?" તે ડોસાએ જરા વારે પુછ્યું.

"હું એ જવાનને મુતલગ ચ્હાતી નથી, કાકાજી," પરીને કાકલુદી કરી.

"તે બધું વાહીયાત છે," તે કાકાએ ગગડાત કર્યો; "ઇંગ્રેજોની વાંદર નકલમાં પારસીઓએ ઘણું ખમ્યુંચ, ને એ વરી પ્યારનો પવન નવી ખરાબીનું એક સાંધણ થતું ચાલ્યુંચ. હું માહરી વીટી વાતથી જાંણુંચ કેની? એમાં આયંદે પસ્તાવો અને પાયામાળી વતરોગ બીજું કાંઇ છેજ નહીં."

"અને તોબી, કાકાજી—"

"હું કંઇજ સાંભળવાનો નથી, પરીન," તે કાકાએ કહ્યું. "હવે એ વાતમાં એક તલતસુનો બી ફેરફાર થવાનો નથી, ને તુંને તાહરા વડીલોનું એ વાતમાં કેહેણ કરવુંજ પરશે."—અને, એમ કેહતાં, તે ડોસો ગુસ્સે થયલી અદાઓ સાથે ઘણા દમામ વચ્ચે તે છોકરીને ત્યાંજ એકલી છોડી તે ઓરડો મુકી ચાલતો થયો.

પરીન ધ્રુજવા પડી. તેનું ભવિશ જાંણે કાંટે તોલાતું હતું, અને નાઉમેદીનીજ સાઇડે પલ્લું હવે વધતું નમતું જતું હતું. તે ત્યારે શું કરે? તેણે હવે શું કરવું? શું હા કેહવી? શું જે થતું હતું તે ખામોશ થવા દેવું કે ના કેહવાનું હજી બી બંડ મચાવવું?

જો તે હા કેહે તો પોતાની જીંદગીનું સુખ તે લુટાવતી હતી, કેમજે કશા બી પ્યારની ગેરહાજરીમાં, પ્યારનો પુરતો અભ્યાસ થવા પછી હવે, તે દોરાબ જોડે જીંદગીમાં કદી બી સુખી થનાર ન હતી એમ તે ભરોસાથી માની લેતી હતી; પણ જો તે ના કહે તો તે તેટલીજ

કંગાલ પુરવાર થનાર હતી, કેમકે તે ગુસ્સે થયલા કાકાનો બાપ જેવો હેતવંતો ને શીરછત્ર સાહયો તે સદાનો ખોહી બેસે એ તેટલુંજ દેખીતું હતું !—અને હયાં તેણીએ વળી પોતાની આગલી ગરીબાઇ ને વસાઇનાં એકાંત રેહઠાંણનું ખુદાઇ સુખ યાદ કરયું, કે જયાં આ જાતની ધામધુમી દુન્યાના કંટાલાથી અલગ અત્યાર સુધી કદાપી તે પુરતી સુખીજ રહી શકી હતે !! અફસોસ, હયાં આવીને હાલમાં તો તે ખરી ને ભારી ગુંચવણમાં ફસી પડી હતી. શું કરવું તેજ તેને સુઝતું ન હતું. એ કારજનો સ્વિકાર કરવાની તરફેણમાં અનેક કારણો રજુ થતાં હતાં, કે જયારે તેનો અનાદર કરવા માટે એક—કેલી મેલી એક—અને તે બી ફકત પ્યારની ગેરહાજરીનુંજ કારણ તે રજુ કરી શકતી, કે જે કારણને ડાહયા પાક્કાંઓ ને ઉંમરે પોંહોંચેલાંઓ "બેવકુફીભરેલું" ને "વાહીયાત" પુકારતાં હતાં, અને ત્યારે તે જાતનાં સંકડામણમાં તેણીએ કરવું શું ને કયે રસ્તે કામ લેવું ?

બીજા હાથ પર પેલા અગરગચ્ચા પેપરવાલાએ કુવામાં પડીને છાપી દીધેલી ખબરનો બીજા બી તેવાજ એક બે રાઉસ છાપાવાલાઓએ ઉતારો કરયો, અને ત્યારે પરીણામ એ થયું કે જાલ જે તે વખતે પીનાંગમાં હતો તેનાંજ ખુદ વાંચવામાં અચાનક તે વાત આવી. તે વાંચીને, તેથી, તે ખિન્નખિન્ન દુખી થયો, ને પરીનના પ્યારની ઓસ્તવારીની એ શરમભરેલી તકલીદી જોતાં જાંણે તેને આખી દુન્યા પર એકદમ અભાવ આવ્યો. તે શું જાંણે બાપડી પરીનનાં પોતાનાં મનની મુંજવણની વાત? તેને તો એમજ દેખાયું ને સમજાયું કે થોડાજ મહીનામાં પરીને પોતાના પ્યાર પર પાંણી ફેરવ્યું, ને તેની ગેરહાજરીનો લાભ લેઇ મુંગે મોંહે ને દીલની ખુશી સાથે એ ધનાઢય ધણીને પોતાનો કરવા તે કબુલ થઈ હતી !

એટલામાટે હવે તેને પીનાંગમાં વિશેષ પડી રેહવા ને ઘરબારથી એમ અલગ સબડયા કરવાને એકે સબબ નજરે આવ્યો નહીં, જેથી તાબરતોબ તે જેમ અત્રેથી ઉચાઉચ ગયો હતો તેમજ ઓચીંતો ને અચબુચ ઘેર પાછો ફરયો. તેણે પોતાની માવતરને વટીક પાછો ફરવાની પોતાની મકસદની વધાઇ આગમચથી લખી ન હતી. તે જાંણે દુન્યાથી ધરાઈ ભરાઇ ગયો હતો ! પરીનનું પારખું જોવાની મકસદથી તો ચાહી ચીતીને તે મુંબાઇથી જતો રહયો હતો, અને ઘણુંકરીને એવાંજ કોઈ પરીણામની તેણે વકી અને આરજુ વટીક કરી હતી, પણ તે છતાં

જ્યારે તેણે આ ગજબના વર્તમાન છાપાદ્વારે વાંચ્યા ત્યારે નાઉમેદીથી તેનું હૃદય છેક અતંરનાં ઉંડાણ સુધી તમામ છેદાઈ ભેદાઈ ગયું.

છેલ્લે, તેની માતા તેને એમ અચણુચો પાછો ફરેલો ને પોતાની સમક્ષ આવી ઉભેલો જોઇ જેટલી ગભરાઇ ગઇ તેટલીજ હરખાઇ ગઇ. તેણીને ઘણીજ ધીરજ બી પણ મળી. પોતાનો આવો એક સપુત-આંખની એકજ તાઢક-તે તેને એ કીસમે એકલી મેલીને ચાલી ગયો હતો જે તેને જરા થઇને ગમ્યું ન હતું; તેના ગયા કેડે જાંણે લોકોએ બી તેને વધતી ઓછી વીસારીને છોડી આપી હતી, માટે એવા ઘેરશોભત સપુતને એમ આયંદા સહીસલામત ને હસ્તો રમતો ઘેરેબારે પાછો આવેલો જોઇ તે માતાને પાર વનાનું સુખ ને હદ વનાનો સંતોશ થયો.

પછી તે મા દીકરાં જ્યારે પોતપોતાને લગતી વાતચીતથી ધરાયાં ભરાયાં ત્યારે તેઓએ પરીનની વાત કાઢી. જાલેજ તે વાત છેડી. "જોવો, માએજી, કેવો હું એ પોરીના પ્યારમાં ઠગાયો," તેણે ઘણાં દુખથી કહયું; "સારૂંજ થયું કેની એની તપાસ લેવા એમ હું વરસ છ મહીના બાહેર બહરવાસ ફરી આવ્યો તે?"

"હું તો હજી બી એ વાત માનતી નથી," તે માતાએ ઠંડે કલેજે કહયું.

"મમા, તમે તો ત્યારે ઘેલાં કાહારોચ? તમે પેપરોમાં એ કારજ નક્કી થવાની વાત વાંચીતી કેની?"

"વાંચીતી તો ખરી, પણ પેપરમાં આવે તે બધું પક્કે પાયેનું ને ભરૂસો મેલવા જોગજ હોવું જોઇએ એમ હું માનતી નથી," તે દુરઅંદેશ માતાએ કહયું.

"તમે મને અજબ કરોચ, માએજી," તે જવાંને કહયું; "ત્યારે એ વાતમાં સચ્ચાઇ છે કે પોલાંણ તે આપણે જાંણયેજ કેમ?"

"તુંને ગમે તો તું તેને મલવા જા," તે માતાએ હીંમતથી સલ્લાહ આપી. "વાત ખરી હોશે તો હવે કાંઇ તે ના કહી કે ના મુક્કર જઈ શકવાની છે? ને જો વાત ખોટીજ હોશે તો આપુને એ પોરીનાં દીલની સચ્ચાઇની તો ખબર પરશે?"

જાલ કુદકો મારી ઉઠયો ને ઉભો થયો.

"ઘણોજ નેક વિચાર એ છે, મમા," તેણે ખુશાલીથી કહ્યું;

"હવે માહરે હીંમતથી જવા ને તેને મલવામાં જોખમ કંઇજ નથી,"—અને તે એકદમ જવા તૈયાર થયો.

તેને જવાજ ગમતું હતું! તે પોતાનો આગલો પ્રબળ પ્યાર છાતીમાં કચડી નાંખવાનું શાંણપત બતાવતો અત્રેથી ચાલી ગયો હતો ખરો, પણ એ અમર લાગણીને તે કોઇ કીસમે અત્યાર તુલક મારી શકયો ન હતો, માટે પોતાના તે મોટા પ્યારને બલ્કે પ્યારની માનીતી મુરતને લાંબે વખતે લગોલગ ને રૂબરૂ પાછી જોવા તેની આંખ્યો જાંણે તરસતી હતી. એટલામાટે તે એકદમ ને ઉલટમંદ ગયો.

વળી નસીબે તેને તે વેળાએ યારી આપી. તે જ્યારે નાદરકાકાને બંગલે પુગ્યો ત્યારે બાહેર ખબર મેલવતાં તે જાંણીને એવડો ખુશી થયો કે નાદરકાકા ને નાજાંમાય બંને સાથે બાહેર ગયલાં હતાં, ને પરીન હાલમાં તે બંગલામાં એકલીજ હતી. આ તો એક ખરો સુભાગ્ય જોગ માત્ર થયો. નાદરકાકા ને નાજાંમાય કાંઈ ઘણું ઘેર મુકીને એમ સાથે બાહર બહરવાસ જવાવાલાં કે ફરવાવાલાં ન હતાં, પણ તેઓ આજે એકમત થઇને ધનમાયને બંગલે ગયાં હતાં, કે જ્યાં તે ડોસાંડગરાં એકઠાં મલી એ ધારેલાં શુભ લગ્નને લગતી વાતચીત, પરીન તરફના કશા બી ધડકધુજારાની ફકર વના, સુખથી ને આસાનીથી કરી શકે;—અને તે સબબથી હાલમાં નસીબસંજોગે પરીન બંગલામાં એકલીજ હતી. જાલે હવે, તેથી, અંદર તેને પોતાનાં નામનો કાર્ડ મોકલ્યો.

તેણીએ એ પરથી કાર્ડ લેઇને બેદાદ કીસમે વાંચ્યો, પણ પછી તે નામ વાંચતાં તેણીનાં દીલમાં એકદમ એક વિજળીક પ્રવાહનો પ્રવેશ પામેલો જણાયો, કેમકે તે ફીકકા ચહેરા પર એકદમ હદ વનાનો રતાસ ધસી આવ્યો. તે ઉલટમંદ અને ખુશાલ ઉઠીને તે ઉભી થઇ. એમ છતાં તરતજ તે લાગણીઓને તાબે કરી દેખીતાં શાંતપણે તેણે તે નોકરને વરદી કરી—"અંદર મોકલ."—અને જવાબમાં જાલ બીજીજ પળે અંદર આવ્યો.

તે અંદર આવ્યો, અને અદબથી નમ્યો.

પણ પરીનને એ નજીસ તાજીમતવાજા ગમ્યા નહીં. તે પ્રસારેલા હાથો સાથે, હેતવંતી, તેના તરફ ધસી ગઇ, ને જાલે ત્યારે ફરજયાત તે બંને પ્રેમાળ કોમળ કર પોતાના હાથમાં લેઇને કેદી કર્યા, અને ત્યારેજ તેણે જોયું કે બીજાં કોઇની બંધનની યાદ આપનારી એક વીટી તે

નાજુકાતભર્યાં આંગળાંઓ પર મોજુદ હતી નહીં. તે, તેથી, કાંઇક હીંમત ને સધ્યારો પાંમ્યો.

અને હવે તે પરીનના પ્યારનો પરસ્તાર એ સુખનાં પરસ્તાનમાં એકાદ પળ ગરક ગયો! તે બંને તે પેહલી એકાદ બે પળ એક સ્વર પણ ઓચરી શકયાં નહીં, ને જાલે પોતાનાં મનને તે ને તે ઘડીએ ફરી અને ફરી પુછ્યું કે આ અનુપમ સુંદરતાનો તે કદી બી માલીક થઇ શકનારજ ન હતો? ઓ ક્રુર સરજત!

તે (પરીન) તેના આ ઘેરીતાબારીતા સાદા ઠઠેરામાં સજજ થયલી એક આકાશી હુરી જેવીજ હુબહુ દીલકસ દેખાતી હતી. તે શું કોઇ ખરેખરી હુરી ને પરીજ હતી?



## પ્રકરણ ૩૮ મું.

"ઓ તમે કયારે આયા, જાલ?" અંતે પરીનેજ ચુપકીદી તોડી; "તમે કાંએ અચણુચ મને મલ્યા ભેટયા વગર જતા રહ્યા? તમે કાંહાં સધાવી આયા?"

"તે બધી વાત આપરે પછીથી ને ધીરજથી કરશું, પરીન," જાલે શોકાતુર અદાઓ સાથે માંગી લીધું; "હાલ તો તું મને એકજ સાચ્ચો જવાબ દે કે શું એ વાત ખરી છે?"

"કેઈ વાત?"

પરીન પોતાનાં આ હાલનાં પ્રૌઢ સુખમાં પેલાં ચરચાઇ રહેલાં કારજની વાત તો તદન ભુલીજ ગઇ હતી! તે હાલમાં તદન તેનાં લક્ષમાંથી નિકળી ગયલી હતી.

"કેઇ વાત? તુંને શું માહરે યાદ આપવી જોઇશે?" જાલે ગમખારીથી કહ્યું; "તાહરાં કારજની વાત: તેં શું પેલા દોરાબને તાહરા ભવિશના ભરથાર તરીકે કબુલ રાખ્યોચ?"

પરીન એ સાંભળતાં છેક કાન સુધી ગુસ્સાથી લાલ થઇ ગઇ, પણ બીજીજ પળે તે પાછી મીઠાસથી હસી.

"અને મને આવતાં સાથે પાધરો એજ સવાલ પુછવાનો તમને હક શું છે, મી૦ જાલ!" તેણીએ મજાકની મજાહથી સવાલ કરયો.

"હક તો નથીજ, મગર માહરે જાંણવું છે."

"વારૂં ત્યારે બેસો; માહરા હાથ છોડો ને બેસો કે આપરે ધીરજથી ખરી ખોટી નક્કી કરયે," તેણીએ સુચવ્યું.

"માહરે બેસવુંજ નથી," જાલે કહ્યું,—અને ફીકકું હસીને વધારયું, "માહરે આ કેદી હાથોને છુટાપણું બી પણ બક્ષવું નથી—જયાં તક કે મને તમારો ટુંકમાં હા યા નાનો જવાબ મળે!"

"ત્યારે પેહલાં મને એ સવાલ પુછવાનો તમારો સબબ સમજાવો," પરીને પાછો આગ્રહ કરયો.

"સબબ સમજાવાનો હજી બાકી છે?" જાલે કાકલુદીથી કહયું. "પરીન, હું પુરતો કંગાલ છેઉં ને તું મને નાહક વધતો દુખી ના કર. હું કબુલ કરૂંચ કે એક નહીં સમજી કે સમજાવી શકાય એવી ઉંડી ફીદાગીરીથી હું તુંને ચાહતાં શીખ્યોચ, ને તેથી માહરૂં મોહોત જીવત નક્કી કરવા માહરા પુછેલા સવાલનો માહરે એકદમ જવાબ મેલવવો અવલમાં સજાવાર છે. હું તુંને છોડી ગીયો ખરો, પણ તાહરા વગર જીવી શકયો નથી. દરયાનાં પાણીપર એક પાતરૂં બેતાકાત તણાયું જાય તેમ મેં તાહરા વગરની માહરી સુનકાર જીંદગી જેહમતથી એ જુદાઇ દરમ્યાન પુરી કરેલી છે. હવે તો બસ? હવે તો કેહે?"

પરીન મીઠાસથી પાછું હસી.

તેણીનાં સુખનો સ્વપ્નો હજી બી ખરો પડનાર હતો ને તે જાલ જેવો લાયક વર હજી બી પામવાની હતી એ ખ્યાલ થતાં તેના હર્ખનો પાર રહયો નહીં; ને તે નિચી નજરે પ્યારનાંજ સુખમાં સુખી થયલી ખામોશ ઉભી, કે જયારે જાલના હાથમાં અસીર થઈ રહેલા પેલા કેદી હાથ હજી સુધી રીહાઇ પામ્યા ન હતા.

"હું જતો રહયો કેમજે હું જાણતો હતો કે તું જેવી એક માહાબુબની ઉમીદ કરવી માહરા જેવા એક કમભાગ્ય માટે કેવળ મુર્ખાઇ હતી," જાલે જારી રાખ્યું; "તેથી હું પીનાંગ ગીયો. તે પછી મેં ત્યાં જઇને તુંને ભુલવાની ઉમીદ કરી પણ હું ઠગાયો. એક મહીનો, એક દહાડો, બલ્કે એક કલાક બી હું તુંને ભુલી શકયો નથી, ને જયારે તાહરાં નક્કી થયલાં કારજની વાત મેં પછીથી પેપરોમાં પ્રસિદ્ધ થયલી વાંચી ત્યારે ચીરાઇ ગયલાં જીગરે હું તુંને પાધરો અત્રે પુછવા આવેલો છેઉં, પરીન, કે શું એ વાત ખરી છે?"

"તે તદન જુઠી છે," તેણીએ વળી ગુસ્સાથી મનોહર હદ સુધી લાલ થતાં કહયું; "તે ફક્ત એક ગલીચ ગુલબાંન છે."

જાલે મોટા છુટકારાનો દમ ખેંચ્યો!

"શુકર તે બારે હક્તાલ્લાના," તેણે પરમ સુખના સંતોષથી કહ્યું.

"મગર માહરે તમને એ ખુલાસો કેહવો નહીં જોઇતોતો," પરીને ટપકાથી કહ્યું.

"કારણ?"

"કારણ કે તે સાંભળવા ને જાંણવા માટે તમો નાલાયક પુરવાર થયાચ."

"તે કેઈ રીતે, પરીન?"

"મને વગર ખુલાસાએ ને વગર દયાએ આટલું આટલું સુધી છોરી ગીયા તેથી," પરીને હોઠ ચડાવી કહ્યું.

"હું શું કરી શકું, વ્હાલી!" તેણે કાકલુદી કરી; "માહરો પ્યાર જાહીર કરી તાહરા પવિત્ર હાથની ઉમીદ કરવાની હું કદી બી હીંમતજ કરી શકયો નહીં."

"અને તેનું કંઇ કારણ?" પરીને હસીને પુછ્યું.

"કારણ કે તું એક લખોપતી વારસાની કુલવાંન વારસ, અને હું ધંધામાં હજી તો મંડાતો એક મુફલીસ વર્ગનો આસામી! હું કેમ એવી તકોબરીભરી ઉમીદની હીંમત કરી શકું?"

"ખરા પ્યાર આગલ પૈસા શું ચીજ છે?" પરીને ડોકું ફફડાવી કહ્યું.

"તે બધું બોલવામાં તુચ્છ છે, પણ જીંદગીનાં ખરાંપણાંમાં હદ વગરની અગત ધરાવેચ, પરીન ડીઅર," જાલે જવાબ કર્યો,—ને હવે તેઓ હાથમાં હાથ મેલવી હેતવંતી અદાઓથી એક બાજુમાંના સોફાપર ગોઠવાઇને બેઠાં.

"હું શું કરી શકું?" જાલે જારી રાખ્યું. "હું ફક્ત એક ટુંક આપકમાઇના ગુજારા પર આધાર રાખનાર મુફલીસ છેઉં. ઓ, જો આખી દુન્યા માહરી હોતે તો તે બધી હું તો તાહરા પગ પર સદકેજ કરતે!"

પરીન મોહબતથી હસી.

"ત્યારે એમ તમે એકલાજ કરી શકતા હોશો?" તેણીએ પોતાની લાગણીઓનો એમ હસીને આડકતરી રીતે ખ્યાલ આપ્યો; "એવી ઉદારતા આખી દુન્યામાં તમને એકલાનેજ કરી બતાવતાં આવરતી હોશે?"

"હું કહી શકતો નથી," જાલે ધીમે સ્વરે જવાબ કરયો,—અને પછી વળી એ નવાં સુખની સુખી દુન્યામાં તેઓ થોડીક વાર બંને સરખસર વિચારવંત હાલે ચુપકી વચ્ચે ડુબી ગયાં.

"હવે ત્યારે પાછા પીનાંગ કયારે સિધારોચ?" જરા વારે પરીને હસીને ચપકો મુકયો.

"ઓ, હવે તે ગમખાર ગઇગુજરી મને યાદ ના કરાવ, પરીન," જાલે વિનંતીથી માંગી લીધું; "હવે હું કેવો સુખી છેઉં,—મગર ખુદા જાંણે માહરાં એ સુખનું સેવટ શું થશે!"

"સેવટ સારૂંજ થશે," તેણીએ ધીરજ આપતાં જવાબ કરયો. "એમ ડર ખાવા કે નાહીંમત થવાનો સબબજ શું છે?"

"સબબ ઘણો મોટો છે, વ્હાલી," તે શુદ્ધા જવાંને જવાબ કરયો. "આસ્માનને હાથ પોંહોંચારવાની કોશેશ જેટલુંજ મને એ આપરૂં કારજ કબુલ રેહવાનું માહાલ દેખાએચ, પણ હું તાહરા વગર જીવી શકતોજ નથી એટલે તકદીરને તાબે થઇ માહરે કામ લેવુંજ પડવાનું: મગર તું કંઇ બોલતી નથી, પરીન? મને તેં હજી કહ્યું નથી કે તું મને ચાહી શકશે?"

પરીનની આંખો પાછી નમી પડી.

"માહરી દુન્યાજ તમે છેઓ, જાલ," તે સતવંતી છોકરીએ સફાઇથી અને હીંમતથી તોપણ નિચી નજરે ને ધીમે સ્વરે અંતે સાચો જવાબ કર્યો. "હું તમારા વગર કોઇને ચાહવાની કે કબુલ રાખવાનીજ નથી, ને તેથી આપરૂં ભવીશ જેટલું તમોને સીહા દેખાએચ ને બીહવરાવેચ તેટલું તે મને જરા બી જણાતું નથી."—અને જાલે આ પવિત્ર એકરારથી ઉસ્કેરાઇને હેસાનમંદ જીગરે તે ઝળકતાં કપાળ ઉપર પાક વાસનાનો એક મીઠો બોસો લીધો.

એમ તેઓનાં સુખનો સ્વપ્નો તે સુંદર સહવારે સીલ થયો, અને

પછીજ કંપાઉંડમાં ગાડી દાખલ થવાનો ધમધમાત ઘોડાઓનાં પગલાંના અવાજ સમેત તે બંને પ્યારાંઓને કાંને પહોચ્યો એટલે તેઓ ઝબકી ઉઠયાં.

"માએજી ને કાકાજી આયાં," પરીને કહ્યું,—ને તે મોંઠા ચેહરો કાંઇક શંકાશીલ ને ફીકકો થતો જણાયો.

"હું જાણુંચ, વ્હાલી, કે તુંને માહરે લીધે ઘણું ખમવું પરશે," જાલે લાગણીથી કહ્યું.

"તે હું ખમશ," પરીને દીલેર જવાબ કર્યો; "જોકે હું પોતે એટલી બધી કશીજ ફીકર રાખતી નથી, પણ ગમે એટલું બુરૂં થશે તે હું ખમશ, પણ માહરા પ્યારને કદી જુઠી થનાર નથી. તે હું દોજખી ધારૂંછ. એક વખત હું પ્યારની વાતને ઘેલી ચેરી કેહી હસી કાહારનાર હતી, પણ હવે જયારે એ એકજ ખરી ને ખુદાઇ લાગણીની અસર હું પીછાંણતાં શીખીચ ત્યારે તો હું સેવટ સુધી તેને સાચીજ રેહવશ."

તે તેણીના આ પહેરેજગાર એકરારમાં એક શેહાનશાહજાદી જેટલી રોણકમાં દીપતી દેખાતી હતી! તેણીએ જારી રાખ્યું;

"હવે, જાલ, હું મોહોત સુધી તમારી ને તમો એકલાનીજ છેઉં—છેક મોહોત સુધી! એ માહરો ઠરાવ કોઇથી કે કશાંથી ફરશે નહીં—અને, વ્હાલા, જો તમો માહરા પૈસાને અગત આપવાની ફકરોની વાત કરયા કરશો તો તે મને ઓર બી સાંબી દુખી કરશે. પૈસા કોઇ ચીજ નથી, કેમજે એ માહરો વારસો ને પૈસા મને પોતાને બી નહીં ધારેલી રવેસે હાથ આવેલા છે. મેં પોતે ગરીબાઇજ નહીં પણ કંગાલ્યત વટીક જોયલી છે, તો પછી એ હાલની તવંગરીને હું તદનજ તુચ્છ ને એહસાબ જાણું તેમાં નવાઈ શું છે?"

"માહરી વાહલી! માહરી વાહલી!"—જાલ હેસાંનથી પટપટયો, ને તે તોરવંતી માહાણુબનું એ ઉસ્કેરણીમાં અત્યંત તેજસ્વિ બનેલું સ્વરૂપ તે મોજથી જોઇ રહયો.

"હું તમોને માહરા પૈસાને ખાતર ખોહવા કદી એકમત થવાની નથી, કેમજે હું જાણુંચ જે હું મુફલીસ હોતે તોબી તમે મને માહરાં પોતાવત માટે, ગમે એટલા તમે પોતે ધનવાન હોવા છતાં, એટલીજ ચાહતે; ખરૂં કેની?" તેણીએ કહયું ને પુછ્યું, અને જાલે તેનો ફકત એક ચુમીથીજ જવાબ કરયો.

"હવે ત્યારે, વાહલી, માહરે કીયે રસ્તે કામ લેવું? તું શું સલ્લાહ આપેચ?" તેણે ઉલટમંદ પુછ્યું.

"તમે કાલેજ સહવારે અત્યારે અહીં પાછા આવજો," પરીને સલ્લાહ આપી, "ને હીંમતથી માહરા કાકાજીને મલી તમારો દાવો રજુ કરજો, ને તેવણની મંજુરયાત માંગજો. તેવણ તે જરૂરજ આપશે. તેવણ મને એવી કીસમે ચાહેચ કે માહરી એજ મોતેબર મુરાદ છે એમ જાંણી આયંદા તેવણ એકમત થયા વના રેહવાનાજ નથી. હું હમણાંજ તમને મમા સાથ મેલવતે, પણ તેવણ કે કાકાજી બાહેરથી આવ્યા પછી અત્રે દ્રોઇંગરૂમમાં આયાંજ નથી તેથી લાગેચ કે તે બેઉ થાકી ગીયાં હોશે, વાસ્તે આપરે કાલપરજ રાખશું. કાલે તમો આવજો ને પરભારા એવણને મલીને પછીજ મને અહીં પાછા મલવા આવજો."

"અને ત્યારે હવે મને રૂખસદ છે?" જાલે રજા લેતાં કહ્યું. "મને જવા તો ગમતું નથી પણ હવે જવુંજ જોઇએ. હું કાલે તું વ્હાલીનાં કેહવા મુજબ પાછો આવશ. મને ધીરજ રેહવાની નથી. ઓ, કેવી મને બીહીક લાગેચ કે રખે આએ માહરા સુખના સ્વપ્નામાં હું ઝબકીને જાગી ઉઠું ને તે ખોટો પરેલો જોઉં!"

"અને એવી બેહુદી બીહીક હજી બી રાખવાનું કંઈ કારણ, વ્હાલા જાલ?"

"તાહરા કાકા એ કારજને બાહલી આપશે એ વાસ્તે મને હજી મોટો શક ને દગદગો છે," જાલે સમજ આપી. "ખુદા જાંણે કેમ પણ એવણને મેં જોયાચ ને જોયાચ એવણને સારૂ મને હેત ને માન બરપા થયુંચ, ને તેથી એવણને ગુસ્સે કરવાનો ખ્યાલજ મને જાણે નાહીંમત કરી મેલેચ!"

"એ બીહીકજ તમારાં દીલથી કાહરી નાંખો, ડીઅર," પરીને પાછી હીંમત આપી. "એવણ એક ખરા ઉમરાવ છે. માહરાં ભલાંમાંજ પોતાની પાંતી માનેચ. તમે હવે બેશીકર સિધારો."—અને, ટુંકમાં, તે બે પ્યારાંઓ પવિત્ર વ્હાલની મીઠી ચુમીઓની પરસપર આપ લે પછી તે દિવસ સારૂ તુરત વેળા તો છુટાં પડયાં.

હવે તેનાં (જાલનાં) જવા પછી પરીને મજબુત હાથે ને મક્કમ પાયેજ કામ લેવા માંડયું, ને પેહલાજ જરૂરી ફટકા તરીકે તેણે તરતજ ખુદ દોરાબ ઉપર એક ટુંક ચીઠ્ઠી નિચે મુજબ લખી:—

"હું તમારી માફ માંગીને તમને અનેક વાર કહી ચુકીચ, ભલા મી૰ દોરાબ, કે હું તમને ચાહતી નથી ને કદી ચાહી શકવાની નથી. માહરાં વડીલોની મુરબીગીરી ને મરજીને સાચ્ચી નિવરવા મેં તમો ભાઇજીને ચાહવાની ઘણી બી કોશેશ કરી જોઇ, પણ મને હેત આવતુંજ નથી, ને તમે જબરીથી મને જીતવાનું અગ્રહસ્થપણું કરો એ હું માનતીજ નથી. તમારાં દીલની સચ્ચાઇપર મને ઘણો ભરોસો છે. તમો કેળવાયલા, સમજદાર ને માળાળુ છેઓ. માહરે વાસ્તેની તમારી મીઠી નજરની હું ખરાં દીલથી ઘણી ઘણી કદર કરૂંછ, ને અરજ કરૂંછ કે એક બેહેન તરીકે હવે પછી તમો ભાઇજી મને સદા એમજ ચાહશો. ઘણી ભરથાર અથવા ખાવંદ તરીકે તો હું માહરી મરજી ને પ્યારનાજ એક આસામીને વચનથી વરી ચુકીછ, વાસ્તે એ વાતને વાસ્તે તો મને માફજ કરજો. તમારે વાસ્તે મને ઘણું માન છે, ને તે સદા માહરાં એક બેહેન તરીકનાં અખંડ હેત સાથ સચવાયલું રેહે એવી ઉમીદ અને ખાત્રી સાથે, લી૰ તમારી દુવાગીર બેહેન,

**પરીન."**

એ કાગળ મોકલ્યા કેડે પરીનનાં મનનું ઘણુંજ સમાધાન થયું. જાંણે તેણીની છાતી પરથી એક મસ મોટો પહાડ ઉંચકાઇ ગયો! તે હસતી ખેલતી અને ખુશાલ બનતી ગઇ, અને અચબુચ ઉલટમંદ થઇ પડેલી એ તેની અદાઓ જોઈ તેણીની માતા મનથી તાજુબ બી પણ થઇ.

"શું છે, માહરી માએ, તું કંઈ એકાએક ઘણી ખુશીમાં આવેલી દેખાયચ?"

"અને તેમજ છે, મમા!" પરીને ઉલટમંદ જવાબ કર્યો, અને તે તેને હેતથી બગલગીર થઈ, તેણીની પનાહ આપનારી છાતીમાં પોતાનું માથુ છુપાવતાં બોલી, "મમા, મને સુખ ચાહો! એક ઘણો સુખી બનાવ આજે બન્યોચ."

"આ શું? શું? આપરો દોરાબ—"

"આ બસ, તેની વાત ના કરો! તેવણને તો મેં ના લખ્યું," પરીને હીંમતથી જવાબ કરયો. "જાલ મને ચાહેચ, ને મેં તેવણનો હેતવંતો પ્યાર આજે કબુલ રાખ્યોચ."

નાજાં એક ગુંગળાયલી ચીસ સમેત તેણીની ઓરડુમાંથી હઠી ગઇ! "દુકતી, તું શું કંઈ દીવાંની થઇછ?" તેણીએ ફગલાયલે ચેહેરે કહ્યું; "એ તું શું બકેચ કે બોલેચ? એ કદી બી બનવાનું છે? હવે આપરે દોરાબને ના તે કહીજ કેમ શકયે?"

"મેં હા કેહ્યુંતુંજ કયારે?"

"તેં હા નહી કેહ્યુંતું પણ જગને મોંહરે તો હા બોલાતુંતું કેની?" તે માતાએ જીકર ઉઠાવી.

"ત્યારે ભલે તે જગ સાથ એ પરણે," પરીને કાંઇક તીખાસથી કહ્યું. "હું કંઇ કોઇને રાજી કરવા કે કોઇની ઉપર ઉપકાર કરવા તો પરણવાની નથી જે તેની વાત?"

"અરે પણ જરા તું વિચાર તો કર?" તે માતાએ ઘણી દુખી થતાં કહ્યું; "તે કાહાં ને આપરે કાંહાં? વરી દોરાબની સાથે બી તેની સરખામણીજ શું થાએ? મરેરે, રાજા ભોજ ને ગંગા તેલી જેવો એ મુકાબલો તાહરી આંખે તુંને કેમ દેખાતો નથી?"

"હું તે જોવા ચાહતીજ નથી, ને તે એ તમારા રાજા ભોજથી લખ્ખો ઘણી ઉતરતી પદવીનો હોય તોબી માહરે મન તો તે આખી આલમનો રાજા છે," પરીને તે જીકર જારી રાખી. "મમા ડીઅર, તમે કેમ એમ નાદાન થઈ શકાચ? મુવા પૈસા શું ચીજ છે? પૈસા કોણના રેહયાચ ને રેહશે? આપરોજ હાલ યાદ કરોની?"

તે માતા આ પાધરા એસારાથી જરીક જંખવાણી થઇ.

"તાહરો કાકો કેમ એકમત થશે?" જરા વિચાર કરવા કેડે પાછી ફીકરમંદ થતાં તેણીએ કહ્યું; "ઓ ખુદા, આએ છોકરીને ઉંધે દાહરે એ શું બધું ઉંધું સુઝ પરેચ!"— અને તે માતા, લાઇલાજ, અકળાઇને રડી પડી.

પરીને હેતની ચુમીઓથી તે આંસુ લોહી નાખ્યાં.

"કાકાજી કદી ના કેહવાનાજ નથી," તેણીએ હીંમત આપી; "તેવણ ઘણાજ ભલા ને સમજુ છે—ને તેમ છતાં જો નાજ કેહશે તો તે નાથી બી હું માહરાં વચનથી ફરવાની નથી. મમા ડીઅર, હું તમારીજ કેળવેલી દીકરી છેઉં, ને પૈસાને કમીનો ને તુચ્છ જાંણવાની

માહરી તાલીમ તમો નેક ને વ્હાલાં મમાને હાથજ મને મળેલી છે."—અને તે માતાએ એક છુપી પણ સરદ હાય મારી કે આ ઉછાંછલી પોરી દુન્યાની તમામ બીનમાહીતગારી વચ્ચે ઓછી અકકલથી એવું હોરાને ઓરેતું કારજ એમ નાકબુલ કરતી હતી! પણ તે શું કહી શકે! પરીન તેના બેહેસ્તી બાપ જેવીજ હુંમતી, એકમતી ને જીદ્દી ઉધરી હતી તે એ અબળા જાંણતી હતી, ને તેને ઉલટી કીસમે સમજાવી શકવા જેટલી તેણીની કશીજ કાયનાત કે તાકાત ન હતી. વળી એ મીઠ્ઠી દીકરીને તે એટલી બધી ચાહતી હતી કે કદી બી તે તેના જોડે કોઇ બી વાતમાં જુદી પડી કજયો કરી શકતી ન હતી; જેથી હવે તો બધું ખુદાને સોંપી, ખુદામાં સબર માંની, જે થાએ તે માંજણું જોયા કરવાના એરાદાથી તે બાંનુએ તુરત વેલા તો દાનાઇભરી નાંખતી કરી.



## પ્રકરણ ૩૯ મું.

નાદરકાકા પોતાની સુખકારક 'આર્મ ચૅર'માં વલતી સહવારે દસ વાગતાને સુમારે લાયબ્રેરીમાં પેપર વાંચતા પડેલા હતા. તેઓ એકલાજ હતા.

એ દરમ્યાન જોવાનું સહેલ હતું કે બાજે વખ્ત પેપરમાંથી તેઓનું ધ્યાન કરભાગ કરતું કે બીજા ત્રીજા ખ્યાલો પર ઉડી જતું, ને ત્યારે પેપર છાતી પર રાખી, ચસ્મો કપાલે ચઢાવી, તે શ્રીમંત શેઠયો એકાદ પલ વિચારમાં ઉતરી જતો, કે જે વિચારો, વળી જોવાને રમુજી હતું કે, દેખીતી રીતે સુખના અને ખુશીનાજ હતા. તે વિચારો પ્યારી પરીનની સાજવારીને લગતાજ હતા.

તેને એ કારજ બહુજ ગમી ગયું હતું, ને છેક બચ્ચાંસહી મોજથી તેણે તે ઉપર પોતાનું દીલ લગાડી દીધું હતું. તેને દોરાબ ખંબાતો પોતાના જમાઇ તરીકે અત્યંત લાયક જવાન લાગતો હતો, ને પોતાના પૈસા અને એવા એક જમાઇને મુકાબ્લે પોતાની જીંદગીનો એ એકજ મોટી અગતનો બખ્તાવર બનાવ તે બડા ધુમસર યાદગાર કરી મેલવા મ્હાતો હતો. તેણે, તેથી, મોટા પાયા પર નોતરાંઓ કાઢવા એરાદો કરયો હતો, ને ચાલુ ખાણી પીણી સાથ ધુમસર ને વાજતે ગાજતે તે એ ખુશબખ્તી પાર ઉતારવા ગણત્રીઓ કરી રહયો હતો!

તે હાલમાં બી એજ વિચાર કરતો હતો. તે દાહડે નાસ્તાથી ફારેગ થઇ તે જ્યારે આ લાયબ્રેરી ભણી આવતો હતો ત્યારે પરીને પટામણી ઢપે પછવાડેથી આવીને તેની ખાંધ પર પોતાનો ફુલ જેવો નાજુક હાથ મેલ્યો હતો, અને ધડડોક નાંખી દેઇને વિનંતીની ઢપે માંગી લીધું હતું, "માહરા વ્હાલા કાકાજી, આજે જો તમોને કોઇ માહરા સંબંધમાં મળવા ને કંઇ પુછવા આવે તો તમે માહરી તરફ માયાળુજ થશો ને રેહશો કેની?"—અને તે ડોસો તે પટામણી પોરીની એ પતાવતથી રમુજ પામી તે વખતે ખુશ મિજાજે હસ્યો હતો. તે શું કેહવા માગતી હતી તેનો તો તે બુઢાને સ્વપ્નો બી થયો નહીં. તે તો માત્ર એમજ સમજયો કે કાંઈ ઝવેરાત કે કાપડ મનગમતું તે જોઈ આવી હશે તે લાવીને તેને બતાવાની તેણે તે વેપારીને વરદી કરી હોય, ને તે કોઇ તેથી તેને મલવા આવનાર હશે!

"અને તે આવે તો માહરે શું કરવું, મીસ પટામણીબઇ!" તેણે ગમત પામી પુછ્યું.

"બસ હાજ કેહવું," પરીને આંખે ઉડીને વલગે એવી જાદુભરી અદાઓથી હસીને કહ્યું. "તે જે કહે તે ધીરજથી બધું સાંભળી લેજો, ને છેલ્લે તેને હા કહી રાજી કરીનેજ મોકલજો. બોલોની, એમ કરશો કેની?"

"જોઇશું, જોઇશું," તે હેતવંતા કાકાએ ગમત પામી કહ્યું; "તે શું લાવેચ ને શું માંગેચ તે જોઇને હા કેહવું ઘટશે તો હા કહીશું. આપરે કંઈ આગળથી પરામીસ કરી બંધાઇ જતા નથી."

"કાંએ!"

"કાંએ! અરે વાહરે, તે તો કેહશે જે મને તમારી પરીનનું માથુંજ કાપી આપો તો ત્યારે બી શું હું હા કેહું? તેનો સવાલ શું છે, તેની મરજી શું છે, તેનું કહવાનું શું છે તે બધું જોઇએ જાઇએ જાણયે, પછી વાત."—અને નાદરકાકો ખુશમિજાજે હસતો હસતો પોતાની લાયબ્રેરીમાં ચાલી આવ્યો હતો. તે પછી ત્યાં તે અરધોક કલાક પેપર વાંચતો બેઠો, અને ઉપર કહયું તેમ પરીનના વસ્તારાંને લગતા વળી તેવામાં તેને કાંઈ ને કાંઈ વિચાર આવી જતાં તે પેપરમાંથી ધ્યાન કાઢી વિચારવંત પડી રેહતો હતો.

એમ તે હાલમાં બી એજ વાતના ખ્યાલોમાં હતો તેટલાં એક નોકરે એક કાર્ડ લાવી આપ્યો. તેણે તે વાંચ્યો. તે ઉપર "જાલ ફીરોઝ; બેરીસ્ટર—એટ—લૉ" એમ નામ હતું.

તેણે તેને અંદર મોકળવા હુકમ આપ્યો. પરીન કોઈ મલવા આવનારને વાસ્તે બોલી હતી તે એજ જવાનને વાસ્તે હોય એમ તો તેને દુરનો એક ખ્યાલ બી પણ થયો નહીં.

તેને એ જવાંન ગમતો હતો. તેને જોતાંજ તેનાપર તેને હેત આવતું હતું, અને તેથી તે મળવા આવ્યો ત્યારે તેને મળવા તે ખુશી થયો. તેનો ચેહરો તેને કાંઈ અજબ જેવી ફીસમે ઓળખીતા જેવો ધ્યાનમાં આવ્યા કરતો હતો—જોકે તેણે તેને કયાં જોયો હોય તે કાંઈ સમજી શકાતું ન હતું!

"હું તમોને જોઇને ખુશી થયો," મુરબ્બીગીરીની અદાથી બે ત્રણ આગલાં શેકહેંડમાં આપી તે શેઠયાએ પોતાની ટેબલની સામે તેને ખુરસી બતાવતાં કહ્યું; અને પછી તેની સામી બોરદુમાં તે પોતે ગોઠવાઇને બેઠો.

અવલ તો ખેરઆફ્યતના સરેસતાના સાધારણ સવાલ જવાબોનીજ અરસપરસ આપ લે ચાલી, અને પછી જાલે હસીને કહયું, "મુરબ્બીજી, હું તો એક કંઇ જરૂરની વાત કરવા આજે અત્રે આવેલો છેઉં."

તે ઢાંખરો ચમકયો. તેને હવેજ યાદ આવી અને ખ્યાલ થયો કે પરીન જે કેહતી હતી અને તેના સોડે હા કેહવાડવાનું માંગી લેતી હતી તે આ જવાનનાજ સંબંધમાં તો ન હોય? એ જવાનને એવું તે શું કેહવું હોએ? તે તરખાયો.

"હું તમારી ચેહરેનમુન ભત્રીજીના પવિત્ર હાથની માહરી ઉમેદવારી જાહીર કરવા આવેલો છેઉં, મુરબ્બીજી," જાલે હીંમતથી ગબડાવ્યું. "હું ચાહુંછ કે હું એક શાહાનશાહ હોતે કે જેથી માહરી તમામ દોલત એ પ્યારીના પગ પર સદકે કરી માહરી ફીદાગીરી પુરવાર કરી શકતે, પણ—"

પણ તે અચકી ગયો. તે ડોસાના ડોળા ચઢી ગયા ને તે ગુસ્સાથી કાલો માહરી ગયો, જે જોઇ તે અચકી ગયો!

"બંધ કરો એ બેહુદી બકબક," નાદરકાકાએ ગુસ્સાથી કહયું; "તમે ઘેલા થએલા જણાઓચ, બાકી નહીં તો આટલા શીખેલા ભણેલા ને પાહવરદા હોવા છતાં એવી બેહુદી ને બચ્ચાં જેવી બેવકુફીભરી વાત તમે માહરી આગળ કરવા આવતેજ નહીં. માહરી પરીન હવે ફાજલ નથી. તેનું તો મી૦ દોરાબ ખંબાતા સાથ નક્કી થઇ ચુકયુંચ!"

"મગર તમારી ભુલ છે, સાહેબ," જાલે આ રોકડું પરખાવેલું જોઈ લોહીના ગોટ ગળી જઇ લગાર દમામથી તોબી હજી પુરતી નમનતાઇથી કહયું; "પરીન એ શેઠીઆને ચાહતીજ નથી. તે તો મનેજ ચાહેચ!"

"ધુર ને ધેફ્ર! ચાહે ને નહીં ચાહે!" તે ડોસાએ મોટા તુચ્છકારથી કહયું; "એ બધાં બચરવાલ ચેરાં છે, ને એ ચેરાંમાં હું પોતે માનવાવાલો નથી. માહરાં બાપીકાં માન પામેલાં ને ખાનદાંની કુટુંબની છોકરીઓ સદા પોતાનાં વડીલોની મરજી મુજબ પોતાની સરખેસરખી પંકતીમાં પનણેલી છે, ને તેમજ એ છોકરીએ બી પરણવું પરશે."

"ત્યારે તમે એક નહીં, બે નહીં, પણ ત્રણ ત્રણ જીગરો જખમી ને દુખી કરશો, મેહેરબાન," તે છોકરાએ તકરાર ઉઠાવી. "એમ ના કરો. હું ગરીબ તો છેઉં પણ સારૂં પેદા કરવાની ઉમેદ રાખુંચ, ને તમારી એ દીકરીને હું માહરી આંખો પર દરેક સુખમાંજ રાખશ."

તે ઢાંખરો તુચ્છકારથી હસ્યો.

"અમો અમારા પ્યારના સબબે સુખથી અમનચમનમાં રહીશું ને તમો મુરબીજીને સદા દુઆ કરશું," જાલે એમ છતાં હજી હીંમતથી જારી રાખ્યું. "હું છાતીતોડ મેહેનત કરશ, ને પુરતું કમાવાની મને ઘણી પગભર ઉમેદ છે, વાસ્તે—"

પણ નાદરકાકો તો સખ્તાઇના દરેક કરડા દેખાવ સાથ, તે પોરયાને પોતાની હજુરમાંથી એકદમ પાણીચુંજ આપવા ચાહતો હોય તેમ, હવે પોતાની ખુરસીમાંથી ઉઠીને ઉભો થયો.

"હવે ઘણું થયું, મી૦ જાલ," તેણે ઘણી ઠંડાઇથી કહયું. "મેં પુરતું સાંભલ્યુંછ, ને માહરો સેવટનો જવાબ એજ છે કે એ ઘેલીચેરી વાત પરથી તમારે સદાનો હાથ ઉઠાવવોજ જોઇશે. તમો બેઉએ ધારી

મુકેલાં એ લગન કદી કોઇ કાલે બી થવાનાં નથી, ને એ સરફ હેમાકાતને હું કદી બી ઉંધારી આંખે આંધરો બની મારી બાહલી આપવાનો નથી."

જાલનો ચેહરો મોહોત જેવો ફીકકો મારી ગયો।

"હું તમારો દોસ્ત હતો—તમારૂં ભલું ચાહનાર હતો, ને જો હજી બી તમે દાનાઇથી વરતશો તો હું તેવોજ રેહવશ ને તમોને આગલ પારી તમારૂં ઘણું ભલું કરી શકશ," તે ડોસાએ ચાલુ રાખ્યું. "એટલાવાસ્તે તમે તમારા પોતાના દુશ્મન નહીં સાબીત થવા ચાહતા હોવો તો ઘણા લાંબા વિચારથી કામ લેજો—અને હવે સાહેબજી."

પણ જાલ હજી થોભ્યો. "શું હું એટલો બધો નાલાયક છેઉ, સાહેબ?" તેણે કગલીને કાકલુદીથી પુછ્યું; "તમે કેમ અમો સાથે એટલા સખ્ખત થઈ શકતા હોશો તેજ મને અજબ કરેચ! પરીન પોતે તમો સાહેબના દોરબને લગતા એરાદાને માહરી ખાત્રી છે કે કદી તાબે થવાની નથી."

"જો વાત એટલી બધી એહકી ને બગરી હશે તો આયંદા એ છોકરી પસ્તાશે ને દુખીજ થશે," નાદરકાકાએ વધતી સખ્તાઇથી—બલ્કે છેકજ છેલ્લા તરયાપાવ ફેંકીને ગુસ્સાથી કહ્યું. "વરી તમારે ખુબ ખ્યાલ રાખવો કે હવે પછી માહરી ભત્રીજીને મલવા કે તેના સાથ કશાં બી કાગલપતર ચલાવાને તમોને માહરી સખ્ખત મનાઈ છે, ને તમો તમારી ઇજ્જતનો ડર કરીને જો એ વાતમાં મારી મરજી નહીં સાચવશો તો ખરાબી ઘણી ને ઘણી ગંભીર થશે;—અને હવે સાહેબજી."

વળી એમ કહેતાં તેણે પોતાની આગલનો રૂપેરી ચંગ વગાડયો—જાણે જાલને "રસ્તો બતાવાને" નોકરને તેડવા ચાહતો હોય; અને જાલ ત્યારે રગેરગ જખમાયલો ને પરસેવામાં ડુબી ગયલો, અત્યંત દુખી અદાઓ સાથ, તે ડોસાની રૂબરૂમાંથી એકદમ બાહેર પડયો. તેનાં દુખની સીમાજ ન હતી!



## પ્રકરણ ૪૦ મું.

તે ધનાઢય શેઠયાની હજુરમાંથી બાહેર પડેલો જવાન જાલ દુખી અદાઓ સાથે નીચલા હૉલમાં એકાદ પલ થોભ્યો, ને પરીનને તેણે ત્યાં પોતાને મલવા તેડી મંગાવી.

તે તો નાચતી કુદતી ને ખુશાલ આવી. તે ખુશીમાં જાંણે છાકટ બની ગઈ હતી! જાલ આવ્યો હતો ને તે માનીતી મુરાદની હાલમાં વાત ચાલતી હતી તે વાત તેને ખબર હતી, ને કાકાનાં તેણીને માટેનાં હેતની ઓસ્તવારીમાં તે પોતે એટલી મુસ્તાક હતી કે નાદરકાકો ના તો કેહનારજ નથી એમ તે મનથી ગાંઠ વાલી બેઠી હતી! એટલામાટે જાલનાં તેડાંના જવાબમાં તેને મલવાને તે નાચતી કુદતી આવી ત્યારે તેની ચતુર ચશ્મોમાં ખુશીજ સરબસર નાચીકુદી રહેલી નજરે આવતી હતી.

તે ખુશી, એમ છતાં, એકજ પલમાં ને એક તડાંક સમીને નાબુદ થઇ ગઇ. જાલનો દર્દમંદ ચેહરો ને પરસેવે ગરકાવ થયલો હાલ જોતાંજ તે ચાતુરી આ મીલાકાતનું સેવટ એકદમ વગર કેહવે ચેતી ગઇ, ને તે ઉલટમંદ મીઠો ચેહરો બીજીજ પલે પાછો ગુસ્સાની રોણકમાં ઝલેહ મારતો ને દીપતો થયો.

"કાંએ, જાલી?" તે એટલુંજ પુછી ને બોલી શકી.

જાલે હદ વનાની દીલગીરીમાં તે બંને હેતવંતા હાથો પોતાના હાથમાં લીધા.

"પરીન," તેણે કહયું, "આપરો સુખનો સ્વપ્નો વહી ગયો છે. તાહરા કાકા સાફ ના કેહેચ તુંને મને ભુલી જવોજ પરશે."

"કોઈ કાલે બી નહીં." તેણીએ દ્રઢ ઠરાવનાં ઝનુનમાં કહયું, અને જરા વારે વધારયું, "કાકાજી ઘણા ગુસ્સે થયા શું?"

"ઘણાજ," જાલે ગમખ્વારીથી જવાબ કરયો. "મને પુરતું અપમાન થયું છે જે તું મીઠી ડીઅરને સારૂ હું બધું ખમી ગયોચ,—અને જાલનું હૈયું ભરાઇ આવ્યું.

પરીન તે જોતાં ગુસ્સાથી જાંણે ઘેલીજ થઇ ગઈ. તેણીએ તેને ઘણો ઘણો દીલાસો ને ધીરજ આપી.

"એવણનો વાંધો શું છે?" તેણીએ તે પછી પુછયું.

"માહરી પદવી ને પૈસા!"

"પણ ખુદાએ એવણુને એટલું બધું આપ્યુંછ તો શું એવણુ ચાહે તો તમોને પુરતા પૈસાવારા નહીં કરી શકે?"

"ને એવાં બેશ્યાળાંપણાં ને આઇતી હરામખોરીથી તવંગર બની

હું તને સુખી કરૂં એમ તું ઉમીદ કરેચ, પરીન?" જાલે તાજુબ થતાં નરમ ઠપકાની ઢપે કહ્યું.

"મને માફ કરો, જાલ" તે સુંદરીએ નમી જઈને કહ્યું; "મને પૈસા જોઇતા નથી. હું પોતે તો પૈસામાં કશું બી સુખ માનતીજ નથી, પણ માહરૂં કેહવું એ કે જો એ લોકનાં નાકમાં એટલી બધી તમારી ગરીબીની સુગ ભરાઇ ગેઇચ તો તેનો ઉપાય કરવા ચાહે તો ખુદ એ લોકનાજ હાથમાં છે!"

"તે હજાર હોય, પણ તે માહરે કબુલ નથી, પરીન ડીઅર," જાલે ઠરાવથી કહ્યું; "મગર હવે તાહરો હુકમ ને એરાદો શું છે? તું શું એ લોકની મરજીને માન આપવા ને તાબે થવા માંગેચ?"

"કદીજ નહીં," પરીને ભાર નાંખી કહ્યું; "જાલી, હું એક વચનની ને પક્કા ઠરાવથી કામ લેનારી છોકરી છેઉં. એવી જીવસતોસત બાબદોમાં હું કાચે પાયે કામ કરતીજ નથી. હું તો તમોને જાનોજીગરથી પરણી ચુકીચ. હવે, તેથી, મને તમારો વિચાર કેહો. માહરે લીધે તમોને જે હારમારી કે અપમાન ખમવું પરે તે ખમવા તમો બ્હાલા તૈયાર છેઓ?"

"હજારો ખુશાથી," જાલે જવાબ કરયો; "તાહરી પોતાની મને ઓથ ને પનાહ હોશે તો તે હારમારીઓ કે અપમાન હું તદન તુચ્છ માની લેવશ."

"બસ ત્યારે એવી દૃઢતાથી તો ઇરાન જીતાએ," પરીને ફીકકુ હસીને કહ્યું; "આપરે બેઉ એકમતથી ને એકજ ઠરાવથી કામ લેઇશું તો કોઇની તાકાદ નથી કે આપણુને રોકી શકે!"—અને જાલે પોતાના હાથમાં પકડેલા તે વફાદાર હાથો ઉપર હેસાંનમંદ એક ચુમી લીધી. આએ દલેર કુમારીકા તેને ખાતર—તેના જેવા એક ગરીબને ખાતર—પોતાનાં શ્રીમંત સર્વસ્વને ઠોકડે માહરી કેવા મજબુત ઠરાવથી કામ લેવા તૈયાર થઈ હતી તે જોઈ તે અક્કલથી હેરત રહયો. તે ખરો પ્યાર હતો. ખરા પ્યારની તાસીર સદા એ અને એવીજ તાજુબીભરી હોએ છે.

તેઓ એ મુજબ અરસપરસ દૃઢ અને સાચ્ચાં રેહવાના નવેસરથી તાજા કરેલા કસમો ને કરારોથી છુટાં પડયાં, ને જાલના ગયા પછી જરા વારે દોરાબ ખંબાતા તરફથી પરીનને નામનું એક સુંદર મોનોગ્રામવાલું કવર આવ્યું. તેમાં એક ચીઠ્ઠી તેની પોતાની પર લખેલી

હતી, અને બીજી બીડયા વગર (તે વાંચે એવીજ મતલબથી લખાયલી) તેના કાકાને શીરનામેની હતી. તેની પોતાની પર લખાયલી ચીઠી આ મુજબ હતી:—

"મેહરબાન બેહેન પરીન—

તમારી ચીઠી મને મલી છે, ને તે ઉપર વિચાર કરવાને મેં એક આખો દહાડો લીધો છે, ને છેલ્લે હું એજ સેવટપર આવ્યો છું કે તમારે માટેના માહરો પ્યારમાં કાંઇ બી વજુદ કે સચ્ચાઈ હોય તો તમો બેહેનનાં સુખમાં માહરૂં સુખ માની લઈ માહરે તમારી મરજી મુજબ હવે અલગ થઇ જવુંજ જોઇએ. એટલાવાસ્તે તમને દરેક આબાદી ને સુખ ચાહતો તમારા પવિત્ર હાથ માટેના માહરા દાવાથી હું હાથ ઉઠાવી લેઉંછું. મને તમારો હવે પછી સદા દીલસોઝ ભાઇજ જાંણજો. હું કાલેજ અત્રેથી હવે માહરે વતન જવા ઉપડી જવશ. દરેક ભલી દુઆ સાથે,

**દોરાબ.**"

વળી પેલી નાદરકાકા જોગી ચીઠ્ઠી આ મુંજબ હતી:—

**મુરબ્બીજી—**

"તમારી નેકબખ્ત ભત્રીજી સાથનાં માહરાં કારજનો વિચાર મેં સંદતર મોકુફ કર્યો ને માંડી વાલ્યો છેજી. હવે એ વિશે કશો બી ખ્યાલ રાખશો ના, ને કોઇ બી રીતે માહરી આ નાથી તમે પોતે નાઉમેદ કે દીલગીર થશો ના. તમે એક બાપ જેવીજ માહરા પર માયા મેહરબાની બતાવેલી છે તેની દરેક કદરસનાસી ને પુરતાં હેસાન તેમજ માન સહીત,

તમારો સદાનો તાબેદાર—**દોરાબ.**"

પરીને હવે ત્યારે આ વાંચ્યા કેડે મજબુત હાથેજ આગળ કામ લેવા માંડયું. તેણે તે ડાસાજી જોગી ચીઠ્ઠી વાંચીને પાછી કવરમાં નાંખી, ને તે બંને ચીઠ્ઠીઓ પોતાની સાથે લઈ તે દલેર નાજનીન પોતાના કાકાને સોહધતી તેની લાયબ્રેરીનાં એકાંતમાં તેને મલવા ગઈ.

તે ઘણાંજ દર્દમંદ દીલે ગઇ. તે એ કાકાને બાપતુલ્ય વ્હાલથીજ ચાહતાં શીખી હતી, માટે તેને નારાજ ને ગુસ્સે કરવાના ખ્યાલ માટે તે ઘણી બીહીતી ને દુખી થતી હતી; મગર ઉપાય શો હતો? તેણીએ લટકોફટકો એક વાર હીંમત પકડી કરી નાંખવાની જરૂર પીછાંણી, અને જોકે કાંઇ ઘણો ગંભીર બીગાડ ને મોટો કજીયો થવાની તેણીને દરેક

દુખભરી વક્કી ને ફકર હતી, તોએ હવે બીજો રસ્તોજ ન હતો માટે તે એ બંને ચીઠ્ઠીઓ લઈ તેને સોહાધતી લાયબ્રેરીમાં ગઇ.

તે ડોસો હજી એ ત્યાંજ હતો. જાલની "સરકશી"થી તેનું માંથુ ફરી ગયું હતું, ને પોતાના બરખેલાફ ગુસ્સાને તે હજી જીતી શકયો ન હતો, માટે પોતાના એ ચરવા ગયલા મિજાજને ઠંડો કરતો ને પોતે ઠંડો થતો તે હજી એ પોતાની આર્મચૅરમાં વિચારવંત પડેલો હતો. તેથી, જ્યારે બારણું નરમાસથી ઉઘાડી પરીનને પોતાને કાંઇક ચીઠ્ઠીઓ સાથે પોતાની સામે દાખલ થતી જોઇ ત્યારે તે ગુસ્સે ભરાયલો કાકો કાંઇક અજબ થયો, અને અજાયબી વચ્ચે ખુરસીમાં બેઠો થઇને થરસાથી પરીન અંદર આવી તેની તરફ જોવા લાગ્યો.



## પ્રકરણ ૪૧ મું.

પરીન અંદર આવી.

"કોણ, તું છે કે, પરી?" તે કાકાએ તેણીને ઓરડામાં દાખલ થતી જોતાં ખુરસીમાં દમામથી બેઠો થઈ તે બોલે તે આગમચ પોતેજ કહ્યું; "સારૂં થયું તું આવી તે; હું તુંને હમણાં માહરી પાસ તેરાવાનોજ ઉતો."

પરીને કાંઈ જવાબ દીધો નહીં. તે બાજુમાંની ટેબલ પર હાથ ટેકવી તોરથી ખામોશ ઉભી.

"મને તાહરા સંબંધમાં ઘણું ખિજવાવાનું અને ગુસ્સે થવાનું કારણ મલ્યુંચ, છોકરી," તેણે જારી રાખ્યું; "તું બેસ, અને આપરે વાત કરયે."

પરીન બાજુમાં એક ખુરસી ખેંચી બેઠી.

"એવું તે શું થયુંચ, કાકાજી?" તે પછી તેણીએ અરધી રીસાયલી અદાથી અને તોરવંતા દમામથી પુછ્યું.

"મને એટલો બધો ગુસ્સે થવાનું કંઇકિ વરસો થયાં કદી એવું જોરાવર કારણ મળ્યું નહીં હોશે," તે શેઠયાએ પાછું કહ્યું—અને તરત વધારયું, "પણ તું આવી ત્યારે તાહરા હાથમાં કાંઇ કાગળ ઉતું; તે શું છે?"

"તે આએ રહ્યું." પરીને દોરાબનું કાગળ તરત હીંમતથી તેને પાસ કરતાં કહ્યું. "એ વાંચો, અને હું તમોને જે કંઇ કેહવા આવીચ તેનો તમોને વગર બોલવે ખુલાસો મળી જશે."

તે ડોસાએ તે કાગળ લીધો, અને ચશમો ચઢાવી તે ઉપર એક ઉતાવળી નજર નાંખી લીધી, કે જેમ કરતાં તે છેડાયલા ઢાંખરાનો ચેહેરો બની શકે તો વધારે મોટા ગુસ્સાથી વધતો કાલો ઠણક માહરી ગયો!

"ત્યારે શું વાત એટલી હદ સુધી બેહકીચ?" તેણે ગુસ્સાથી ગુંગલાયલા અવાજે પુછ્યું; "છોકરી, એ શું માનવાજોગ છે કે પેલા એક બેબદામના ભીખારીને ખાતર તું આવા એક હાતમ દીલના ને ઉમરાવી તોરના વગદાર, નામદાર અને કુળવાન ખાવંદનો તિરસ્કાર કરી બેઠી?"

"હા કાકાજી," પરીને હીંમતથી પાધરો જવાબ આપ્યો. "હું તે બીચારાને માહરા હાથ આપું અને માહરો પ્યાર આપી નહી શકું તે જાતની શરમભરેલી ઠગાઇ ચલાવાનું માહરૂં પ્રમાણીક જીગર તામોસ કરી શકયું નથી, અને તેથી કોઇનો કશો બી જુઠો સરોપરો રાખ્યા વગર મેં માહરાં દીલની ખરી હકીકત તમારી પસંદગીના એ જવાંનપર એકદમ લખી વાળી, અને તેનો જે જવાબ આયો તે તમોને હું અહીં વંચાવા લેઇ આવી. હવે તમોને એના સંબંધમાં શું શું કેહવું છે?"

"તે તું મને પુછતીજ ના!" તે ડોસાએ લગભગ ગુસ્સાથી તદબદનમાં રગેરગ ધ્રુજતાં કહયું; "તું એવાં એક સારાં માણુસ આગળ એવી રીતે માહરૂં નાક કપાવસે અને માહરો હુરયો કરાવસે એવી મેં તાહરેથી કદી કોઈ કાલે કશીજ વકી રાખીતી નહીં!"

"હું એ તમારા વિચારો સાંભળી ઘણી દુખી છેઉં, કાકાજી," પરીને તેને એટલો બધો ગુસ્સે થઈ ગયલો જોઇને સ્હેજ નરમ પડતાં કાંઇક નરમાસથી કહ્યું.

"પાળેલા કુતરા પગ કરડે તે એ!" તે ડોસાએ તે છોકરીની એ નરમાસ અથવા કાકલુદીપર કશું એ ધ્યાન આપ્યા વના બખાળવાનું જારી રાખ્યું. "જે પોરીને મેં પેટની દીકરીથી આલા જાંણી, અને જેને સુખી રાખવા અને સુખી કરવા મેં કશીજ કચાસ કીધી નહીં, તેણેજ મને હાથ ઉંચકી એ જુલમગાર ફટકો માર્યો એમજ કેની? તો

ઠીક છેઃ તું જા, અને તાહરૂં સુઝયું કર. તુંને દોરાબ સાથ પરણવાની હું ફરજ પારી શકતો નથી, કેમજે તેની પાસે તું ના બોલાવી ચુકીચ, પણ તેમજ તું ખાતરી રાખજે, પરીન, કે પેલા બેબદામના પોરયા સાથનાં તાહરાં લગનને વાસ્તે હું કદીજ માહરી બાહાલી આપવાનો નથી—કદીજ નહીં !"

પરીન પોતાની બેઠકપરથી ઉઠી, અને તેની છેક નજદીક ગઇ.

તેણીએ પટામણી અદાથી પોતાના કોમળ કર તે બીગડેલા ડોસાની ગરદન આસપાસ વીંટાળ્યા, અને વિનંતીથી માંગી લીધું—"જો એમ ના કરો, માહરા વ્હાલા કાકાજી; એટલી માહરી મરજી રાખો ! તમોએ આજ વેરનાં તમારાં માહરે વાસ્તેનાં હેતમાં મને કદી કોઇ ચીજ ના કહી નથી, તો, મુરબીજી કાકાજી, મને આએ માહરી સૌથી માનીતી મુરાદમાં નાઉમેદ નાજ થવા દેઓ !"

તે ખરૂંજ કેહેતી હતી. વરસોથી, આપણે આગળ વાંચી આવ્યાં તેમ, તે કાકો ભત્રીજી જાનોનિસાર હેતથી એકમેકને ચાહતાં રહ્યાં હતાં ! પરીનને તેણે કોઈ પણ વાતની મના કે ના કહી ન હતી, અને ફકત આ એકજ જીંદગી સુધીની પાળ બાંધવાના સવાલના સંબંધમાં તેઓ વચ્ચે મતફેર બરપા થવા પામ્યો હતો. વધારે કમનસીબ તો એ હતું કે બન્નેજ શુરપર ચઢેલાં હતાં, અને બેમાંથી એક પણ પોતાના એરાદામાં દબી જાય કે હઠી જાય એ સંભવતું ન હતું. ફકત પરીન તે ડોસાને પોતાની મીઠ્ઠી પટાવતથી મહાત કરવા અને પોતાની પક્ષમાં મનાવી લેવા હજી બી ઉમેદ ધરાવતી હતી. તે ખરેખર તો પોતાના કાકાને પુજ્ય હેતથી ચાહતી હતી, અને પોતાના શિરછત્ર બાપ તરીકેજ, સગા બાપની ગેરહાજરીમાં, તે તેને ચાહીને માન આપતી હતી, જેથી તેની સાથે બિગાડ ટંટો ન થાય તે બનતાં સુધી સંભાળવાને તે ખરાં દીલથી આતુર થતી હતી.

પણ તે કાકો મનાયો નહીં. "માહરાં બાપીકાં ને ખાનદાંની નામપર હું સદા મરવાવાળો છેઉં," તેણે તેણીને કહ્યું, "અને, તેથી, પરીન, જેનું નામ નહીં, ખાંન્દાંન નહીં, વગસગ નહીં તેવા એકને હું માહરી ખુશીથી તુંને માહરી દીકરી તરીકે કદી સોંપવાનો નથી."

"ત્યારે તમે શું મને ચાહતા નથી, કાકાજી ?"

"માહરા ચાહાની પુરવારી તને એ બેહુંદા કારજ માટે માહરા હા

કેહવાથી મળવાની નથી," તે ડોસાએ કહ્યું. "હું તુંને ચાહુંચ તેથીજ તાહરાં નામની એમ પાસબાની કરવા હું ખંતીલો બનુંચ."

"જો તમે મને ચાહતાજ હોવો તો એ માહરાં મનની સૌથી માનીતી મુરાદ બક્ષવાને આનાકાંની કરોજ નહીં," પરીન બજીદ થઈ. "તમે હા કેહશો તો હું દુન્યામાં સૌથી સુખીમાંસુખી છોકરી થવશ, પણ જો તમે નાજ કેહશો તો—"

"હું નાજ કેહવાનો," તે ડોસાએ ઘણા ઠરાવથી ચીચવાઇને વચ્ચે બોલી ઉઠતાં કહ્યું; "માહરી નાની હા નથી થવાની, છોકરી!"

"હું જાલને એવા ખરા ને મોટા પ્યારથી ચાહતાં શીખીછ, કાકાજી—," પરીન કાકલુદીથી કેહવા જતી હતી.

"ચુપ કર!" તેણે જવાબમાં બરાડયું; "એ જાતની દીવાન્યત કદી તાહરાપર ગાલેબ આવીતી નહીં તેના હું હંમેશ સુકરાના કરતોતો, પણ તેં બધી માહરી ઉમેદો ને ગણત્રીઓ ઉલટાવી નાંખી! તેં એક સૌથી નામીચાં આદમીને પરતો મેલ્યોછ."

"અને તે મેં એક સૌથી લાયક જવાનને વાસ્તેજ થવા દીધુંચ," પરીને પાછો આગ્રહ કરયો. "દોરાબ ઘણા મોટા માણસ અને ઘણા લાયક ગ્રહસ્થ છે, પણ હું તેવણને ચાહી શકતી નથી એટલે માહરો ઉપાયજ નથી."

"પણ તેના પૈસા શું? તેની પદવી શું?"

"તે બધું વખત વારે માહરા જાલ બી મેળવી શકશે," પરીને સમજાવ્યું. "ઓ કાકાજી, ના એટલા કરડા ને સખત થાઓ! નાટકોમાં ને વારતાઓમાં કાકાઓ સખત થઇને ભત્રીજીઓને માફ કરેછ, ને પોતાનો પ્યાર પાછો સપુર્દ કરેચ તેમ તમે બી કરો! તમે માહરી સાથ કદી બી ને કોઇ દાહરે બી એમ એટલા સખ્ખત થાઓ એ મેં માન્યુંજ નથી. હવે ઘણું થયું. હવે માફ કરો."

"હું તાહરૂં કહેલું બધું કરશ, પણ આએ એક વાતમાં તો નહીંજ," તે ડોસાએ પાછું અને પાછું કહયું. "એક નાદાન છોકરીના બેવકુફીભરેલા ને વાહીયાત વિચારોને એકમત થવા સારૂ હું માહરી કરોડો રૂપ્યાની ખાન્દાંની ઇજજતની ધુલ થવા દેવાનો નથી."

"અને હું માહરા પ્યારની ધુલ થવા દેવાની નથી," પરીને બી અંતે કરાજીનું માથું ફફડાવી તેવાજ ઠરાવથી કહ્યું. "માહરો પ્યાર માહરૂં જીવતર ને જીવન છે, ને તેનાથી, કાકાજી, તમે મને કાપીને કટકા કરશો તોબી હું જુદી થઈ શકવાની નથી."

તે કાકાએ ગુસ્સા ને અજાયબીથી તેના ઉપર ડોળા કાઢયા.

"તું માહરૂં હેસાંન બી ભુલી ગેઈ?" તેણે વધતા ગુસ્સાથી કહયું. "મને ને માહરી મરજીને નાતાબેદાર થતાં તું યાદ કેમ કરી શકતી નથી, છોકરી, કે મેં તુંને ને તાહરી માએને ગરીબીમાં અવત્યાં મારતી ઉગારી, અને તમોને બેઉને આજની આએ સુખી પાએરી પર ચહરાવી?"

"તે હેસાંનની તમે અમોને યાદ આપીને તે હેસાંન વાસ્તેનો તમારો હક ખોહી દેઓછ, કાકાજી!" હવે છેક છેલ્લેજ પાટલે બેઠેલી પરીને તમામ માથું ખોહી દેતાં સામો જવાબ કરી કહયું. "તમે એખલા અટુલા હતા, ને તેથી મરનાર ભાઇની બૈરી ને દીકરીને મદદનો હાથ આપ્યો તે તમારે હેસાન લેખવું જોઇતું નથી. તે હેસાન જાંણવા ને માનવાનું તો અમારૂં કામ છે—તમારૂં નહીં. હું તે હેસાંન માહરી છાતીમાં સદા કીંમતી જાણુંછ, પણ તેથી તમે મને માહરી જીંદગી વેચી નાંખી સદાની કંગાળ બની જવા હુકમ કરો તે માહરે માનવામાં ઇનસાફ કે શાનપત નથી."

"બસ, બંધ કર એ બધી બકબક!" નાદરકાકાએ તદન ધીરજ ખોહી દેતાં કહયું. "મેં પુરતું સાંભળ્યું છે, ને હવે જાસ્તી તકરારમાં હાંસલ નથી. તુંએ દોરાબ સાથે બધું સાતરે સાત કરી નાંખ્યુંછ એટલે હવે જેમ તેની સાથ પરણવાની હું તુંને ફરજ પારી શકતો નથી, તેમજ વરી એટલું બી યાદ રાખજે, છોકરી, કે તાહરાં આએ માહરી મરજી વિરૂદ્ધનાં લગનને વાસ્તે હું મુતલગ માહરી બાહાલી આપતો નથી."

"ત્યારે અમોને તમારી બાહાલી વગરજ પરણવું પરશે." પરીને નાચારીથી તોબી હીંમતથી ને ઠરાવથીજ કહયું.

"તે ભલે; તાહરે ગમે તે કર." તેણે ટણકાથાં જવાબ કરયો.



# પ્રકરણ ૪૨ મું.

પરીન વળી પાછી તેની લગોલગ ગઈ." "ખુદાને ખાતર, માહરા મુરબ્બી કાકાજી," તેણીએ છેક ગુઠણે પડીને વિનંતીથી માગી લીધું, "તમે એમ માહરી સાથ તોરછોડ ને ગુસ્સો ના કરો. હું તમારાં એકીંમતી હેસાંનોને નિમકહરામ નિવડું તેવી નગુણી નથીજ. ફકત એટલો માહરો એ એકજ સુખન તમો બાહાલ રાખો, ને પછી હું પાછી માહરી આખ્ખી જીંદગીભર તમારી તાએદાર રેહવશ. માહરા જાલ એક નમુનેદાર ભરથાર થશે. તેવણ તમારાં બાપીકાં નામની કીતી પોતાનાં જાતી બળથી વધીને બેવડી પ્રકાશમાન કરશે. તેવણ—"

"હવે બંધ કરશે એ બધી તાહરી ભટઇ, પરીન?" તે કાકાએ ખરાં દીલના મોટા કંટાળાથી બુમમારી કહ્યું. "ફકત એક તાહરા બચ્ચાંસહી ઘેલાગાંડા ધખારાને ખાતર હું માહરાં કુળવાન નામની ઇજ્જતનો નાશ ને માહરી લખ્ખો રૂપ્યાની હોરમતની હસી થવા દેઉં એ ઉપરથી ખુદા ઉતરી આવે તોબી બનવાનું નથી. હું માહરાં મનથી ભવિશ માટે માહરો પકો એરાદો કયારનો કરીજ ચુકયોછ, ને તેથી તું જે બકવા કરશે તે પથ્થરપર પાણી નામવા જેવું છે."

"ત્યારે માહરી બધી વિનંતી ને કાકલુદીની તમારાપર કશીજ અસર થતી કે થવાની નથી?"

"એક જરા બી નહીં," નાદરકાકાએ ભાર નાંખીને કહ્યું—અને જરા થોભીને વધારયું, "ઉલટું જો માહરા કાકલુદીથી ત્હારાપર હજી બી અસર થઇ શકતી હોય તો, છોકરી, હુ ત્હારો જૈફ કાકો તુંને હજી બી ફરીથી અરજ કરૂંચ કે એટલું માહરા સુખનનું માન રાખ. વરસોના દેશવટામાં ધક્કા પછારા ખાઈ હું માહરે વતન ને માહરે ઘેર સુખથી મરવા આયો, ને તુંને દીકરી કરી લેઇ માહરો બુઢાપો ઠેરવવા ચાહયો, તેમાં આએ નહીં ધારેલા નવા ફેસાદથી તું નાહક ખલલ થવા ના દે. એમાં બધાંનો નાશ થઈ જશે, વારતે હજી બી વિચાર કર. એક ત્હારા મનના વાહીયાત ધખારાને ખાતર માહરા પ્યારને તું બેવફા ના થા—ના થા!"

"તમે જેને ધખારો કેહોછ તેને હું માહરૂ જીવન જાણુંછ, કાકાજી," પરીને નિચી નજરે નાચારીથી તોબી હીંમતથીજ જવાબ કરયો. "હું આખી દુન્યાને ખાતર જાલ સાથનાં માહરાં લગનના ખ્યાલથી હાથ ઉઠાવી શકવાની નથી."

"જા ત્યારે ગુનેહગાર, માહરી આગળથી ચાલી જા! મને એકલો છોરી જા, કાલું કર!" તે કાકાએ છેક છેલ્લે પાટલે બેસી એમ કંગાળ ગાળબેલપર વટીક ઉતરી જતાં કહ્યું.

"ઓ કાકાજી, તમે મને આજે ગાર દેઓછ? આવાં વચન તમારે મ્હોંનેથી!" પરીન ગભરાઇને ચમકી ઉઠી. તેણીને એવાં દુષ્ટ વચનો શ્રવણ કરવાનો આજતક કશોજ દુર્દૈવી અનુભવ ન થયો હતો, માટે પોતાના વૃદ્ધ કાકાને એમ બોલતો સાંભળી તે બાળા થથરી ગઈ.

"તાહરા જેવી નગુણી ને નાતાબેદારને હું માહરી ભત્રીજી તરીકે હવે પીછાંણવાનો નથી, વાસ્તે જા!" તે કાકાએ પાછો તરારો મેલ્યો,--અને ત્યારે પરીન ત્યાં વધારે થોભવાનું કેવળ નામુનાસેબ માની લઇ રડતી ચશ્મોએ એકદમ બાહેર પડી.

તે એકલો પડેલો બુઢો એ પછી ઘણો ઉશ્કેરાયલો રહયો. પાંજરાંમાં પુરેલા એક વાઘની ઉશ્કેરણીથી આમતેમ ઉપર નિચે તે ઓરડામાં તે ફેરા ફરવા લાગ્યો. તે વિચારમાં ગરકાવ જાંણે પોતે પોતાને ભુલી ગયો, અને જોવાનું કેવળ સ્હેલ હતું કે તેના વિચારો કશી બી રીતે ખુશકારક નહીંજ હતા. અંતે એકદમ એક નક્કી સેવટ ઉપર તે આવીને થોભ્યો હોય તેમ તે થોભ્યો, ને પછી પોતાની ભાભી (પરીનની માતા) ને તેણીના રૂમમાં મલવા ગયો.

તે બચારી નવધાર રડતી બેઠેલી હતી. તે કાકા ભત્રીજીની તમામ ખટપટ પરીન તેને કહી ચુકી હતી, ને તે અબળા, તેથી, થથરી જઇને અત્યંત કાહેલી બની ગઈ હતી.

"તેં એને સમજાવી નહીં? તેં એને થથરાવી નહીં?" તે કાકાએ વાત કરી રહીને તે ગરીબડી પર તકાજો કરયો.

"માહરૂં એની પર કશુંજ ચલણ નથી, નાદર," તેણીએ રડતાં રડતાં કહ્યું. "એ છોકરી બધી વાતમાં એનો બાપ છે. એના બાપ બી એમજ હુજજતી ને એકમતી હતા. આએ વાતમાં એ માહરૂં કે કોઇનું કશું બી માનવા સાફ નાજ કેહેચ."

"એ પસ્તાશે; તમો બેઉ પસ્તાશો," તે ડોસાએ વધતા જુસ્સાથી કહ્યું. "વારૂં તું ધનબાઇજીને તો ચીઠ્ઠી લખીને તેરાવ? જોઇએ, તેવણ કંઇ એ ભેજાંની ફેરવન દુકતીને સમજાવી શકેચ!"—અને આ નહી

ધારેલાં ને નવાં રમખાંણથી થથરી ગયલી નાજાંએ તરત ઉઠીને એ હુકમ મુજબ ધ્રુજતા હાથો અને રડતી આંખોએ ધનભુરાનાં ધનમાએજીપર એક ચીઠ્ઠી લખી તેવણને નાદારકાકાને નામે મલવા તેડાવ્યાં, ને તે ધણીમુઆં ડોસાં એ નવો ફીટનો ને ગભરાત શો હતો તે માટે મનથી ઘણાં તાજુબ થતાં તાબરતોબ પોતાની જોડીની ગાડી જોતરાવી કુવામાં નખાવતાં એ તરફ તણાઇ ઘસડાઈ આવ્યાં.

તે પછી તે ત્રણ ડોસાં ડગરાંઓની મુવાંની પાએદસ્ત જેવી એક મોટી ગંભીર સભા થઇ. ધનભુરાનાં ધનમાએજીની તો જાંણે અક્કલજ કામ કરી શકી નહીં. એ શું બનવા ને માનવા જોગ હતું કે દોરાબ જેવા એક ધનેતર ધણીને પડતો મેલી જાલ જેવા એક કામન, કામ-શીખાઉ, ઉધરતા, ટુંકબંડોળ્યા બેરીસ્ટર જેવા કમીનાને એ છોકરી પસંદ કરી શકે? કેમ બને!

"ઘણીજ ભેજાંફાટેલ પોરી!" તેવણે ગુસ્સાથી મત પાસ કરતાં કહ્યું. "એને કોઇએ રાહે રસ્તે ઉધારી કે કેળવી નહીં તેની એ બધી મોહકાંણ છે. ઘણી છગી ગીએલી છે. નાંજા, મને માંફ કરજો, પણ એ એકપુરી ને બાપ વગરની કરીને તમે એને કશી બી ધાક ધમકી વગર ઘણા લારમાં ઉધારી ને તદન છગાવી મુકી!"

"અરે, માએ, લાર શાંના બરયાચ?" નાજાંએ પોતાની હંમેશની ગરીબી મુજબ નાચારી ને તાબેદારીથી કહ્યું. "બિચારીએ બાપનું સુખજ શું જોયું જે તેની વાત? એના જેવી અભાગની તો ખોદા કોઇને ના કરતો. એ તો કાકાને જી ભરૂં તે તેવણ નહીં ધારેલા આયા ને મલ્યા ત્યારે આએ બધાં સારાં વાણાં જોયાં કેની? નહીં તો વસઇનાં એકાંતમાં સબરી તબરીને મરી જવાનું ઉતું, ત્યારે વરી લાર તે શાંના ને પદાર તે શાંના, માહરી માએ?"

"હા, પણ માએ, ખોદાએ રાખે ઉખરા જેવી દાહરેવારેની છોકરી થઇ તો સાધારણ અક્કલ તો રાખવી જોઇએ કેની?" ધન-માએજીએ હજી હાથ પગ પછાડવાનું જારી રાખ્યું; "એ તે શું કંઈ એની રીત છે?"

"પોરીમાં દેખીતી અક્કલ ઘણી કમ છે," હવે ડોસાજીએ ભમરડો ઘુમાવ્યો. "ઘણીજ હુંમતી ને હઠીલી છોકરી!"

"અરે આજે જો એના બાપ જીવતા હોતે!" નાજાંએ ઉંડી હાએ ખેંચી કહ્યું.

"તો ખરેખર ઘણું સારૂં થતે," નાદરકાકા એકમત થયા. "તો એ છોકરી એટલી વીખરી ગીએલી ઉધરતે નહીં, ને સારૂં નરસું પીછાંણી જાણુતે!"

"એ ચાલવા દેવું નહીં જોઇએ," ધનમાએજીએ મત આપ્યું. "બધાં વડાં વડેરાંને એ પોરી પાતરે પાણી પાએ એટલી તે એનાં માથાંમાં એ શું ખુમારી લેઇને ફરતી હોશે? લાવોની, હું જઇને એ બોલ ધમકાવી સમજાવીને કેહું?"

"હા; જાઓ, જાઓ, ધનમાએજી! તેટલા સારૂ તો મેં તમોને તસ્દી આપી બોલાવ્યાં," નાદરકાકાએ ઉલટમંદ જવાબ કરયો, અને ત્યારે નાજાંએ ગરીબીથી એટલુંજ માંગી લીધું, "માએ, મરી જાઉં, કંઇ ઘણી ધમકાવતાં ના."—અને પછી વળી વધારયું, "મરે, હું શું કરૂં? મને પોતાને બી ગુસ્સો તો ઘણો આવેચ, પણ જી ભરૂં એને જોઉંચ કે એને ધમકાવવાની માહરી જબાંજ જાંણે સીવઇ જાએચ! મરૂંરે, માહરૂં એકનુંએક ઓવઇનવઇનું બચ્ચું!"—પણ તેણીનાં સારાં નસીબે એક હેતવંતી માતાને જેમ આપનારો એ ખુલાસો ધનમાએજી સેવટ સુધી સાંભળવાને થોભ્યાં નહીં. તેવણ તો પ.ધરાં પરીનના ઓરડામાં રસુલા વાઘ પેરે ધસ્યાં ગયાં, કે જયાં તે સુંદરી કાંઇક કબટખાણાં ગોઠવવાની વેઠમાં પડી હતી, અને તેણીએ ધનમાએજીને જોતાંજ પોતાનું કામ તાબરતોબ પડતું મેલ્યું ને બંધ કીધું.

"આવો માએ, આવો ધનમાએજી," તેણીએ હસીને ખુરસી આગળ ખેંચતાં ને તે ડોસાને આવકાર આપતાં કહયું; "આજે તમે કાંહાંથી ઘણે ઘણે દાહરે એમ અત્યારે અહીં અચણુચ ભુલાં પરયાં?"—અને પછી તરતજ વધારયું, "ઓ, હા, હું સમજી; તમોને કાકાજીએ તેરાવ્યાં હોશે, ને તેવણના વકીલ તરીકે હાલમાં તેવણ તરફથી ફ્રીફ લેઇને તમે તો માહરી સાથ લરવા ને મને ધમકાવા આવ્યાં હોશો! એમજ કેની?"

મગર ધનમાએ પેહલાં તો પટાવા સતાવીનેજ કામ કાઢી લેવાની પેરવી કરી. તેવણે તેને પેટમાં ચાંપી અને કીસ કરી, અને પછી કહયું. "નહી રે, દીકરી, હું શું કરવા તુંને ધમકાઉં. પણ કાંએ—તેં કાંએ

એમ માથું ઉંચકયુંચ? તું કંઇ સમજેચ—તું કંઇ જાણેચ એ તું શું કરેચ તેના જોખમની વાત?"

"હું બધું સમજુંચ, ધનમાએજી," તે છોકરીએ માંગી લેવાની ઢપે કહ્યું; "હું પુરતી દુખી છેઉં, અને એ બાબે હવે તેથી વધતો મીનાકેસો ને તકરાર થવી સજાવાર નથી. હું માહરો ઠરાવ ઘણાજ મકકમ પાએ કરી ચુકેલી છેઉં."

"હા, પણ આપરે દુન્યાદારીની રીતભાતથી બે વાત તો કરયે?" ધનમાએજી બગ્ગ્દ થયાં. "તુંજ વિચાર કર, પરીન, એ બધું કેટલું ગોજું થયુંચ. ઘેરેઘેરથી ને ગામે ગામથી તુંને દોરાબ સાથનાં તાહરાં નકકી થયલાં કાજ વસ્તારાંની મુબારકબાદીઓ ને પેહરાંમણીઓ વહીક થઇ, અને તેથી હવે તે કાજ તોરી નાખવાનું—"

"તે કાજ કદી બી થયુંતુંજ નહીં," પરીન જુસ્સાથી વચ્ચે બોલી ઉઠી. "તે કોઈ કારે મોનેનાંઓનાં માહરી સાંબે ગોઠવેલાં પાટયાં ઉતાં. મેં તો કદી બી એ મને તદન અણગમતાં થઇ પડેલાં કારજ વાસ્તે માહરી બાહલી આપીતીજ નહીં."

"પણ તું ત્યારે ધસભસ તેમ બોલી કાંએ નહીં પરી?" ધનમાએજીએ બખ્યો દીધો; "તું તો ચુપચાપ રહી, ત્યારે લોક શું જાંણે તાહરાં મનનો ભેદ?"

"તે ગમે તે હોય, માએજી, પણ માહરી આખી જીંદગી માહરી એ એક નજીવી ગફલત સારૂ વેચી નાંખવા હું તૈયાર નથી," પરીને મજબુતીથી કહ્યું. "તે કદી બી હવે તો બનાવાનુંજ નથી. હું કાકાજીને પોતાને બી ના કહી ચુકીચ. ઓ ધનમાએજી, તમે લોક ના માહરી પર નાહક જુલમ કરો! આખી દુન્યામાં કોઈ બી ચીજ એ કારજ તોરી નાખવાને વરે મને સંતાપતી હોય તો તે ફકત વ્હાલા કાકાજીની માહરી ઉપરની ઇતરાજી છે. તેવણની આટલી બધી અમો માદીકરાં જોગી મેહરબાંનીને નગુણી થયલી દેખાવાના ખ્યાલથી હું અત્યંત દુઃખી થાઉંચ, ને તોબી તે કીંમતી હેસાંન બદલ બી હું માહરૂં વચન, માહરો પ્યાર ને માહરી જીંદગી વેચી નાખવા કબુલ થઈ શકતી નથી, વાસ્તે મને માફ કરો."

"તે તાહરી મરજી; ત્યારે ટુંકમાં એમજ કે તું તાહરી ખરાબીજ સોહોધેચ?" તે ડોસાંએ હવે ટણકાથી કહ્યું.

"જે માહરાં ભાગ્યેગમાં હોશે તે થશે," પરીને કહ્યું, "પણ નિતી ને સચ્ચાઇના રસ્તાથી હું ઉલટી ચાલવાવાલી નથી. તે કરતાં તો મરવું ભલુ!"

"ઠીક છે, ત્યારે, તાહરૂં કીધું તુંજ ભોગવજે," ધનમાએજી ઘણા ગુસ્સામાં પોતાની બેઠકપરથી ઉભાં થતાં બોલ્યાં; "હવે ત્હારે માહરે આજથી કંઇ વેહવાર નથી. એવી દાહરાબરી દુકતી માહરે કામની નહી. હવે પછી તું ગમે તેવી બી પસ્તાએ કે દુઃખી થાએ તો મને વચમાં પરવા કંઇ કેહવા આવતી ના."

"જાઓ, નહીં આવશું," પરીને બી હવે એ ચટકાના જવાબમાં તેટલાજ ફફડાતથી કહ્યું.—અને પછી તેઓ બેઉ રીસાયલાં તરતજ છુટાં પડયાં, કે જ્યારે ધનમાએજીએ પોતાની નાઉમેદીને ને હારી બેસવાની હીણપસ્તીના ખભલાટમાં નાદરકાકા ને નાજાં આગળ જઇને એકનાં ચાર કરયાં, ને બની શકે તો નાજાંની વધતી કમબખ્તી ને તે બુઢાને એવડી ઉસ્કેરણી કરી આપી; અને ત્યારે?



## પ્રકરણ ૪૩ મું.

તે પછી તે આખું ઘર મોટી શોકાગ્નિમાં ગરક ગયું. કોઇને કાંઇ સુઝે કે ગમે નહીં. નોકરનફરો વટીક પામી ગયાં કે કાંઇ બી ઘરમાં બિગાડ અથવા કજ્યો ચાલતો હતો. નાદરકાકો ખિજવાયલો, ગુસ્સે ને ઉદાસ હતો. તે હવે પરીનને મુતલગ વટાડતો નહીં, અને ટેબલપર જમવા પણ આવતોજ નહીં, જેથી તે મા દીકરી બુક બાચકો ખાત્રે મને ખાઇ લેઇ દર્દમંદ દીલે ઉઠી જતાં. તે બુઢો એ છોકરીને એમ થેસાવીને ઠેકાંણે લાવવા ચાહતો હતો! તેને દુઃખ ન થતું એમ ન હતું. પરીન વાસ્તેના બાપીકા પ્યારમાં તે પોતે એવો જકડપકડ સપડાઈ ગયો હતો કે આ એકલડોકલ એકલવાઈ જીંદગી હવે તેને કરડવા ધાતી હતી. તે પરીનને અસલ પેરે ખુશાલ તબ્યતથી હસ્તી, વાત કરતી અને તેને રીઝાવતી પાછી પોતાને પડખે ઉભેલી જોવાને આતુર હતો, પણ નહીં; ખાન્દાંની સુગ માટે સરબસર મરવાવાલા જે સેંહેંકડો શ્રીમંતો થાએ છે તે માંહેલો આ બુઢો એક નમુનેદાર નગીનો હતો, અને હઠ તો જાંણે તેના બાપદાદે ઓદેજ ઉતરેલી હતી, એટલે

મરતાં પણ તે પોતાનાં એ મમતી મતની જક છોડે એ બનવુંજ તેને માટે તમામ માહાલ થઇ પડયું હતું!

તે મન કઠણુ કરી અને દીલ પથ્થરનું બનાવી, તેથી, તેણીની સામે હવે તદન સખ્ખત થયો ને સખ્ખતજ રહયો. તેને લાગ્યું કે તેની આટલી માયા મેહરબાંનીને નિમકહરાંમ નિવડનાર એ છોકરી તેની એક બી દયાને હવે લાયક ન હતી. તેણી પોતાના એક બચ્ચાંસહી ને ઘેલાગાંડા ચીલબુલ્યા ધખારાને ખાતર તેનું ને આસપાસનાંઓનું સુખ વાંચવાનો ઉંધાડો અનાદર કરતી હતી, અને ત્યારે તે કેમ તેને માફ કરી શકે?

વળી તેને લોકોમાં બહુજ નરસ લાગતું હતું, અને પરીનનું કારજ તુટવા બાબે નીંદક જબાંનનાં દોજખીઓ મોં ભાવતાં ગલીચ ગુલબાનો ઉરાડતાં રહ્યાં હતાં, જે તે ડોસાને કાને આવતાં સામું આગમાં તેલ હોમાતું હતું! દરેક દાહડો, તેથી, બલ્કે દરેક કલાક તે ઘરમાં વધતા અણગમા ને વધતા મતફેરભરયા મુંગા કજ્યાનોજ જતો. અસંતોશ આખાં ઘેરમાં રાજ ચલાવી રહયો—તે ઘર કે જે અદયાપી આટલું સંપીલું ને સુખી હતું!

તે ડોસો મનથી નકકો કરી ચુકયો હતો. તેણે સોગંદ લીધા હતા. પરીન ને તેની માતાને માટે તેનો જીવ જળતો હતો, મગર જો પરીન તેણે ધારી રાખેલી ચોકકસ મુદત સુધીમાં ઠેકાંણે નજ આવે તો તે મા દીકરીને ઘેરમાંથી હાંકી મેલવાનો તે અભાગ્યાએ નક્કી ઠરાવ કરી મેલ્યો હતો, કે જે અમલમાં મુકવા માટેની ખોટી માત્ર તે તેની ધારેલી મુદતની અવધ પુરી થવાનીજ હતી!!

તે જાલને મનમાં લાખલાખ 'સેસ ભરતો' હતો. તેને લાગતું હતું કે તે 'કર્માંનો' જો તેણીના રસ્તામાં ન આવતે તો આ ફીટનો બખેડો બરપા થવા પામતેજ નહીં, ને પરીન કેવારની દોરાબને પરણીને પાર પડી જતે, કે જયારે તે ઘર હતું તેવુંજ આબાદીમાં હસ્તું, સુખી ને ખુશખુશાલ રેહતે. આ તો તે "ઢુકતા" એ વચ્ચે માંથુ મારવાની નહી ધારેલી મોહકાંણુ થઇ, કે જે ખરાબી અને તેનાં પરીણામ માટે એ ડોસો હવે ધ્રુજી ધપકી રહયો હતો.

તેઓ હવે જવલેજ મળી શકતાં હતાં—જાલ ને પરીન. તેને એ બંગલાનો ઉંબર ઓળંગવાની નાદરકાકાએ સખ્ત મના ફરમાવેલી એટલે તે કેમ તેને ગમે એવું ગમવા છતાં પોતાનાં પ્યારાં પંખેરાંને મલવા ત્યાં આવી શકે? એટલામાટે ઉંચકીચુંચકી, રસ્તે સેરદે, તેઓ અનાયસે ઘડીચપકો મલી જતાં તેજ, અને તે મીલાકાતનાં સુખને જાલે "બેહેસ્તમાં એક ડોકયું" એવું રમુજી તોરનું નામ આપ્યું હતું. તે એ મીલાકાતને સ્વર્ગનાં સુખ જેવી બુલંદ ઉપમા આપતો હતો!

એમ છતાં, તેઓ કાગળપત્રો લખી શકતાં હતાં, ને તેમાં કોઇનો સુભાગ્યે કશો આંકોશ ન હતો, માટે જાલ લખીને તે નાજનીનને તેનાં સુવચનોની ઓસ્તવારીમાં યાદ આપી આપી વધારે ને વધારે કાયમ કરયો જતો હતો. તે એક શુભાખીત બોલનાર ને જોરાવર અસરનું લખનાર હતો, માટે પોતાની પ્યારી જોગાં તેનાં કાગળપત્રોમાં તે એવો તો અસરકારક થતો કે પરીન તેને માટેના પોતાના ઠરાવો, કસદો અને કસમોમાં એક તલ માત્ર પણ દગમગી શકી નહીં. વળી અવારનવાર તેઓ મંચીની ચાંદણને ત્યાં ખાસ ગોઠવણ કરી મલતાં હતાં. વ્હાલાં વાંચનાર યાદ કરશે કે ચાંદણ પોતે પોતાના પરણ્યા સંસારમાં અતી ઘણી અસુખી હતી, જેથી પોતાની મરજીનાજ ખાવંદને વરવાને તે પરીનને હંમેશ આગ્રહ કરતી અને ભલામણ આપતી રહી હતી. એટલાવાસ્તે જયારે પરીને દોરાબ વેરે પ્યાર વના પરણવા નાજ પાડી, અને જાલ આટલો ઉધરતો ને ઉતરતો છતાં તેને પોતાના પ્રૌઢ પ્યારને સબબે તેણીએ વધતી ડીદાગીરીથી કબુલ રાખ્યો, ત્યારે ચાંદણે પોતાની મીઠી સહીની એ હીમ્મત અતી ઘણી વખાંણી, ને આ વિરોદ્ધમાં, તેથી, તે એકલીજ હાલમાં તેની મિત્ર ને મદદગાર રહી હતી.

એ ઘણું નેક થયું. એથી થયું એમ કે જયારે મંચી ઘરમાં નહીં હોએ ત્યારે ચાંદણ તેમની મીલાકાતની થોડા થોડા દિવસોને અંતરે સગવડ કરી તે પ્યારાંઓને પોતાને ત્યાં તેડતી અને મેલવતી, અને અવારનવાર એ રીતે ચાંદણની હાજરીમાંની તેમની રૂબરૂ મીલાકાતથી તેમને પરસપર ઘણું સુખ થતું રહ્યું હતું. એમ તેઓ એક દિવસ મળ્યાં, કે જયારે પરીને કાંઇક નાઉમેદી ને અજાયબી વચ્ચે જોયું કે તે જાલ) હંમેશ જેટલો ઉલટમંદ, સુખી કે ખુશાલ ન હતો! એમ કેમ?

"એમ કેમ, વ્હાલા જાલ?" તેણીએ, તેથી, ચાંદણનું ધ્યાંન બીજી મેર હતું તેટલાંમાં ઘણી કાળજીથી પુછયું; "તમને શું છે? આજે તમે ખુશાલ નથી!"

"હું ત્હારોજ ખ્યાલ કરૂંચ, પરી," તેણે હેતવંતો જવાબ કરયો; "મેં તને ગઈ કાલે કાલી સાડીમાં જોઈ ત્યારે તું કાંઇ એટલી તો બિરાજતી હતી કે હું જાંણે તને જોતાં મોજથી બેતાબ મારી ગયો, અને હાલ આએ ગુલાબી તેરાકોતામાં તું એવી તો દીલખુશ દેખાયછ કે જાંણે કાલ કરતાં બી તું આજે વધતી મને મનોહર દેખાએચ!"

"ત્યારે રોજ રોજ તમારી આંખમાં હું વધતી ને વધતીજ ખુબ-સુરત દેખાયા કરૂંચ, એમજ કેની?" પરીને હસીને પુછયું.

"હા."

"તે મને ગમ્યું," પરીને પ્રતીઉત્તર કરયો. "મારા વ્હાલા જાલની આંખમાં હું રોજ ને રોજ વધારે ગમતી ને ખુબસુરત દેખાઉં એજ માહરે ચ્હાવાનું છે.

"અને ત્યારે હું કેમ નહીં બરાપો કરૂં?" જાલે પાછી ગમગીન અદા ધારણ કરયું. "પરીન પ્યારી, માહરા જેવા એકને માટે તું સરજાઇજ નથી. માહરાં ગરીબ ઘેરમાં તું—"

પરીને હોઠપર આંગળી મુકી તેને તરત ચુપ કરયો.

"તમારે ચુપ કરવું પડશે," તે લાડલીએ નાજથી કહયું. "તમે આપરો કરાર ભુલીજ ગીયા. મેં કહ્યુંચની, વ્હાલા, કે એવી બેહુંદી વાત ફરીથી માહરી આગળ કદી કરતાજ ના, ને મને તમારાથી એક બી વાતમાં ચઢતી ગણવાની ગુન્હાભરી ભુલ કદી થવા દેતાજ ના?"

"નહીં કરશ," જાલે તાબેદારીની રમુજથી કહયું, "પણ હું જેમ આપરી દુ:ખી હાલતનો વધતો વિચાર કરૂંચ તેમ વધતો ગુંચવાયા કરૂંચ કે એ આપરાં હાલનાં મોટાં દુ:ખનું સેવટ શું ને કયારે આવશે?"

"સેવટ સારૂંજ આવશે, જાલ," હ્યાં ચાંદણ વચ્ચે પુરાઇ. "'હીંમતે મર્દ તો મદદે ખુદા' એ કેહતી કેમ તમે ભુલી જાઓચ? તમારે તો આવા શીખેલા ભણેલા હોવાને લીધે પરીન કરતાં ઘણી વધારે હીંમત રાખવી જોઇએ!"

"હું ઘણું બી મન મારૂંચ, પણ એ ગમગીની માહરાપર ગાલેબ આયા વગર રેહતીજ નથી," જાલે કહ્યું; "મગર ખેર, એ વાત જવા દેઓ. હું છાતીતોડ મેહનત કરશ, ને પુરતું પેદા કરી એ માહરી માહાબુબને બનતાં સુખમાં સદા રાખશ."

"હું પૈસાને તમામ તુચ્છ જાણુંચ, જાલ," પરીને પાછું કહ્યું; "હું કેટલીક વખત તમને ખાત્રી આપું? પૈસાનો લોભ કદી માહરૂં માથું ફેરવશે નહીં, ને ગરીબાઇ કદી મને સંતાપી શકવાની નથી; વાસ્તે એ બદલ તમે ફકર કરોજ ના. તમોને તો હું જાંણે હવે તનમનથી પરણી ચુકીચ, અને તેથી હવે એ સંતાપ કરયા કરવામાં સાર શું? હજી શું આપરે જુદાં છઇએ?"

"ત્યારે જુદાં નથી તેની ખાત્રીમાં, વ્હાલી પરીન, મને આએ તાહરી આંગળીપર સેરવી દેવા દે."—અને, એમ કેહતાં, જાલે તે મધુરીનો ડાબો નાજુક નરમ સુંવાળો હાથ ઝટ પોતાના હાથમાં લીધો, ને ખીસામાંથી કાઢેલી એક ડબ્બી ખુલી તેમાંથી ઝગઝગાત પાંથરતી એક વીંટી કાઢી તેણે તેનાં ત્રીજા આંગળાંપર સેરવી દીધી.

તે દેખીતું કીંમતી ઝવેરાત હતું. તેમાં વચમાં ઉંડા કલરનું એક દીલપઝીર આંખ ઠડી રહે એવું માંણેક હતું, ને તેને ફરતા હીરા હતા, જે પણ તેટલાજ તેજસ્વિ હતા.

પરીને તે વીંટીપર હેતની એક ચુંમી લીધી, અને પછી તે નીરખી તપાસીને કહયું, "તમે કાંએ એટલો મારે ખાતર ખરચ કરોચ, જાલ?" તેણીએ હેતથી કહયું; "એમ તમારાથી કેમ પોંહચાશે? એમ તો, વ્હાલા, તમે વ્હેલા થાકી જશો! હું કાંઈ ઝવેરાતમાં સમજવાવાલી નથી, ડીઅર, પણ મને લાગેચ કે આએ નંગ ઘણાંજ ઉંચાં ને મોઘાં છે."

જાલ હેસાનથી—મીઠાસથી હસ્યો.

"એ ખરચની કશીજ જરૂર ન હતી," તેણીએ જારી રાખ્યું. "ખાત્રીથી માનો, વ્હાલા, કે મને એ ચાઇચામનો જરા બી પ્યાર કે અભખરો નથી. એ કરતાં એક સાદી સુનાની વીંટી ઓછી ખરચાલુ થવાથી તમારી તરફથી મળેલી મને વધારે હરખાવતે. મને કેહો, મને હવે તો પ્રૉમીસ કરો કે માહરે ખાતર હવે પછી તમે કોઈ એવા

બીજાઆરા તીરા ને વગર અગતના ખરચ કરશોજ નહીં. જ્યાં દોહર-યાંથી પટે ત્યાં પાવલો બી ખરચતા નાજ. મને હા કેહોની? મને પ્રૉમીસ આપોની?"--અને જાલને હસી હસીને, ચાંદણુની ઘણી ગમત વચ્ચે, ફરજયાત તે જુલમથી માંગેલું વચન તેણીને આપવુંજ પડયું!

## પ્રકરણ ૪૪ મું.

"મોહોત સુધી મ્હારી" એ મજકુર વીંટી આપ્યા પછી પરીનના સંબંધમાં જાલે પોતાનો મુદ્રાલેખ આદરયો હતો. "હવે તું મોહોત સુધી મારી થઇ," તેણે કહયું હતું, ને પરીને શાંતીથી જવાબ કરયો હતો,—"અને મોહોત દયાળુ થઇને, વ્હાલા જાલ, આપુને તરત ને જલ્દી છુટાં પારશેજ નહીં."—કે જે ખુશકારક સવાલ જવાબો તે બંને છુટાં થયાં ને પોતપોતાને ઘેરબારે ગયાં તે પછી પણ તે બંને પ્યારાંઓના કાનમાં વાગ્યાજ કરયા!

તે રાત્રે નાજાં ઘણી મીનતજારીથી મનાવી પટાવીને નાદરકાકાને ટેબલ પર જમવા લાવી. "તમે રીસઇ રેહશો તો એ પોરી જાસ્તી ફટાંઉ થશે," તે માતાએ કહયું. "તમે એમ ના કરો. જોવો, મરી જાઉં, એ છોકરી તો માયાથીજ મનાશે."—અને, પરીણામમાં, રીસાયલો નાદરકાકા મુસ્કીલથી મનાયો ને જોહેમતથી ટેબલપર તે રાત્રે બધાંઓ ભેગો જમવા આવ્યો.

તે રાત્રે, તેથી, ટેબલે તેનું આગલું તેજ ઝટ પકડયું. બધું વધતું ખુશાલ દેખાતું હતું. પરીન નાદરકાકાના જમના હાથ પર બેઠી હતી, ને તેવણુની જમતાં જમતાં ધારા પ્રમાણેની ખીદમત કરતી જતી હતી. ને અદરાઇ તેજ દાહડે કાકા એમ તેની જોડે જમવા આવ્યાં તે તેને ઘણું સગનવંતુ ભાસ્યું.

અને તે સારૂંજ હતું ને સારૂંજ થાત—જો ભોળી નાજાંએ પોતાની અકસર સાદાઇ ને ભોળાઇમાં ઘોંટાળો કરી અભાડો બાલ્યો ન હોત તો! તેણીએજ નહીં ધારેલી ખરાબી કરી.

"આ મરૂંરે, માહરી માએ," પરીનના હાથની હીલચાલમાં પેલી રોશણીમાં દીપક મારતી ને ઝલઝલતી વીંટી પર તેણીનું ધ્યાંન ખેંચાતાં તેણીએ કહયું,—કે જે દરમ્યાંન બધાં અરધું બી જમી રહેલાં ન

હતાં!—"એ આએ કેઇ વીંટી? એ મેં તો નહીં જોએલી? જી ભરૂં નાદરકાકાએ એ કયારે અપાવેલી?"

અને ત્યારે? જો કોઇ જેવી બાંગડ કે લબાડ છોકરી હતે તો તેની માતાનો એ કવખતનો ને કઢંગો સવાલ ઉડાવતે, પણ તે માતાએ તેનો હાથ પકડી તે વીંટી ધ્યાનથી જોવા માંડી તે દરમ્યાંનમાં પરીને તો ફકત એકજ પળ વિજળીના વેગે મનમાં આગળ પાછળનો વિચાર કરી લેઇ હીંમતથી ને સાદાઇથી ઝટ પ્રમાણીક જવાબ કરયો, "એ મને આજે માહરા જાલે પેહરાવી, મમા ડીઅર; આજે અમે અદરાયાં."

થઇ ચુકયું; એટલુંજ બસ હતું!

તે માતાએ ગુસ્સામાં છછણી પડીને પોતાના હાથમાં પકડેલો તે પ્યારો હાથ ફેંકી દીધો, ને ગુસ્સાનો એક માહા ગંભીર ચીલ્લો ચઢાવી નાદરકાકો જમતો જમતો કશું બી બોલ્યા વગર એકદમ ઉઠીને ઉભો થયો. તેણે તે પછી ગુપચુપ ત્યાંથી પોતાના ઓરડામાં ચાલુ મુકયું.

હવે પાછો બધો રંગ ફરી ગયો! "ઓ તું મરેરે, તું મરેરે," તે માતા અટવટ કરવા લાગી; "એવો જવાબ મને કાંએ દીધો? મુઇરે હું અભાગણી પુછતી!"—અને તેણીએ કપાલ કુટયું.

"મમા ડીઅર, નાદાન ના થાઓ," નોકરોને તરત ત્યાંથી રૂખસદ કરીને પરીને તે માતા આગળ જઇ તેને પટાવી, "હું વગર પુછવે બોલી નથી; તમે પુછયું ત્યારેજ હું બોલી કેની?"

"હા, પણ કંઇ બીજું કાંએ નહીં બોલી? મુંગી કાંએ નહીં મરી રેહી?" તે માતાએ કકલાટ કરયો.

"કારણ શું?" પરીને તકાજો કરયો; "માહરે એમાં બીહીવા કે શરમાવાનું છેજ શું? મમા, તમો મને અજબ કરોચ! તમારી મરજી શું એમ હતી કે મારે જુઠું બોલવું?"

"મુઇ રે હું અભાગની!" તેણીએ વળી અટવટ કરી; "કેવી કેવી રીતે હું જેમ તેમ મનાવી પટાવીને એવણુને અહીં લેઇ આવી ને આએ શું મુવું નહીં ધારયું રોખરૂં થઇ ગીયું!"—અને પછી જરા વારે ગુસ્સાથી વધારયું, "એ પોરયાએ ત્યારે એ હસાબે તો ઘણું માથું ઉંચકયુંચ! એની તાગાદ શું જે તુંને વીંટી પેહરાવે?"

"તમોને પપાએ પેહરાવેલી કેની?"

૨૫

"હાસ તો."

"ત્યારે માહરા વર મને નહીં પેહરાવે તેનું કંઇ કારણ, મમા?" પરીને પુછ્યું, ને ખુરસીમાં પાછલ પડી અઢેલો માહરી આપણે જોતાં મોહ પામી જઇએ તેમ તે ખુશ મિજાજે નફકરી હસી પડી!

"મરેરે, દાંત ના કાહાર રે દુકતી, તુંને શું થયું? હવે તુંને શુ કરૂં?" તે માતાએ જાસ્તી સંતાપ કરયો.

"ચાલો, ગુસ્સો ના કરો, મમા ડીઅર," તેણીએ આગળ જઇ તેને હેતથી કીસ કરતાં કહ્યું. "મને ખુદરતીજ હસવું આયું, કેમજે જે કાયદો તમારે વાસ્તે વાજબી તે માહરે સારૂ ગેરવાજબી કેમ થઇ શકે?—પણ ચાલો વારૂં, મને માફી આપો."

વળી તે જરા થોભી અને પછી વધારયું, "તમો માનશો, મમા, મને એ વીંટી પેહરાવી કેની ત્યારે માહરા જાલ મને કંઇ એવા તો ખુબસુરત દેખાયા કે હું તો જાણે ઘેલી દેવાની જેવી તેવણ પરથી ફીદાજ થઇ ગઇ. હું તો—" અને તે હજી આગલ બોલતે, કે જયારે નાજાં તો અરધા મીઠાસથી ને અરધા ગુસ્સાથી ડોલા ધુરકતીજ જતી હતી: પણ તેવામાં બારણું ઉઘડયું, અને મસાલે આવીને કહ્યું, "મોટા શેઠ પોતાના ઓરડામાં છે, ને મીસી બાબાને એકદમ પોતાની પાસે મલવા બોલાવેચ."

"ઓ માએ, હવે શું કરૂં? હવે શું થશે?" નાજાં ફાળ ખાઇ ઉઠી! તેણે તે ડોસો ટેબલ પરથી ઉઠી ગયો હતો ત્યારેજ તેની આંખમાં કાંઇ એવું જોયું હતું કે જેથી તે અબળા થથરી ગઇ હતી; પણ પરીન હજી બી જરા એ બીહીઘેલી દેખાઇ નહીં. "શાનાં એમ બીહી જાઓચ, મમા?" મસાલને મોકલી દેઇને તેણીએ પોતાની માતા પર પરયારો કરયો. "એટલું બધું તે શું થઈ જવાનું છે?"—અને પછી તે એક શેહેનશાહાબાંનુના તોર ને દમામથી તે કાકાને મલવા ગઇ, કે જયારે નાજાં દઘાયલી, ફુગલાયલી, ફસડાઇ પડેલી પોતાની બેઠકમાં હાએ અફ્સોસ કરતી એકલી બેસી રહી.

પરીન હવે તે કાકાની હજુરમાં આ મતફેર થયા કેડે આમ બીજી મરતબે દાખલ થઇ, ને તેની હીંમત, તોર ને દમામ જોઈ તે કાકો પોતે પણ મનથી વધતો ઓછો તાજુબ થયા વના રહી શકયો નહીં; મગર તેણે તે તાજુબી કોઇ રીતે દેખાડી દીધી નહીં. તેણે તેણીને બેસવા બી પણ કહયું નહીં. તે ટેબલનો ટેકો લઇ ઉભી હતી તેમ ઉભી

રેહવા દેતાં તે જઇને પોતેજ બારણું બંધ કરી આવ્યો, અને પછી તે માહાતાબચેહેર મધુરીની સાંમે આવી ઉભો.

તેણે તેણીનો મોહક તોર ને થસ્સો એકાદ પળ પોતાના ગમે એવા મોટા ગુસ્સા છતાં વખાંણથી જોયો. ઘરના સાદા થથેરામાં તે દીલબર ઘણી દીલપઝીર નજરે આવતી હતી, અને વળી હીંમત અને સ્વતંત્રતા એવી તો તેણીના મુખમુદ્રામાં છપાઈ રહેલી વંચાતી હતી કે જાંણે દુશ્મનોના નાગી તરવારના ધુજારામાંથી પોતાની ફોજની ધજા લઇ જનાર એક શુરવીર પોતાના જાંન માટે વટીક બેપરવાહ દેખાએ એવો તે ભાસ આપતી હતી.

"તમે શું કેહવા માંગોચ, કાકાજી?" તેણીએ શાંતીથી પુછ્યું.

"હું તારો વાલી ને મુરબી છેઉં," તે ડોસાએ કહયું; "હું અત્રે તાહરા બાપની જગ્યાએ છેઉં—"

"પણ હાલમાં બાપ જેવા મેહરબાન નથીજ," પરીને હસીને વચમાં વધારયું.

"વાસ્તે વાલી અને બાપની સત્તાથી હું તુંને હુકમ કરૂંચ, છોકરી," તે કાકાએ તેનાં વચમાં બોલવા પર કશું એ ધ્યાંન આપ્યા વના જારી રાખ્યું, "કે તાહરે આંગલે આએ વીંટી છે તે એકદમ ખેંચી કાહાર, અને જે કમીનાએ માહરી મંજુરયાત વગર તુંને એ પેહરાવાની સરકશી કરી છે તેનાપર એકદમ પાછી મોકલી આપ: સાંભલેચ કે?"

"હા, કાકાજી."

"ત્યારે માહરા હુકમ મુજબ કરની?"

"તે કોઇ કાલે બી બનવાનું નથી," પરીને દલેર ઠરાવ ને હીંમતથી કહયું; "તમે મને બાવાજીનાં બુચાં માફક ત્રીટ કરો તેને હું તાબે થવાની નથી. હું મરશ ત્યાં સુધી હવે એ વીંટી માહરી આંગલીએથી નિકરવાની નથી."

"તું અતેરૂં કરેચ, પરીન," તે કાકાએ ગગડાત કરયો; "સમાલ કર—હજી બી ઘણી સમાલ કર! હું ફરીથી તને ચાન્સ આપુંચ. હજી બી વિચાર કર; હજી બી તાબે થા. બોલ, માહરી મરજી મુજબ

એ વીંટી પાછી મોકલી તે બેબદામના સાથનો ત્હારો વહેવાર તું તદન બંધ કરવા હજી બી કબુલ છે?"

"નહીં અને નહીંજ."

"ઠીક છે ત્યારે, હવે મને સાંભળી લે," તે કાકાએ ગુસ્સાથી વળી તન બદનમાં ધ્રુજતાં કહયું. "આટલું સુધી એ માહરો ઠરાવ અમલમાં મેલતાં મેં ધીલ થવા દીધી તે ફકત ત્હારે વાસ્તેના થોડા ઘણા બાકી રહેલા માહરા પ્યારને ખાતરજ હતું, પણ જો તું તે નીચ પોરયા—"

"કાકાજી, મોનું સંભાલીને વાત કરો," પરીને ગુસ્સામાં કહયું; "તેવણ માહરા ભરથાર છે, ને તેવણને વરે એવા અપસુખનો ઓચરા-એલા હું હવે સાંખી શકવાની નથી—તમારે મોંનેથી બી નહીંજ. તમારે મને જે સજા કરવી હોએ અથવા જે કેહવું હોય તે સીધેસીધું કહી દેઓ."

"માહરે એજ કેહવું છે, દુકતી, કે જો તું તે બેબદામનાને નહીંજ છોરી શકે તો હવે મને છોરી જા," તે કાકાએ કહ્યું. "હવે માહરાં ઘેરમાં તાહરી એવી બેઇજ્જતી સાથે તાહરૂં કંઈ કામ નથી. લોક માહરી હસી કરે ને મને આંગળી બતાવે તે માહરા બુઢાપામાં ને મરતી ઘડીએ થએલું હું તામોશ કરી શકવાનો નથી, ને તેથી તું તાહરી અત્યારેજ પસંદગી કરી લે. યા તો મને કબુલ રાખ યા તેને. હું તાહરો બાપ છેઉં, તુંને જાણે મેં માહરૂં લોહી પાઇ ઉછેરીછ; તુંને શીખવવા, સુખી કરવા, સોસાયટીને લાયક કરવા મેં પાપરીની પેરે માહરો પૈસો વેરયોચ, અને હજી તું તાબેદાર ને સીધી થાએ તો હું શું શું કરશ તે તું જોશે. વાસ્તે કેહે—ઘણો લાંબો વિચાર કરીને કેહે—તું કોણને કબુલ કરેછ—મને કે તેને?"

"તેને," આ લાંબાં તાહેલાંનો પરીને ટુંકમાં તરતજ સીધો સીધો જવાબ કરયો,—અને તે ડોસાને આગલ શું કેહવું હતું તે સાંભળવા દલેરીથી થોભી

"જો, આએ માહરૂં વસીએત છે," તે ડોસાએ પોતાનાં બદનનાં મોટાં ગજવાંમાંથી સરકારી સીલ સાખનો એક લાંબો દસ્તાવેજ ખેંચી કાહાડતાં કહયું; "એમાં માહરી તમામ દોલત ને અસકેઆમતની એકલી હકદાર વારેસ મેં તુંનેજ કરેલી છે, ને એ લખ્ખોની દોલતને

એક નાચીજ પોરયાના પ્યાર વાસ્તે જો તું ઠોકર મારવા તૈયાર થઇ હોશે તો એ વસીયતનો તાહરાં દેખતાંજ હું નાશ કરી નાખશ. બોલ, હવે તું શું કેહેચ?"

પરીન તુચ્છકારથી હસી.

"તુંને ને તાહરી માએને આજે રાતોરાત માહરૂં ઘેર મુકી જવું પરશે," તે જુલમગાર ડોસાએ જારી રાખ્યું; "આએ વીલનો નાશ થવા પછી તાહરે માહરે કશોજ સંબંધ રેહશે નહીં, અને હું એક ઘરી બી તમો મા દીકરીને માહરાં છાપરાંનો આશરો આપનાર નથી. હું તુંને શરાપ દેવશ, કેમજે માહરી લોકોમાં હદવનાની હસી કરાવી તેં નાસ કરી નાંખ્યોચ, વાસ્તે એ બધી વાતનો પુખ્ત વિચાર કરી જે જે કેહવું હોય તે કેહે."

હવેજ પરીન લગાર જંખવાણી ને દુખી થઈ. નહીં કે તેને વસીયતથી બાકાત થવાનો કે તે ધનાઢ્ય મેહેલ છોડી જવાનો ગમ થયો; નહીં કે તેને આ જાહોજલાલી, રાચ રચીલું, મોજસોખ હૈયે ચઢયાં, કે કાકાને વાસ્તેનો બાપીકો પ્યાર ગલાંમાં ખુટયો; પણ તેની મા—તેની વ્હાલી વીધવા મા પાછી ગરીબીનાં સંકટમાં અવત્યાં મેલનારી ને રાતોવહી રખડી જનારી હતી તે ખ્યાલથી તે અલબત ગભરાઈ ગઈ.

"તમે ઘણુાજ જુલમી થાઓચ, કાકાજી," તેણીએ, તેથી, રડી દેતાં કહ્યું; "માહરૂં ગમે તે થાએ ને ગમે તે કરો, પણ માહરાં બીચારાં દુઃખી માએને માહરે લીધે હેરાન કરો એ શું વાજબી છે?"

"અલબત વાજબી છે," તે બુઢાએ બખાલ્યું. "તુ ગુન્હેગાર જો તાહરા એક નજીસ ધખારાને ખાતર માએ બાપનાં સુખને બી ઠોકરે મારે તો હું માહરા વાજબી ગુસ્સાને ખાતર તમો બેઉને સજા કરૂં તેમાં ગેરવાજબી શું છે?"

પરીન દગમગતી દેખાઇ, ને તે ઢચુપચુપણાંથી તે ડોસાને કાંઇક ઉલટ ને ઉમેદ આવી.

"હું તાહરી સાથ એટલો સખત થવા ઘણો દુખી ને દલગીર છેઉં, માહરી દીકરી," તેણે કાંઇ નરમાસથી કહ્યું, "પણ તેંજ મને તેવો બનાવ્યો. હજી બી વિચાર કર. હજી બી આપરૂં બધાંનું સારૂં વાંચ. તુંને દોરાબ નહીં ગમતો તો જા, તેના સાથ પરણાવા હું તુંને ફરજ પારતો નથી. એવોજ કોઇ બીજો તુંને ગમતો વર મલે તો પણજે,

નહીં તો જોઇએ તો કુમારી રેહજે, પણ આએ પોરયાને તો માહરા સુખનપરવરી વાસ્તે તાહરે પરતો મેલવોજ જોઇશે. જો તું એટલું માહરૂં કેહેણ કરશે તો હું તુંને પાછી દરેક સુખમાં તરતી રાખશ. આએ એબનાવ બન્યોજ નહીં હોએ તેમ તે હું ભુલી જવશ, અને આપરે બધાં પાછાં સંપમેલમાં ને અમનચમનમાં રહીશું. વિચાર કર, પરીન, વિચાર કર !"

"હું તેજ કરૂંચ," પરીને દુખી સ્વરે ને ધીમે સ્હાદે જવાબ કરયો.

"જો તું નાજ કેહશે તો હમણાંજ રાતોરાત તમો બેઉને અત્રેથી ઉઠાંગરી કરી જતાં રેહવું પરશે, ને ફરીથી તું મને જીવતો જોવા કદી પામવાની નથી. હું કદી તાહરી માફી કબુલ રાખવાનો નથી. એક વખત તું માહરો ઉંબર ઓલંગી ગેઇ તો સદાનીજ ગેઇ જાંણજે. હવે વિચાર કર ને જવાબ દે."

તે ચુપ રહી. ટાંચણી પડે તો સંભળાએ એવી ચુપકી તે ઓરડામાં બે ચાર પલ પસરી, અને પછી તે દુખી દીલે બોલી, "હું માહરા વરયાં વચનને સાચીજ થવા માંગુચ, કાકાજી. માહરાં ગરીબ માએજીને વરે માહરો જીવ બરી જાએચ, પણ માહરો ઉપાય નથી."

"ત્યારે એજ તાહરો છેલ્લામાંછેલ્લો ને નક્કી ઠરાવ છે?" તે નાઉમેદ બુઢાએ નસેનસ દુખી થતાં પુછ્યું.

"હા."

"ચાલ ત્યારે માહરી સાથે એકદમ તાહરી માએ આગળ, ને અત્તરધરી તમે બેઉ જેમ ખાલી હાથે અહીં આવીતીઓ તેમ માહરૂં ઘેર છોરી જાઓ."

પરીને કાકલુદીથી તેનો હાથ પકડયો.

"તેવણ બીમાર છે," તેણીએ રડીને કહયું, "તેવણના જીવમાં જીવ નથી. ઓ કાકાજી, ના જુલમ કરો—મને માહરી નાંખો, પણ તેવણને બચાવો! તેવણને તમારે તાંહાં દયાને ખાતર કે ખુદાને ખાતર રેહવા દેઓ."

"કદીજ નહીં."

"વારૂં સહવાર સુધી તો અમોને રેહવા દેઓ?" તેણીએ હજી વિનંતી કરી. "અમે બે બાઇ માણુસ આવી મોરી રાતે કાંહાં જશું?

સહવારૂં થશે કે અમે વસઇ જતાં રેહીશું. ઓ કાકાજી, સહવાર સુધીની તો અમોને મેહેતલ આપો?"

"એક કલાકની બી નહીંજ," સરબસર દેવાના થયલા તે ડોસાએ એક દીવાનાનાજ જુસ્સાથી કહયું—અને તેણીનો હાથ કમકમાતથીજ હોય તેમ છટકાવી નાખી તે બાહેર ધસ્યો, એટલે પરીન તેની પુઠે દોડી. જો તે નહીં જાએ ને તેની માને નહીં સમાલે તો તે બાપડી કદાપી એ "શૉક"થીજ મરી જાય—તે મરી જાએ તેવીજ તેની નાતવાન ને નબળી દેહ હતી--માટે ફકરમંદ પરીન પોતાના કાકાની આગળ ધસારો કરીને નિકળી, અને કાકાની આગમચ દોડી જઇને પેહલાં તે માતાને મલી. તેણીએ જઇને ઘણાં હેતથી બગલગીર થઇ તેને જાંણે પોતાની બાથમાં સમાલી લીધી, અને તેવામાં તે છેડાયલો બુઢો પણ, તે મા દીકરીને રાતોરાતજ તે મેહેલ જેવાં પનાહ આપનારાં પનોતાં મકાંનમાંથી હાંકી કાઢવા, તેણીની પછવાડેજ ધસ્યો અંદર આવ્યો!



## પ્રકરણ ૪૫ મું.

તે કાકા ભત્રીજીની લડાઇએ ઘણું ગંભાર રૂપ પકડી લીધું!

"મમા ડીઅર, જો હીંમત રાખજો!" તેણીએ ત્યાં પોંહચતાં સાથે તે માતાને બગલગીર થઈ કાલાવાલાથી માંગી લીધું; "કાકાજી કંઈ ઘણું નૅસ્ટી કેહવા આવેચ તે વખતે તમારી ગરીબ દીકરીપર ભરૂસો રાખી હીંમત રાખજો?"

"ઓ માએ, એવું તે શું છે?" નાજાંએ હીંમત પુરીજ મેલી દેતાં ને ફસડાઈ જતાં પુછયું;--અને પરીન તેનો જવાબ કરી શકે તેટલાં તો નાદરકાકો પોતેજ ત્યાં ધસ્યો આવ્યો!

"એટલુંજ છે, નાજાં," તે ડોસાએ બીહીક લાગી આવે એવા ગંભીર થસ્સા ને ડરાવનાં ઝનુનથી કહયું, "કે આએ તાહરી નાફરમાંન નારવા દુકતીને ખાતર એને લેઇને તુંને અત્તરઘરી ને રાતોરાત માહરાં ઘેરમાંથી સદા સુધીનું જતી રેહવું પડશે."

"ઓ!" નાજાંએ ખરાં દીલના ગભરાતની ચીસ પાડી; "અત્યારે? રાતો વહી! ઓવાય, નાદર, એ શું જુલમ! જરા ખ્યાલ તો કરો? હું બાઈ મનખ અત્યારે આવી મોરી રાતે માહરાં જુવાંનજમાન બચ્ચાને લેઇને એખલી કાંહાં જાઉં?"

"જાહનમમાં!" તે ખુંન પર ચઢેલા બુઢાએ બરાડો પાડયો; "મને તેની સાથ કંઈ કામ નથી. હવે મને તમો કોઈની કંઈજ દરકાર નથી! મેં પરાયાંને પોતાનાં કીધાં ને તે લોકનુ ભલું વાંચવા ને તે લોકને સુખી કરવા પાપરીની પખીન પૈસો વેરયો તે બધું નરખમાં નાંખ્યું. એને બદલે એટલુંજ ધન કોઇ ધરમની હીસ્પીટાલ કે ઇસ્કોલ કાહારવા વાસ્તે મેં ખરચ્યું હોતે તો તે અત્યારે ઉગી નીકળતે!"

"પણ વારૂં, બાવા, જરા ધીરજ તો રાખો? હું એ દાહરાબરીને હજી બી સમજાવશ; અમો સહવારે જશું," નાજાએ બેઉ હાથ જોડીને કહ્યું.

"નહીં; તે હવે બનવાનું નથી," તે ઘરડાએ તાણાજાંણી ને ટણકાથી કહયું. "આજ રાત્રેજ માહરે માહરાં વીલનો નાસ કરવોચ, ને તે આગમચ તમારી સાથનો માહરો તમામ સંબંધ છુટો થવોજ જોઇએ."

"વારૂં, વારૂં, જઇશું," પરીને બી હવે છેડાઇ પડીને તેટલાજ ટણકા ને જુસ્સાથી કહયું,—ને પછી પોતાની મીઠી માવતર તરફ ફરીને હેતથી વધારયું, "જો, તમે નાહીંમત ના થાઓ, માહરાં મમા. હું તમોને ઘણાંજ સુખમાં રાખશ. એવણુ નહીં આયા ને નહીં મળ્યા હોતે તો આપરે હજુ સુધી વસઇમાંજ હોતે કેની? ખુદાનું આપેલું તે આપરૂં ઝુફરૂં છે તો પછી શાંને વાસ્તે આપરે હારી ખાઇએ? તાંહાં આપરે ઘણાં સુખી હતાં ને હજુ બી સુખીજ થઇશું."

"પણ મુઇ દેવાંની, મને આટલી રાતે અત્યારે કાંહાં દરયામાં હોમાવા લેઇ જાએચ?" તે માતાએ કકલાત કરયો.

"તેની બી ફીકર ના કરો, માએજી," પરીને તે નાતવાન માતાને પસવારી પટાવીને હજી બી હીંમત આપ્યા કરતાં કહ્યું; "આપરે હમણાં તો અત્રેથી જઇને ચાંદણુના બંગલામાં રાત તોરી પારશું તે મને ઘણી ચાહેચ ને માહરી આએ હીંમતની મોટી વખાંણનારી છે. સારાં નસીબે તેના વર મનચેરસાહ બી હાલ તો પુને રહેલા છે, વાસ્તે ચાલો હું તમોને તાંહાં લેઈ જાઉં. એટલું શાંનુ એવણનું ઓસ્યારૂં કરયા કરયે?"

પણ તે માતા પોકેપોક રડતી હતી! પૈસાનો આ વૈભવ, આટલું સુખ, આવી સગવડ મુકીને મરતે દાહડે ગરીબીનાં એકાંતમાં પાછી અવત્યાં મુકતી જવાનું તેને કેમ ગમે ને કેમ પાલવે?

"હું મરી જવશ!" તે રડીને બોલી; "બે ચાર દાહરામાંજ માહરો તો આંકો આવી જશે. તમે બેની લરઇમાં માહરો કચરઘાંણુ નિકરી ગીયો!"

પરીન તેના કાકા ભણી ફરી.

"હજી બી માયાલુ થાઓ," તેણીએ વિનંતીથી કહ્યું; "મને ગમે તેવી સખ્ખત સજા કરો—મને બેવરી સજા કરો, પણ માહરાં ગરીબ મમાને બચાવો!"

તે કાકાએ તેને કશો જવાબ કરયો નહી. તે મોહું મરડી ચુપ ઉભો રહયો.

"ત્યારે અમને અત્યારે જવુંજ પરશે?" જરા થોભીને રડતી કકળતી નાજાંએ પાછું પુછ્યું; "સહવાર સુધી બી અમોને અહીં તમે મરી રેહવા નથીજ દેવાના?"

"ખચ્ચીતજ નહીં," તે ડોસાએ ગગડાત કરયો.

"તમે ઘણાજ નાતરસ ને કરપીણ છેઓ," હવે પરીન તેણીની ધીરજ તદન ખપી જવાના સબબે એક છેડાયલી વાઘણની અદાથી ઉશ્કેરાઈ ઉઠી. "તમોને કંઈ બી દયા કે શરમજ નથી. તમે મને સજા કરો તે વાજબી છે, પણ બીચારાં માહરાં ઘરડાં મમાને મરતે દાહરે સતાવોચ એ કેટલું બધું હીચકારૂં કેહવાએ? લરવું હોય તો માહરી સાથે લરો—બીજાંનો શું કરવા વચ્ચે નાસ કરોચ?"

તે ડોસાએ, એમ છતાં, હજી પણ કશો જવાબ કરયો નહીં! તે તો હજી એ પીઠ મરડી ખામોશજ ઉભો.

"તમારે વાસ્તેનો માહરો તમામ પ્યાર ને માન તમે મારી નાંખોચ," પરીને ઘણા ગુસ્સામાં જારી રાખ્યું. "તમે હવે પગે પરીને મને તમારી વારેસ બનાવો કે પૈસાટકા આપો તોબી હું તે થોકરેજ મારૂં! તમારામાં માણુસાઇજ નથી."

"દુકતી મુંગી મર રે મુગી મર!" નાંજાંએ એક મોટી ચીસ પાડીને તે હીંમતવાન છોકરીને અત્રે ચુપ કરી, કે જયારે ફકત "પાંચ મિનીટમાં તમે લોક તમારૂં અત્રેથી કારૂં કરી જજો" એટલું મસ મોટા ગુસ્સામાં બોલી નાદરકાકો વા સાથ વઢી પડે તેવી મનની અસ્વસ્થ હાલતમાં અત્યંત ખિજવાયલો તે ઓરડામાંથી બાહેર જતો રહયો.

અને હવે તેનાં જવા કેડે પરીને મજબુત હાથે ને દલેર ઠરાવથી તે પ્યારૂં પનોતું મકાંન તજી જવાની તૈયારીઓ કરી. પડતીપર પચાસનો અનુભવ તેને કરડો લાગતો હતો—પણ તેમ છતાં તે કશી એ હીંમત હારી ગઇ નહીં. તેના બાદશાહ જેવા બાપને છેક બચગીમાં ખોહવા કેડે તે બાળકી અત્યંત અને સદાની દુખી હતી; હાંદેસાઓ ને હાએવેલા વસાઇનાં એકાંતની ગરીબીમાં તેણીએ સોસવાનું થયું હતું, મગર વચ્ચે સુખના દાહડા જોઇને પાછી દળીદ્રતાની ગીરફ્તારીમાં ગરક જવું એ, નાજાં કેહતી હતી તેમ, એવહું "**પડતી પર પચાસ**" જેવું હતું!

તેણીએ (પરીને) તે મીઠી માતાને હદવનાની હીંમત ને ધીરજ આપી. નાજાં તે તોરની આસામી હતી કે જેઓ પોતાની અકસર ભોલાઇમાં જે બી કોઇ જે બી કાંઇ સમજાવે તેમની પક્ષમાં ઢળી ને મનાઇ જાએ. તેણીએ, અલબત, પહેલી હરોલમાં કકલાત તો અત્યંત કરયો, પણ પછી પરીનના હીંમત આપનારા સુખનો ને સધ્યારાથી જરાતરા તેણીનાં મનનું સમાધાન થઇ શકયું, ને તે તકનો લાભ લેઇ એક ભાડુતી ગાડી મંગાવી રાતોરાત તે છોકરી તે માતાને લેઇને તે મોટા બંગલામાંથી બાહેર પડી.

તેઓએ એક ફુમટું બી સાથે લીધું નહીં. નાજાંની તો ઘણી મરજી કે થોડું ઘણું બી તે સાથે લઇ જાએ, પણ પરીને માન્યું નહીં. "શું કરવા?" તેણીએ તુચ્છકારથી કહ્યું; "માહરા જાલને ખોદા સલામત રાખે! તમે જોજો તો ખરાં, મમા, તેવણ ગરીબ છતાં તમોને જરા બી મોહતાજ રેહવા નથી દેવાના."

તેણીએ એક ટુંક ચીઠી જવા પેહલાં તે દયાહીણ કાકાને લખી હતી. "અમે ફક્ત આંગ ઢાંકવાનાં કપરાં ભરજ તમારાં ઘેરમાંથી જઇએચ એ," તેણીએ લખ્યું હતું. "અમોને તમારાં અપાવેલાં કીમતી દરદાગીના, કપડાંચપડાં બધું તમારૂં ગણી મોજીને પાછું સ્વાધીન લેજો. કુંચીનો ઝુમખો અત્રે મોકલ્યો છે. ત્રીજોરીની કુંચીઓ બી તેમાંજ નાંખેલી છે. માહરા કાનમાં જે આગળ પેહરવાની હીરાની બુત્તી તમે અપાવેલી તે ને હાથમાંની બાંગરીઓ ઉતી તેબી ઉતારીને આએ સાથે કાગલમાં વીંટારીને મોકલીચ તે સમાલી લેજો, ને સુખી રેહજો."

તે કાકો આ દસ્તાવેજ વાંચતાં હાથ હાથ આંગલાં કરડી છક થયો. શું એટલી એ ગુંઠણુ જેટલી દુકતીની હીંમત ને સ્વતંત્રતા! કેટલી સાચી, કેટલી પ્રમાણીક, કેવી ઉંચ વાસનાની! તે તો એમજ જાંણુતો હતો કે તે કદી જશેજ નહીં, પણ તે ગઇ અને વળી ફકત દીલમાંનાં વસ્ત્રભર ગઇ, ને તેજ ફીસમે પોતાની મરતી માતાને બી લેઇ ગઇ એ સઘળું જોતાં તે ડોસો પોતાના ગમે એવા મોટા ગુસ્સામાં વટીક હદ વનાનો અજાએબ ને ઝંખવાણો થયા વના રહી શકયો નહીં.



## પ્રકરણ ૪૬ મું.

મંચીની ચાંદણુ મોડી રાત્રે તદન નહીં ધારેલી રવેસે ને અચબુચ એક ભાડુતી ખડખડયાંમાં તે મોટે ઘેરની બેઉ મા દીકરીને પોતાને ત્યાં આવેલી જોઇ એકદમ હબતી ગઈ. એ શું થયું?

પરીને થોડાજ બોલોમાં ખુલાસો કરયો, ને ત્યારે તેણીની અજાએબી ને ગભરાતનો પાર રહયો નહીં. નાદરકાકો એટલો સખ્ત ને એવો જુલમગાર થઈ શકે એ જાંણે તેની અક્કલ કબુલજ કરી શકી નહીં. તેઓ કલાકો તક એ ને વાત કરતાં ને રડતાં બેસી રહ્યાં.

અલબત તેણીએ (ચાંદણે) તેમને ઘણુંજ હેતથી આસરો આપ્યો, ને ઘણીજ ખંતથી તેમનો દરેક આદરસત્કાર કરી તેમને માટે બિછાંણાં વિગેરે તૈયાર કરાવ્યાં. તે—આપણે જાંણ્યે છીએ તેમ—એક બેરેહેમ ને નાલાયક ખાવંદને બસ પડેલી અભાગની અબળા દીલની ઘણી દયાળુ ને ભલી હતી, માટે તે બંને જણીઓ માટે તેનું તો દયાથી કાળજુંજ જાંણે બળી ગયું; ને હવે એ ધનના ઢગલાપરથી ઉતરેલાં તેઓ ગરીબીમાં કેમ રેહશે ને કેમ જીવશે તેજ તેને તો મુતલગ સહમજ પડયું નહીં.

મગર પરીન માટેનાં તેનાં માન ને વખાંણની તો જાંણે હદજ રહી નહીં. કેટલી છોકરીઓ આવી દ્રઢતા બતાવી શકે? આવા હીરા મોતી અને પૈસાનો વૈભવ પોતાની પસંદગીના અને લાયક નજરે આવતા ભરથારને ખાતર છોડી આપવા કેટલી છોકરીઓ રાજી થઇ શકે? આવાં દબાંણુ ને આવા જુલ્માત છતાં, એક ગેરકાયદે માંગણીને તાબે નહીં થવાની પ્રમાણીક હીંમત ને પોતાનાં પાક વચનને માટે આવી

દલેર ઓસ્તવારી કેટલી છોકરીઓ દાખવી શકે? તે પરીનની એ દલેરીનું જાંણે મુલ કરી શકી નહીં, ને પોતાની તે વખાંણ પરીનને કહી સંભળાવતાં તે જરા એ ખંચાઈ નહીં.

પરીન તે વખાંણ સાંભળતાં રડી પડી.

"તમારા જેવી ફીસમે બધાંજ એ માહરી વર્તણુક વખાંણવાનાં નથી, ચાંદણ," તેણીએ ઘણી ગમખ્વારીથી કહયું. "હું જાંણુંછ કે લોકો તો માહરી એ નાતાબેદારી માટે મને ધિક્કારશે ને બુરૂં બોલશે. લોકો મને દીવાંનીજ માંની લેશે ને માહરી કોઈ દયા નહીં ખાશે, પણ નાદરકાકાની સાંભી બધાં દયા ખાવા પડશે."—અને કેહવાની જરૂર નથી કે ચાંદણ સુંદર પરીનની આ સઘળી ફકરો ને અનુમાનને બેતકરાર એકમત થઈ.

"હવે માહરે જે સમાલવાનું છે તે એજ કે માહરા જાલ એ બધી પંચાતી હમણાં ને હમણાં જાંણવા પામે નહીં," પરીને જારી રાખ્યું. "તેવણ જો આએ બધા ફેસ્તા ફજેતી ને અમોને કાહરી મુકવામાં આયાંચ તે બધી વાત સાંભરશે તો જરૂર ખરાબી ઘણી વધી જશે. તેવણ ઘણાજ દુખી થશે."

"તેવણ કાંઇ જાંણ્યા વગર રેહવાના છે?" ચાંદણે અજબ થતાં કહ્યું.

"જાંણુશે તો ખરાજ, પણ માહરી મતલબ કે અમે બેઉ વસઇમાં જઇને થર પરચે પછી હુંજ ત્યાંથી એવણને ધીરજ આપી બધું લખું ને સમજાઉં તો ઘણું સારૂં," પરીને સહમજ આપી. "મેં એવણને હાલ તો લખ્યુંચ કે હું હમણાં એક બે દિવસ એવણને મલી કે લખી શકશ નહીં, ને હું બોલાઉં નહીં ત્યાં વેર મને મલવાની તજવીજ કરવી નહીં, જેથી હું ધારૂંચ કે એવણ જો અલગજ રહશે તો આએ મોટા બેબનાવ ને કજયાની વાત એવણ જાંણવા પામવાના નથી."

તે રાત્રે ચાંદણે તે પરાયાં માદીકરીને પોતાનાં કરયાં. તેણે તેમની ખીદમત કરવા ને તેઓ સુખદાયક ફીસમે રહે તેની ત્રેવડ કરવામાં કશીજ કચાસ કરી નહીં, અને જોકે ખરેખર તો તે અરધી પોણી રાત તેઓએ એ ગંભીર બેબનાવ બાબે આપસમાં વાતચીત ને કકલાત કરીનેજ તોડી પાડી, તોબી તે રાતનો બાકીનો હીસ્સો સુવા જવા કેડે

તે ત્રણમાંથી એક બી નિરાંતે ઉંઘીને કાઢયો હોય એ શકભરેલું છે. પરીને અને તેની અભાગની કાહેલી માતા નાજાંએ તો ખચ્ચીતજ નહીં!

બીજી સહવારે તેઓ વેહલાં ઉઠયાં. સહવારની આંઠની ટ્રેનમાં તેમણે વસાઇ જતાં રેહવાનું નક્કી કરયું હતું. અલબત, ચાંદણે તો તે માદીકરીને હજી પંદર દિવસ પોતાનેજ ત્યાં રાખવાની ઘણી ઓંહસ ને જીકુર કરી. તે તો એવી માયાલુ ને ભલી હતી કે સદા બી રાખે, પણ તેના કફોડા ભરથારની મોહકાંણમાં તેમ તો કરી શકે એમ નજ હતું. એમ છતાં, હાલ તે પાપ "સીઝન"ની મજાહ મારવા ને પોતાની સહી મીતીઓ સાથે પોતાને એકલે જીવે મોજ દેખાડવા પુને ગયલો હતો, જેથી તેણે થોડાક વધતા દિવસો તે મા દીકરીને રાખવા માંગ્યાં, પણ પરીને માન્યું નહીં. તે ખાઉકરહુ કોઇ બી દાહડે ને કોઇ બી વખતે વગર નોટીસે આવી લાગે, ને તેમને ઉતારો આપેલો જોઇ પોતાની રાંક મોહરદારપર કદાચ રણ પાડે તે ફીકરથી પરીને ઘસીને નાજ કહી—અને પછી તેઓ પોતાનાં અસલવારેનાં તે કંગાળ મુકામમાં પાછાં રેહવા ગયાં.

પરીનને તો એ ઝુપડાંની, વાંચનાર યાદ કરશે કે, જાંણે મોહીની હતી. તેને તો પછવાડેના નિચાંણમાં ઉતરીને દરયાની મજાહ ભોગવ્યા કરવાનું એક ઘેલુંજ લાગ્યું હતું, માટે પૈસા ટકાની ઘોંઘાટખોર દુન્યામાંથી તે સન્યાસી જેવાં પોતાનાં આ અસલ પાક એકાંતમાં પાછી ફરવા જરા એ દગમગી કે દુખી થઇ નહીં. પોતાને હસાબે કે પોતાને માટે તો નિશંક નહીંજ. તે જે દુખી થઈ તે ફકત તેની કાહેલી માવતરને માટે—તે કે જે આ ફટકો મુતલગ સહન નહીં કરી શકતી હતી.

પરીને તેને ઘણી હીંમત ને ઘણી ધીરજ આપ્યા કીધી.

"ઓ, તુંને એ શું અભાગ સુઝ પરયા કરતું હોશે, પોરી?" તે માતા પરયારો કરતી હતી. "કેવો ઘણેતર ઘણી! દોરાબ કરતાં તુંને જાલમાં તે સું એક એવું સારૂં દેખાતું હોશે?"

"મમા, તમે મને જુઠી ને ઠગારી બનાવા માંગોચ?" તેણીએ કાકલુદીથી પુછ્યું.

"નહીં; તે કોણ કેહચ?"

"ત્યારે દોરાબને ચાહ્યા વગર હું તમો મુરબીઓને ફકત રાજી રાખવા જો તેની સાથ પરણું તો તે એક ઠગાઇજ છે," પરીને જુસ્સાથી કહયું; "અસરવાદ સારતી વખતે દસ્તુર 'પસંદે કરદમ' પુછે ત્યારે હું ડોકું ધુણાવી હા કેહું તે શું ઠગાઇ નહીં?"

તે માતા માહાત થઇ, "હું કેમ તાહરી સાથ તકરાર કરૂં?" તેણીએ હારીને કહ્યું; "તાહરી સાથ તકરાર કરવાનું ભેજું કાંહાંથી લાઉં?"

"તમે તકરાર કરોજ ના," પરીને હસીને તેણીનું માથું પોતાનાં પેટમાં દાબતાં કહ્યું. "હું ખરૂં ને ખુદા વાજબી જે છે તેજ કરૂંચ ને કેહુંછ. જોવોની આએ બિચારી ચાંદણુનોજ દાખલો! મુજી વરોને બસ પરેલીઓ બિચારી કેવી હલાક થઇને મારગે લાગેચ તે શું આપરે સંસારમાં રોજ નથી જોતાં ને સાંભરતાં?"

"પણુ દોરાબ કંઇ છેક તેવો છે?"

"દોરાબ તેવો તો નથીજ, ને તે મને દુઃખ તો નહીંજ આપે," પરીને કબુલ કરયું, "પણુ હું તેની સાથ વગર મનનું પરણીને સુખી થાઉં બી નહીં ને તેને સુખી કરી બી નહીં શકું તે મને ગમતું નથી, મમા, ને તેથીજ હું તેને વાસ્તે ના પકરી બેઠેલી છેઉં; વાસ્તે મમા ડીઅર, હવે એ ખ્યાલજ તમારાં દીલથી દુર કરો."

"પણ કેમ કરૂં? દોરાબ ને જાલ વચ્ચે ફરકજ કેટલો છે તે તો તું જો!"

"ફરક ફકત પૈસાનોજ કેની!" પરીને તકરારથી તેની માતાનાં મનનું તમામ સમાધાન કરી નાખવા ખંત કરી; "પેસા તો હાથનો મેળ છે. પૈસો તો કમીનો ને તુચ્છ છે. પૈસા તે કંઇ સુખનું સાંધણુ છે? આએ ચાંદણુનોજ હાલ જોવોની? હીરા મોતી ઘાણી ચણાની પખીન એની પાસે છે; વાડી ગાડી, નોકર નફર, ને પૈસા ટકા છે તોબી એક ભુંડા વરને લીધે બિચારીનાં પેટમાં તો કોએલાજ પાકેલા છે કેની? મુવો છુટટે હાથે મારે, મોને ભાવતી નજીસ ગારબેલ દે; છાકટો, જુગારી, બાહારવટયો એવો નાપાક, તો પછી પૈસાનું સુખ કાહાં રહયું? બીચારી તેનાં પગલાંથી ચોંકે, તેના અવાજથી ધ્રુજે ધપકે, પોતાનો તો જાંણે અવાજજ નહીં—પોતાને તો જાંણે જીવજ નહીં! મુઇરે એવી મુરદાં જેવી એક પરણી બૈરીની હાલત!"

તે માતા ચુપ રહી. આવી જોરાવર તકરાર ને દલીલના જવાબમાં તે કહીજ શું શકે?

"હવે મને કેહો ત્યારે, વ્હાલાં મમા," પોતાની જીત જોઇને પરીન વધતી ઉલટમંદ થઇ, "મને પ્રૉમીસ કરો કે તમો હવે આપરા

નવેસરના ગરીબ સંસારમાં તદન સુખી ને સંતોશી રેહશો. જો, બરાપો ના કરયા કરતાં?

"નહીં કરશ," તે હેતવંતી માતાએ હાર અને નાચારીની અદાથી અરધી ઉપ્રાંત પોતાની ખાત્રી થઈ રહી હોએ તે કીસમે જવાબ કરયો.

"હવેજ મને મોટી ધીરજ વળી," પરીને ખુશ ખુશ થતાં કહયું. "તમે માહરાં વ્હાલાં મુરબી જો માહરીપર ગુસ્સે નહીં થશો તો મને આખી દુન્યાની દરકાર નથી. અરે તમો જોજો તો ખરાં, મમા," તેણીએ વધતી ઉસ્કેરાઇને વધારયું, "માહરા જાલ તમારી એ બધી કીંમતી ભલાઇની કેવી કદર કરશે તે તેવણ તમારાપર તંગી કે દુખનો એક આરો બી ઉતરવા દેશે નહીં. પોતે ગરીબ છે તોબી આપુને પોતાની ગરીબીમાં બી ઘણાં સુખી રાખશે. તમે અમો બેઉના માએ બાપ થજો, ને અમે પણયા પછી બી તમોને આંખમાં ઘાલીને અમારી સાથે રાખશું ને તમારી બરદાસ્ત કરશું."

આ તે ખરૂં કેહતી હતી. ખરાંની ખાં ઉધરેલી તે સાચ્ચી સુંદરી આ સઘળું ખરૂં ને ખરાં દીલનુંજ કેહતી હતી. તેને જાલની ભલાઇ ને કેળવણીમાં સંપુર્ણ એતબાર હતો. ખચ્ચીત, પરીન જેવી શુધ્ધી દલેર ને પ્રમાણીક હેતુની એક દીકરી માટે કયો ભાગ્યશાલી બાપ મગરૂર નહીં થાએ? ખુદા એવી સઘળી દીલસોઝ ને સાચી દીકરીઓના, તેમના માતપીતાનાં સુખ સારૂ, દિર્ઘાયુશ કરજો!

પરીનની આંખ એ સઘળું કેહતાં મોટી ખુશીમાં ચમકતી હતી, ને તેથી હવે તે હેતવંતી માતાથી થોબાયું નહીં. તેણે તેને પેટમાં ચાંપી, અને પોતે દુખ સુખની મિશ્ર લાગણીઓનો એક મસ મોટો દરયાવ રડી.

તે પછી વસાઇ જવાની મુસાફરી જે ટુંક હતી તેમાં બી પરીન તે વ્હાલી માતાપર વીહલી વીહલી પડી. તેને જરા બી થાક નહીં લાગે, તે જરા બી કંટાલો ન ખાએ, તે જરા બી વિશેષ કાહેલી ન બને, તે કોઇ બી રીતે જાસ્તી ફરયાદ કે બલાપો ન કરે તેની તે નેકબખ્ત બેટીએ દરેક જોઇતી ને પુરતી સંભાલ લીધી—એટલી કે કદીને તેણીએ ફરયાદ કરવાની હતે તોબી તે ફરયાદ કરીજ ન શકી, કેમજે જાંણે તે વ્હાલથી વીહીલી પડનાર બેટીએ તેને તેમ કરવા દેવા જોગી કશી અવકાશ મલવાજ ન દીધી!



## પ્રકરણ ૪૭ મું.

પેલા હાથપર તે મા દીકરીનાં જવા પછી ઘરડા નાદર કાકાના કુશાદે ખુશાલ બંગલાનું તો જાણે સવ તેજજ સમી ગયું! તે પોતે તમામ હાહેલી ને કંગાલ બની ગયો. વાસે વઢે ને પવનસે લડે તેવી તેની પોતાની અવદશા થઇ ગઇ. તેને કશુંજ ગમ્યું નહીં. તેને ઉડયા વા વાગ્યા. જે થયું તે તેની રાજીનું ને પોતે ખુશી થાએ તેવું હતું—તેણે પોતેજ પોતાની ખુશીની આ બધી ખરાબી થવા દીધી હતી!—અને તોબી હવે તે મા દીકરીનાં ત્યાંથી સદાનાં જવા કેડે તે પોતે જરા એ ખુશી કે સુખી ન હતો.

તેણે ખરાં દીલથી પરીનના લાભનાં કીંમતી વસ્યતનો નાશ કરી નાંખ્યો હતો. તે પેહલી હરોલની ઉસ્કેરણીમાં તદ્દન ખરાં દીલથી તે મીઠી મધુરી સામે ઉસ્કેરાયો હતો, પણ હવે પછીથી તે નાચાર ને નારાજ થયો. તે પરીનને ભુલી જવા ચ્હાતો હતો પણ તેનાથી તે ભુલી જઇ શકાઇ નહીં. તે ખાલી મોટો ઢંઢાર જેવો બંગલો તેને હવે જાંણે કરડવા ધાતો હતો. તેમાંથી વસવાવાલાં ગયાં તો હતાં મુજે બે—પણ ખરેખર તો એકલી એક પરીનજ તે મોટાં અયવાનનો વાજતો ઘુંઘરો હતી, કે જેનાં જવાથી તે મકાંન એકાંત, બીહાબાંન, સ્મશાંન જેવું ને બીહીક લાગે તેવું થઈ ગયું!

એ શું થયું? નાદરકાકાએ એ જાતની કરાજી પોતાના જીવમાંથી ખંખેરી કાઢવા ને તે છોકરી તેની મેહરબાનીને નાલાયક હતી માટે તેને મનથી વિસારીજ આપવા ઘણું એ મને સમજાવા માંડયું, પણ તેનું મન તેનું માને ત્યારે કેની? તે તો પરીનનાજ ગીસારા પાડતું રહ્યું. તે દીલમાં તો પરીનનીજ આજુ એકદમ આવી વસી! સબબ? બેસબબ!

તે જે બી ઓરડામાં જતો ત્યાં જાંણે તે પ્યારા મીઠા માનીતા ચેહરાનો ભાસ તેને થતો, ને તે મધુર અવાજના તેને ભણકારા સંભળાતા. તે સરોવર જેવા સીધા આકારને સીલ્ક ને સેટીનના પોશાકોના સણુ-સણાત વચ્ચે તે પોતાની ખ્યાલી આંખ્યોમાં એક ઓરડાથી બીજા ઓરડામાં તેણીની સરેસ્તાની ખુશાલ તબ્યતથી સેહેલ કરતો ને ધીમે સ્વરે લલકારતો આવતો જતો જોતો, ને તેનો જીવ જાંણે તે આગલી યાદોને સબબે બેતાબ મારી આવતો. તે પોતાનાં મનને પુછતો અને પાછું પુછતો કે શું તેણે આમ તેણીની જોડે સખ્ત થવામાં ભુલ કરી હતી? તેણે શું અન્યાય કરયો હતો? તે તેવું કશું પોતાનાં મનથી માની ન શકયો!

બૈરાંઓ વગરનાં ઘરનું જીવતરજ બલ્યું! એ રાજકરતી રાણીઓનાં સ્વરાજનો જે ઘરમાં અમલ નથી તે મેહેલ કાં ન હોય પણ પીઠું છે. સ્રી વનાનો સંસાર શો?—અને, તેથી, નાદરકાકો તે રાજ કરતી રાણીઓના આશ્રમ પડી ગયલા સંચર ને સહવાસ વના હવે બાવરો બેબાખરો બની ગયો. નાજાં કશા બી ઘોંઘાટ કે ધામધુમ વના શાંતી ને લાયકીથી તે મોટા ઘરખટલાનો બોહળો ને ખરચાળુ વહીવટ ચલાવતી હતી, અને પરી તેને એ રાજકારોબારમાં મદદનો ને માયાનો હાથ આપતી હતી;—આજ તેઓ કયાં હતી? આ તો તે સઘળી જંજાળ એકલે હાથે તે ડોસાનાં ઘરડાં તનપર છેક મરતે દાહડે આવી પડી હતી!

બધો ઘરમાં ઘોંટાળો ચાલતો હતો. જોઇતી ચીજ મલે નહીં ને મલેલી ચીજ થાવી મુકાય નહીં. નોકર નફરો શેઠાણીના ધાક વગર બેદાદ બની ગયા હતા. બારભાયાનું રાજ થઇ પડયું હતું. તેઓને પોતાને પોતાના શેઠનો એ "જુલમ" ગમતો નહીં હોય તેમ દેખાતું હતું. તેઓ તે ડોસા તરફ બેઅદબ તો અલબત નહીંજ થઇ શકે, પણ પરીન અને તેની ભલી માતા તે બંગલામાંથી જતાં રહ્યાં, ને તે ધસેલા ડોસાએ તેમને રાતોવહી હાંકી મેળ્યાં તે તેનું દીવાનું આચરણ તે સઘળાંઓને ગમ્યું નહીં એ તો તેમના ચેહરાઓમાંજ એક તડાકે વાંચી લઈ શકાતું હતું: પણ તોબી નાદરકાકો તે બધું છાતી પર પથ્થર મેલી ખમી જતો ને લઇ ચલાવતો હતો. તેને તો હજી બી એમજ નક્કી લાગતું હતું કે પરીનનો એ મરડાત પૈસાનો આટલો વૈભવ ભોગવ્યા કેડે હવે ગરીબીમાં ટકવાનો નથી, ને જલદીજ તેણીની સુદ્ધ ઠેકાંણે આવતાં તે ને તેની માતા પગે પડતાં ને માફ માગતાં આવવાનાં એમ તે નકકી મનથી ગાંઠ વાળી બેઠો હતો! ખુદા હેમક—તેને એક સાચી સ્રીનાં મનની દ્રઢતાનો શો અભ્યાસ હોઇ શકે?

હવે પેલી તરફ વસાઇ આવીને થર પડયાને તે મા દીકરીને એક આખું અઠવાડયું વહી ગયું હતું, ને જેમ દિવસો જતા હતા તેમ પડતી પર પચાસની એ નવી નિર્ધન જીંદગી તેમને અનુકુલ આવતી ને ગમ પડતી જતી જણાતી હતી. પરીન તેની માતા પરથી બધી ઓઢાઇ પંથરાઇ જતી, ને તેમાં પેલી એમનાં નાધલાં ગરીબ મકાનની રખેવાલ—પેલી ઘરડી મેહરી માસી—તેની ઓછી ખંતીલી મદદગાર પુરવાર થઇ નહીં.

તે તો બધી અજબ અજબ થઈ ગઈ ને ગભરાઈ ગભરાઈ ગઈ. તે મા દીકરીને પાછાં ત્યાંજ રેહવાનો એરાદો કેહતાં ત્યાં આવેલાં જોઇ તે

ડોસીની તો જાંણે દગરીજ ખસતી થઈ ગઈ. તેને એ ઘરની સંભાળમાં એક ન્હાનો દર મહીને બેઠો પગાર નાજાં મોકલતી હતી તે જાંણે આ પાછલા દાહડામાં પાછી પોતે ત્યાં આવી થર પડવાની અગમચેતીથીજ થયું હોય એમ તેને હવે લાગતું હતું.

તેને મનથી કોઇક વાર પરીનપર ગુસ્સો આવતો તો વળી કોઇક વાર તે એ છોકરીની તે હીંમત ને સચાઇ વખાંણુતી. તે વગર કેળવણીની ગામડાંમાં સદા મરી રહેલી બુઢ્યાને બી બાજે વખ્ત એમ લાગતું કે પોતાની પસંદગીના વરને ખાતર પૈસાનાં તમામ મહત્વને થોકરે મારનાર આ જવાંન નાજનીનનું એ અજબજેવું આચરણ ખરેખર વખાણુ-વાજોગ હતું.

તે ગરીબ મકાંન વરસોની વાતપર એક શ્રીમંત અને સુખી ફેરફાર માટે તે બંને મા દીકરી તજી ગઈ હતી તેમનું તેમ મેહરી માસીની ખંતીલી દેખરેખ હેઠળ આજ તક હજી તે તેમના સારૂ વફાદારીમાં ઓસ્તવાર હતું. તેનો એક કાંકરો બી ધસ્યો ન હતો, અથવા જે ભાગાં ભસ્તાં જેવું થોડું ઘણું જરૂરી ફરનીચર મોજુદ હતું તે બધું જેમનું તેમ તેની અસલ જગ્યાએ જયાંતું ત્યાં હતું; એટલે વચમાંની સુખી સ્થિતીનો ફેરફાર એક એક ખરી જીંદગી કરતાં ખરેખર તો એક સ્વપ્નો તે મા દીકરીને વધારે-કરીને લાગતો હતો. આ, તે સુખનો સ્વપ્નો! ગમે તે પણુ નાદરકાકાના મેહેલ સાથે આ ઝુપડી કેમ સરખામણીમાં ઉભી રહે? તેના ટુંકા તોચ્છરા તબકરા બે ત્રણ ઓરડાઓ તે નાદરકાકાના બંગલાની એક સાઇડની ચાલ કરતાં બી ન્હાના નજરે આવતા હતા! તે હવા ઉજાસના છતાં હવે જાંણે અંધારા ને અગવડકારક નજરે આવતા હતા, અને પરીન ગમે એવા છુટા વિચારની હતી છતાં આ ફેરફાર તેની માનું કેટલું મન દુખવનારો થઇ પડવો જોઇએ તે મનથી સારી રવેસે સહમજી શકતી હતી.

તેઓને બેશક ઘણુંજ એકાંત લાગ્યું. એતેફાક એ થયો કે એક ઘણો જરૂરી ને સારી પેદાસનો મદ્રાસ ખાતેનો મુકરદમો હાથ આવી જવાથી પરીનનો જે સહવારે એ માહા ઓચંબાભરી કેફ્યત રીપોર્ટ કરનારો વસાઈથી લખેલો લંબાણ કાગળ મળ્યો તેજ દાહડે જવાન જાલને મદ્રાસ ઉપડી જવું થયું હતું, ને તેથી વસાઇ દોડી પોંહચી એ બુલંદ ભોગો આપનારી મીઠી માહબુબને ઘડી ચપકો બી મલી આવવાની તે વ્હાલા જવાનને અવકાશ થઇ શકી નહીં. તેને પરીનને ખાતર જલદી પૈસાવાલો થવું હતું અને ઘણી નામદારી કરવી હતી, માટે તે આવા નવાલાઓની

ખંતીલી શોધમાંજ હતો, જેથી તેવામાં મદ્રાસનો એક ઠગાઇનો ચકચાર-ભરયો મુકરદમો હાથ આવી જવાથી થોડીક જુદાઈ તનપર ખેડી જવાને તે અતી ઘણો રાજી થયો હતો. તેને તેની બે દિવસ આગમચ પરીનનો પેલો કાગળ મળ્યો હતો કે જેમાં બે ત્રણ દીવસ નહીં મલી શકવાની સીફ્તથી તે સુંદરીએ તેને મોહતલ લખી વાલી હતી, અને તેથી તે નભરવસ હતો. તેવામાં આ કેસ સાથ આવ્યો માટે પરીનને એક ઉડતી મીલાકાત આપી પાધરો ઉપડી જવાની તેણે ગોઠવણ રાખી હતી—તેટલાં આફતપર આફત! નાદરકાકાએ તેમને કાઢી મુકવાની ગજબનાક કાંહાંણીનો પરીનનો કરૂણામય કાગળ તેને મળ્યો, જે વાંચી તે હદ વનાનો હેરત અને દુખી થઈ ગયો.

પણ અસલમાં, વળી, તે કાગળ તેને ઘણો હીંમત આપનારો હતો. "તમે જરા બી એ તુચ્છ વાતનો અફ્સોસ કરતા ના, વ્હાલા," તે વ્હાલી લખતી હતી. "એથી માહરા ખરા ને મોટા પ્યારની હું તમોને ઓસ્તવાર પુરવાર કરી આપી શકુંચ તેથી હું તો ઓર બી ઘણી ખુશી છેઉં, અને તમે જરા બી નાહીંમત થઇ મને નાહીંમત નહીં કરશો તો તે મને ઘણું ગમશે."

તે કાગળ લેઇ તે પોતાની હેતવંતી માતા આગળ દોડયો. તે કેળવાયલો, કુનેહબાજ બારીસ્ટર બેટો પોતાની સંસારી મુજવણના દરેક સવાલમાં પોતાની કાબેલ માતાની સલ્લાહની પનાહ સોહોધતો. તેણે જઇને તે કાગળ તેણીને વંચાવ્યું, જે તેણીએ તેટલીજ અજાયબી ને પરીન માટેની જોરાવર વખાંણ વચ્ચે બાજુમાં બેસી વાંચ્યું, અને તે પછી પુરૂં કરી રેહતાં કહ્યું, "કોઇ ખરીજ નેકબખ્ત, ખરીજ અશરાફ—હીરાને ઓરેની છોકરી! દીકરા, એવી એક તાહરી ધણયાંણી થશે એ ખ્યાલજ મને હરખાવેછ. તું ખરો નસીબદાર માહરો દીકરો!"

"હા, પણ એ લોક બિચારાં માહરે લીધે એમ પાયમાલ ને ખાખાવરખાં થઈ ગીયાં તે મને જરા થઇને ગમતું નથી, મમા," જાલે ઘણા ખેદથી કહ્યું.

"દમ વગરની વાત છે," તે માતાએ કહયું. "તું કેમ એટલો નાહીંમત થાએછ? તું આજે તો મદ્રાસ સીધારેછ એટલે કંઈ નહીં, પણ પાછો આવીને તે ને તે દાહરે વસઇ જજે, ને એ બેઉ માએ દીકરીને સમજાવીને આપરેજ તાંહાં લાવજે. આપરે તાંહાં ઘણી જગા છે."

"ઘણી મેહરબાંની, મમા, પણ લગન આગમચ એમ લાવવાનું ને રાખવાનું શોભે નહીં," જાલે મત આપ્યું. "હાલ તો હવે મને કંઇજ ટાઇમ નથી—એને હું એક ધીરજ આપવાનો કાગળ લખશ, અને આવ્યા પછીથી આપરે એ વિશે એનું પોતાનું મત લેઇને ધીરજથી વિચાર કરી લઇશું."

એ રીતે તે ગયો, અને પરીનના તે એકાંત સહવાસમાં સૌથી દુખભરયું એ હતું કે તે અત્રે આવી ને આવી એમ જાલ પરદેશ જતો રહયો હતો! તે મુકરદમો તેની ગણત્રી ઉપરાંત લંબાયો, ને ૩ અઠવાડયાં તુલક તે જવાન ઘેરેબારે પાછો ફરી શકયો નહીં. અલબત તેનું ઘણાં હેતનું કાગળ પરીન પર દર આંતરે આંતરે આવતું હતું, ને પરીન બી તેવાંજ લાંબાં લટાક કાગળો લખીને મન મનાવતી હતી; પણ એ ફરજયાત વિયોગ આવા હીંગામમાં તે બેઉને સારૂ ઘણો દુખકારક સિદ્ધ થયો.

પણ હવે એ દરમ્યાંનમાં પેલી તરફ પેલા ડોસાજીની પોતાની શી દશા હતી? તેની તો વધારે અવદશા હતી. તેણે તો અવલમાં ખાત્રીપુર્વક માન્યું હતું કે એ ચાર દિવસમાંજ નરમ માંખણ જેવી થઇને પરીન માંફ માંગતી ને તેની પનાહ સોહોધતી પાછી આવશે: પણ નહીં. દાહડા ગબડવા લાગ્યા, ને તેની અકરવકર જોરાવર કીસમે વધતી રહી. રોજનો ટપાલ તે આતુરતાથી જોતો, ને પરીનના હરફનું તેમાં એકે કવર ન જોઇ તે બાકીનાં કાગળો અધીરાઇ ને કરાજીથી ખસ્તાં હડસેલી આપતો. તે સંપુર્ણ દુખી ને કાહેલી બની ગયો. અઠવાડયાંઓ તક ગરીબીમાં જીવ્યા છતાં તે છોકરી ને તેની માતા "ડૉન કૅર" કરી શકે એ વાતે તેને અત્યંત તાજુબ કરયો, અને તેથી તેની તમામ ધીરજ ખપી ગઇ. હવે?

હવે છેક નજદીક ચાર અઠવાડયાં એ દુખી એકાંતમાં ગુજરી ગયા પછી તેને એક વિચાર સુઝયો. તે પોતે વસાઇ જાએ તો કેમ? અલબત પરીનના જાલ વેરે પરણવાના ઠરાવને તો તે કદી એકમત થનાર ન હતો, પણ તેને લાગ્યું કે તે પોતે તેમને તે ગરીબ એકાંતમાં આ બીજી મરતબે મળવા જશે ને નરમ ગરમ શબ્દોમાં મનાવશે તો માનવા ને બનવાજોગ હતું કે તેઓ ગરીબીના હાંદેસાઓથી અત્યાર સુધીમાં પુરતાં ખોખરાં થઇ રહેલાં હોવાને સબબે પરીન કદાપી પીગળે, ને તે તેઓને પાછાં લઇ આવી શકે! આ વિચાર, અલબત, તેને લાગ્યું કે કાંઇ ઘણી ધરખમ ઉમીદ પેદા કરનારો ન હતો, પણ તેની જીંદગી તેને એક ભાર

જેવી થઈ પડી હતી માટે ડુબતું માણસ ફીણને વળગે તે અદાથી તે પોતે એ વિચાર થવા કેડે ગમે એટલું મન મારતાં થોભી શકયો નહીં,— અને તે પરીનને અને તેની માતાને, તેથી, એક સહવારે વસાઇનાં તેમનાં દલીદ્ર એકાંતમાં પોતેજ પાછો સોહોધતો ને બોલાવતો મળવા ગયો!

## પ્રકરણ ૪૮ મું.

તે ડોસો તે વસાઇનાં એકાંતમાં તે માદીકરીને સોહોધતો ગયો ત્યારે તેઓ તરતનોજ નાસ્તો કરી પરવારેલાં હતાં, ને મેહરીમાસી રાંધણીમાં બપોરનું ચુલે ચઢાવા ગઈ હતી, કે જયારે નાજાં સીવતી, ને પરીન કાંઇ કોર માંડી હશે તે ભરવાનું લઇ બેઠી હતી. તેઓનો એ ઓરડો, આપણે આગળ વાંચ્યું છે તેમ, દરયાની સાઇડના ઢલ ઉપર ઉંઘડતો હતો, ને વ્હાલી પરીન જે રોશણીની ને હવાની ખુશનુદી હંમેશ ઘણું ચાહવાવાળી હતી તેણે સાઇડનું બારણું તેમજ ઉપર હેઠલની બંને બારીઓ પોળપખાર ખોલી મેલેલી હોવાને લીધે રોશનીની એક રેલ જાંણે ઘરમાં ઘસડાઇ આવવે, તે ન્હાનો નિર્ધન પણ સુખકારક ને સ્વચ્છ ઓરડો ઘણી તેજીની ગવાહી આપતો હતો.

તેઓ બંને ચમકી ઉઠી—તે મા દીકરી. ઘરડો નાદર કાકો કશું કહાવ્યા ચેતાવ્યા વનાજ, આપણે જોયું તેમ, એ તરફ આવ્યો હતો, અને એ ઘરમાં દાખલ થતાં બી બાહેર બેઠેલા ડુબરા પાસે નામ મોકલવાની તાજીમ કે ધામધુમ તેણે કશીજ કરી નહીં. તે અમસાંપોતીકાંને તાજુબજ કરવાજ માંગતો હોય તે ફીસમે તે ધીમે પણ ગંભીર ને થસ્સાભરયાં કદમે ચાલતો નાજાં ને પરીન કામ લઇ બેઠાં હતાં તે ઓરડાના છેક ઉંબર ઉપર આવીને ઉભો, ને ત્યારે તેને એમ ભુતની ફીસમે આવીને ઉભેલો જોઇને તે બંને મા દીકરી અજાયબીમાં ફાલ ખાઇ ચમકી ઉઠી તેમાં કશી બી અજાયબી છે?

તેઓની અક્કલ જાંણે કામ કરી શકી નહીં, અને વિજળીને વેગે તે બંને અબળાઓનાં મનમાં વિચારો એકજ પલમાં હજારો તરકો સમેત દોડયા ગયા. તે શું કરવા આવ્યો? તે અચણુચ કાંએ આવ્યો? શું તે માંફ માંગવા ને માંફ કરવા આવ્યો? શું તે એકલો પડતાં થેસાઇને ઠેકાંણે આવ્યો હતો? શું તે તેઓને પાછાં મનાવીને પોતાની સાથે લઇ જવા આવ્યો હતો?

"ઓ આવો રે મરૂં," નાજાં હાથમાંનું કામ નાખી દેઇને ચમકી ઉઠતાં બોલી. તેને તો ઉતાવલા ગભરાતમાં સપાટ બી ઝટ મળી આવે નહીં, ને દાબી સપાટ જમના પગમાં ને જમનો પગ દાબી સપાટમાં ખોસી દઇને આંફલીફાંફલી તે ખુરસી આપતી આગળ દોડી આવી.

પરીન બી ચમકી ઉઠી તો ખરી, પણ તેને પછીથી તેમને તે કાકાએ હાંકી કાઢયાં હતાં તે રાતની હડધુત ને તાણાજાંણીની હીણપસ્તીની યાદ થતાં તે જરા થસ્સેજ રહી, અને "આવો કાકાજી" એટલુંજ બોલી ખસતી ઉભી થઇ રહી.

તે ડોસો થસ્સાથી બેઠો.

તેણે પોતાની ચશમાઇ આંખ્યો બેસીને ધીરજથી તે આખા ઓરડામાં દોડાવી, ને તેઓ કેવા વૈભવમાંથી આ શી દલીદ્રતામાં આવ્યાં ને વસ્યાં હતાં તે જોતાં પરીનનાં મનની શુદ્ધતા અને દ્રઢતા, પોતાના ગમે એવા મસ મોટા અણગમા છતાં, તે પોતાનાં મનથી જાબજા વખાંણ્યા વના રહી શકયો નહીં.

"કાંએ, બાવા, તમે કાંએ અહીં સુધી તસ્દી લીધી?" નાજાંએ હેતથી પુછ્યું; તે ભોળીભાળી અશરાફ બાંનુ પોતાને આપવામાં આવેલી હડધુત તેને જોતાંજ વીસરી જઇ તેને તે માટે માંફ કરી શકી! એ ફક્ત જાતી ભલાઇની તાસીર ને અસર હતી. "મરૂં, તમે સારી પેઠે તો છેઓની?" તેણીએ પુછ્યું.

"હા, નાજાં, મગર હું પુરતો દુખી છેઉં," તે ડોસાએ પોતાની અવદશા જરા બી છુપાવ્યા વગર કહ્યું; "માહરી પરીન વગર મને માહરા એકાંત બંગલામાં મુતલગ ગમતું નથી. પરીન, આવની? મને મલની?"

"તમે તો માહરી સાથે રીસાયલા છેઓ તે, કાકાજી?" પરીને તેને માટેનાં હેતનો તે ડોસાનો એકરાર સાંભળતાં મનથી તરત તેને માફ કરી રાજી થતાં, અરધું રડીને અને અરધું હસીને કહ્યું,—અને પછી તે જઇને તે જૈફ આસામીને હેતથી બગલગીર થઇ.

"આએ કંગાલ્યત તુંને છાજતી ને શોભતી નથી." તે કાકાએ મમતાથી કહ્યું; "હજી બી છોરી દે તાહરી બેવકુફીભરી જીદ, દીકરા, અને ચાલ માહરી સાથે. તાહરા વગર મને ત્યાં ગમતું નથી, દીકરી, પરીન."

"હું ખુશીથી ને તાબેદારીથી આવશ, કાકાજી," પરીને નમ્ર જવાબ કરયો, "પણ તે એકજ સરતે."

"અને તે સરત?"

"એજ કે તમો માહરા વ્હાલા જાલ સાથનાં માહરાં લગનને તમારી બાહાલી ને આશીશ આપો," પરીને ઠરાવથી કહ્યું.

"છોકરી, ના એટલી તુંદ ને બોંહસીલી થા," તે ડોસાએ કરગરી કહ્યું; "ના તાહરી ને અમો સર્વની તાહરી એ એકજ નજીસ જીદને ખાતર ખરાબી થવા દે. હું તુંને માહરાં પેટનાં ફરજંદ પેરે ચાહુંચ, ને તેમ ચાહીનેજ હજી બી તુંને માહરી ગોદમાં દાબવા અને આએ કંગાલ્યતમાંથી બચાવા આયોચ, તો તેનો ગેરકાયદે લાભ લેઇ મને જ્યાદા રંજીદા ના કર. હવે જીવી જીવીને હું કેટલું જીવવાનો છેઉં? તો હઠ ન કર. માહરા મુવા બાદ તાહરે ગમે તે કરજે ને ગમે ત્યાં પરણજે, પણ હાલ તો એ મને દુખ પેદા કરનારા ખ્યાલથી માહરી જૈફીને ખાતર હાથ ઉઠાવ!"—અને તેણે જોયું કે તે સુંદરીની આંખમાં સેતારા સમાન આંસુઓ ચમકતાં હતાં! ઓ, શું તે પીગળતી હતી? શું તેની મનાવત ને સમજાવતની અસર થતાં હજી બી તેની ફતેહ થનાર હતી?

"હું ચાલી ચલાવીને તુંને બોલાવતો ને તેરતો આયો તેજ તું થોરૂં સમજેચ, પરી?" તેણે તે સમજાવત તેને લગાર વિચારવંત અને ચુપ ઉભેલી જોઈ હજી જારીજ રાખી; "હું કદી કોઇને માહરી જીંદગીમાં એમ નમ્યો નથી, વાસ્તે એ બધી વાતનો ખ્યાલ કર ને ચાલ માહરી સાથે."

"હું માહરી સરત તમોને કેહી ચુકીચ, મુરબી કાકાજી," પરીને ગલગલતે સ્હાદે કહ્યું; "માહરી સરત બાહાલ રેહયા વગર હું આએ ઝુંપરૂં છોરવાની નથી. મને તમારી ઘણી દયા આવેચ, ને તમો મુરબી-જીના માહરે વાસ્તેના એટલા બધા પ્યારને વાસ્તે હું તમારી ઘણી ઘણી ઉપકારી છેઉં, પણ હું માહરા વરયાં વચનોને જુઠી તો હવે કદી બી થનાર નથી ને નહીંજ."

"ત્યારે હું આટલું નમ્યો છતાં બી હજી તે કમીનાનો ખ્યાલ ત્હારાં દીલથી તું દુર કરી શકતી નથી?" તે ડોસાએ વળી જરા સખ્ત થતાં અજાયબી સાથે કહ્યું; "તું ખ્યાલ તો કર, છોકરી, કે એવાં એક નારવા લગનને હું માહરી બાહલી આપીજ કઇ કીસમે શકું? હું દેખતી

આંખે આંધલો થઇજ કેમ શકું? લોક મને હસે ને થુંકે નહીં? શું આલા ખાન્દાંનોના જવાનોનો દુકાલ પરી ગીયોચ કે હું એવા એક ટુંક-ભંડોલ્યા, ખાખાવરખા ને વગર ખાન્દાંનના પોરયાને માહરો જમાઇ કરવા કબુલ થાઉં? ખ્યાલ કર, પોરી, આપરાં ખાન્દાંનની ઇજ્જતનો જરા દાનાઇથી ખ્યાલ કર!"

"એ બધી બેજા તકરાર છે, કાકાજી," પરીને કરાજીથી કહ્યું. "એ વિશે આપરા વિચારો કદી મલ્યા નથી, મલતા નથી ને મલવાના બી નથી. એ વિશે આપરે પુરતો કજયો કરી ચુકેલાં છઇએ, ત્યારે વરી નવી રવેસે કાંએ એ રખણો ઉભો કરોછ? જવા દેઓ, એ વાત જવા દેઓ, ને તમને નથીજ ગમતું તો અમોને અહીંજ અમારે ગરીબ સંસારે મરી રેહવા દેઓ."

"નાજાં, તું કંઇ એને કેહની? તું એ ભેજાંફાટેલને કંઇ સમજાવની? તું બી કંઇજ નહીં બોલતી?" તે ડોસાએ હવે પોતાની ભાભી તરફ ફરીને તેની ઓથની આજીજી કરી; "એને સમજાવ કે હાલ તો એ માહરા સખુનનું માન રાખે, ને પછી વરસ બે વરસ સુધીમાં એને જો કોઇ બીજો જવાંન નહીંજ ગમશે, ને ત્યાં તક જો એ પોરયાનો ખ્યાલ એ દીલથી દુર નહીંજ કરી શકશે તો પછી આપરે નવેસરથી ત્યારે એ બાબે મસલત કરશું ને વિચાર ચલાવશું."

"હા, એ તો જીભરું તમારૂં કેહવાનું વાજબી છે," ભોલીભાલી નાજાંએ તે મતલબી બુઢાની એ દમ વગરની નાંખતીથી એકદમ ઉલટમાં આવી જઇ કહ્યું; "કાંએ, માએ, કાકાજીની એ માંગણી તો હવે વાજબી છેની?"

"મમા ડીઅર, એમાં તમે નહીં સમજો," પરીને તે ભોલીભાલી માવતરને પ્યારથી એક બકી લેઇ પાછી સમજાવી લેતાં કહ્યું,—અને પછી કાકા તરફ ફરીને વધારયું, "કાકાજી, મને માંફ કરો. હું માહરા ઠરાવમાં તલતસુ બી ફેરફાર કરવાની નથી. તમે જો માહરી સરત નહીંજ બાહાલ રાખી શકો તો મને કદી બી તમે પાછી તમારો ઉંબર ઓળંગતી જોશો નહીં."

"ત્યારે મેં અહીં આવીને હરામજ માહરા વખતની ને ઇજ્જતની ધુલ કરી?"

"તેમાં માહરો વાંક નથી જી; તમે તમારી ખુશીનું આયા, માહરી ખુશાથી મેં તમને તેરયા કે તસ્દી આપી નથી." પરીને લગાર તીખ્ખાસથી કહ્યું.

"ઓ હા રે મરૂં, આયા તો ભલે આયા; આયા તો માહરી આંખ પર, અમારાં માથાં પર રે, મરૂં." નાજાંએ વળી તાપસી પુરી.

"પણ તું તાહરી હઠીલી દુકતીને કંઇ બી ધમકાવી કે સમજાવી શકતીજ નથી એમજ કેની, નાજાં?"

"હું શું સમજાઉં ને ધમકાઉં, બાવા?" તેણીએ દરેક નાચારીના દેખાવથી કહ્યું. "એ માએ મરે હવે કંઇ નાલ્લી છે! તમે બી જી ભરૂં કંઇ નાંખતીજ નહીં કરતા તે? વારૂં એમ તો એમ; બચ્ચું છે!"

"ત્યારે તમે બેઉ નાકદર, નાફરમાન ને નગુણાંજ પુરવાર થયાંચ તો માહરે હવે અહીં વધારે વાર ખોટી થવામાં કંઇજ સાર નથી." તે છેડાયલા ડોસાએ ઘણી સખ્તાઇથી કહ્યું,—અને તે ઉઠી જઇને બારણાં ભણી વલ્યો.

પરીન તેની પુઠે દોડી.

"જરા બેસો તો ખરા?" તેણીએ કાકલુદીથી માંગી લીધું; "એ મુઇ તકરારની વાત જવા દેઓ ને બીજી ત્રીજી તો કંઈ વાત કરો? આવો, બેસો, માહરા સમ છે; થાકી ગીયા હોશો—તરકાંમાં છેક અહીં સુધી આયાછ તે તરસા થયા હોશો; કંઇ લેઇને—"

"છોર માહરો હાથ, છોકરી," તે ડોસાએ કહ્યું—ને પરીને તેના ચશ્મા હેઠલથી જોયું કે તે શેઠયાની જૈફ આંખ્યોમાં આંસુ ઉભાઈ નિકળ્યાં હતાં! તે એ જોતાં ઘણીજ દુખી થઇ ને તેનો જીવ બળી ગયો, પણ ઉપાય શો? તે શું કરી શકે? શું એ જૈફ ઉમરાવના એક હઠીલા ધખારા ખાતર તે જાલ જેવા લાયક ભરથારનો સાથો સદા સુધી માટે ગુમાવે? પોતાનાં પાક વચનોને જુઠી થાએ?

બીજી એકજ પલ—અને તે શેઠયો પરીનનો હાથ છટકાવી રડતી આંખોએ તે ઘરમાંથી બાહેર પડયો.



## પ્રકરણ ૪૯ મું.

પરીન તેના ગયા પછી ઝારઝાર રડી.

તેણીને તે બાપતોલના જેફ કાકાને એવી રીતે કકલાત કરતો, એકલો ને નાઉમેદ પાછો જતો જોવાથી અસહ્ય દુખ થયું. ગરીબ બિચારી તે બાળા બેવડી આગમાં બળીને ભસ્મ થતી હતી!

તે કાકાના આવ્યાથી તે ઘરની શાંતીમાં નહીં ધારેલી ખલલ થઈ. નાજાંને બી ઘણુંજ દુખ લાગતું થયું, ને તેથી તે માતાને સમજાવી મનાવીને નવેસરથી શાંત કરતાં સુંદર પરીનને પરીશ્રમ થયો. કેવાં મજાહનાં તેઓ થર પડી ગયાં હતાં, કેવું મજાહનું આગલા બધા શ્રીમંત વૈભવનું સ્વપ્નવત સુખ તમામ ભુલાઇ જવાયું હતું, અને આ તો નવેસરની ને નહીં ધારેલી પીડા થઇ. જાંણે તેઓ હાડમાર થયલાં વસાઇનાં એ ઝુપડાંમાં આજેજ પેહલાં પાછાં રેહવા ને થર પડવા આવ્યાં હોએ તેટલો બધો તે થર પડેલો ને સુધરેલો મામલો ઉલટાઇને બિગડી ગયો! એબી પડતી પર પચાસ!

જાલ તો, એ દરમ્યાંન, મદ્રાસમાંજ પહરેજ પડી રહયો હતો! તેનો કેસ વકી ઉપરાંત લંબાયો હતો, ને આખો ઇલાકો તે ચકચાર-ભરયા મુકરદમા પર નેઘાહ રાખતો જણાતો હતો, માટે તે અધુરો મુકી મુંબાઈ પાછો ફરે ને પરીનને મલી શકે એમ નજ હતું. તેની ખરી નામના ને ખરી મોટાઇના પાયાનુંજ ગોયા આ મુકરદમો એક પગઠયું હતો, અને તે કારણથી તે જવાન પોતાના જવાન જીવપર સખ્તી ખેંચીને બી આ જુદાઇનું જીવલેણ ઝેર ગળ્યો જતો હતો. તે બીજું શું કરે?

પરીન પોતે બી એમ તેનું કામ ઉધું મારીને ઉતાવળે ઉતરી આવવાની તેને સખ્ત ના લખતી હતી. નત્રાણું ત્યાં ભરયા સો! તે મુંજાતો હતો કે પરીન જેવી એક નાજનીનને તેને લીધે વસાઈનાં એક એકલાં એકાંતમાં સબડયા કરવું પડતું હતું, મગર તે મુંબાઇ પાછો ફરે ને તેને મલે તે પેહલાં તે કશુંજ કરી નહીં શકે એમ હતું.

અને બીજા હાથ પર પરીનના પ્યારની પ્રૌઢતા ને દ્રઢતાનાં વખાંણ ઘેરઘેર થતાં રહયાં. ઘેરઘેર એ વાત ચરવાતી ને જાંણીતી થયલી હતી. લોક તાજુબીનાં આહ સાથ જાણવા પામતાં કે એક ગરીબ જવાન

માટેના લાયક પ્યારને ખાતર સુંદર પરીન લખ્ખોની દોલતના દરંગોમાં આળોટયાં મારતી, તે બધી સમૃદ્ધીને થોકડે મારી, ગરીબી ને કંગાલ્યતમાં જઇ વસી હતી!

એક દિવસ પરીનને તેને વસાઇને સરનામે એક કાગળ મળ્યું. તે પેલા મોટા રાજ્યાધીકારી અને પરીનના પ્યારના એક વારના આગળા ઓસ્તવાર પરસ્તાર દોરાબ ખંબાતા તરફનું હતું. પરીન તે વાંચી જેટલી અજબ તેટલીજ ખુશી થઇ. તે નિચે મુજબ હતું:—

"મુંબઇથી મને તમો બેહેનજી બાબે જે સમાચાર મળ્યા છે તે વાંચી હું જેટલો અજબ તેટલોજ દુખી થયો છું," તે કેળવાયલો જવાન લખતો હતો; "તમે જાલ સાથ અદરાયાં છો એમ મને લખાઈ આવ્યું છે, ને હું તમો બેઉને ઘણી ઘણી આબાદી અને સુખ ચાહું છું. એ જવાનને મેં જોયલા છે, ને એવણને માટે હું માન ધરાઉં છું. એવણ ગરીબ તો છે, મગર એવા એક લાયક ખાવંદની પસંદગી ને બાંહેધરીમાં આયંદા તમો બેહેનજી સુખીજ થશો એમ માનવાને હું જરા એ વેહેમ ખાતો નથી. જો હું એ તમારા અદરાયલા ભરથારને મદદ થવા જોગી કોઇ કીસમે તમારી કંઈ બી ખીદમત કરી શકું એમ હોએ તો ખુશીની સાથે મને ફરમાવજો. મને તે ઘણુંજ ગમશે. મને તમારો ને તેવણનો તમો બેઉ સાચો દોસ્ત જાણજો.

"વળી હું સાંભળીને અત્યંત દીલગીર થયો છું કે તમારા નેકબખ્ત કાકાજી સાહેબે એ લગનને પોતાની બાહલી આપવા સાફ ના કહી છે, અને સખ્ત વિરૂદ્ધતાથી તમને પોતાના પ્યાર ને ઘરબાર વટીકથી ઓવાર-નિવાર કરયાં છે. એ એવણ સાહેબની ઘણી મોટી ભુલ છે એમ માહરે કેહવું ને કબુલ કરવું જોઇએ. મેં એવણ સાહેબને એ વિષે સમજાવીને લંબાણથી લખ્યું છે. એવણ અનુભવી ને ડાહ્યા પાકા છે, ને કોઇના સંસારી મતફેરમાં મને માંથુ મારવા કે મત આપવા કશોજ હક નથી, પણ એવણને મુરબ્બી માની એવણનાં બચ્ચાં તરીકે મને જે સારૂં લાગ્યું છે તે નમનતાઇથી ને તાબેદારીની મેં એવણને આજે લખી વાળ્યું છે, ને તેની કાંઈ સારીજ અસર થશે તો હું ઘણો રાજી થવશ.

"મને લખી વાળવામાં આવ્યું છે કે તમો તમારાં ભલાં માતાજી સાથે વસાઇની કંગાલ્યત અને ગરીબીમાં પાછાં ફરયાં છો. એ ઘણોજ દુખભરેલો ફેરફાર તમારી સ્થિતિમાં ગયો, ને તે સાંભળી હું અંતકરણથી

દીલગીર છેઉં. પૈસાની એટલી લેહેરચેહેર જોવા પછીથી એમ તંગી ને ગરીબીમાં જઇ વસવાનો તમારો અનુભવ ખચ્ચીતકરીને ઘણો દુખકારક સિદ્ધ થતો હશે, અને મને લખતાં તો જોકે ઘણી શરમ લાગે છે, પણ તમો જો મને તમારો ભાઈ સમજી શકો તો જરા બી આશકાયા કે ખંચાયા વગર માહરી કોઇ બી નોકરી ને મદદ ચાહીને મને જરૂર ફરમાવજો. મને તેથી ઘણીજ ખુશી હાંસલ થશે. એમ છતાં આ અરજ કરવામાં હું જો કશી બી ગેરકાયદે હીંમત કે બેઅદબી કરતો હોઉં તો મને માફ કરજો, ને દીલમાં કોઇ રીતે ઓછું માનવું નહીંજી."

પરીનને આ કાગળ બહુજ ગમ્યું. તે લખનાર જવાનની લાયકી, સભ્યતા, સાદાઈ અને લાગણીએ તેને છેક છક કરી મેલી. કેવો અસીલ, કેવા ખરા ઉમરાવી તોર ને ખવાસનો ખરો લાયક અને ભલો જવાન!

તેણીએ તે કાગળનો તેવોજ માયાકુળ જવાબ કરયો. ઘણાંજ હેસાંન ને તેવીજ લાગણીથી તેણે એ ભલા જવાનનો જાબજા ઉપકાર માનીને લખ્યું, અને તેને વળી દરેક ખાત્રી આપી કે જો કદીને તેને કોઇની તરફ બી પૈસાટકાની મદદની આજીું કરવી પડશે તો તે તેનેજ પોતાના બીરાદર જેવો જાણી હજારો હેસાનથી તસ્દી આપશે; અને તેણીએ વધારયું કે તેના વ્હાલા જાલના સબબે ખુદાની દયાથી તેણીને ઉમીદ હતી કે તેને કદી બી તેવી ગરજ પડશેજ નહીં.

અને એ દરમ્યાનમાં હારેલા મારેલા પેલા ડોસાજી નાદરકાકાએ નવું શું કરયું હતું? એ નામદાર નાદરશાહ મોદીની નવી શી અને કેવી ખબર હતી?

તેણે પરીન પાસથી આવ્યા પછી પોતાના ઓરડામાં એકલો પડી તરતજ પોતાના સોલીસીટર મી૦ સ્મીથને પોતાની પાસે તેડાવ્યો, અને તે આવ્યા પછીથી તેના જોડે બારણાં બંધ કરી તે કલાકના કલાક સુધી રોકાયલો બેસી રહયો. તેઓ શું વાત કરતા હતા?

"હવે માહરે આએ માહરા બધા પૈસાટકાનું કરવું તે શું?" તે ડોસો અત્યંત દર્દમંદ દીલે તે સોલીસીટરની સલ્લાહ માંગતો હતો; "માહરા મુવા પછીને વાસ્તે માહરા પૈસા ટકાની માહરે શી ને કેમ વ્યવસ્થા કરવી?"

"હવે મીસ પરીન સાથ હજી બી સલ્લાહ થવાનું કશુંજ ચાન્સ નથી?" મી૦ સ્મીથે ગંભારાઇથી પુછ્યું.

"જરા બી નહીં; કીંચીત માત્ર બી નહીં," તે ડોસાએ લગભગ ગુસ્સો કરી દઇ તપી જતાં જવાબ કરયો; "તેનું નામ બાળો; તેનું નામ બી માહરી આગળ ના લેઓ ને આગળ ચાલો. હવે આએ વાડી ગાડી, પૈસા ટકા ને માલ મીલકતનું માહરે કરવું કેમ?"

"જાહેર ખબર આપો, અને કોઇ આપના સગાંઓમાં અતલગના દાવાદારો હશે તો જરૂર જાહીર થશે." મી૦ સ્મીથે સુચવ્યું.

"છટ, તે તો લરાઈ ઝઘરાને ચાહી ચીતીને ઘેર નોતરવા જેવું થશે," નાદરકાકાએ તીખ્ખાસથી કહ્યું. "કંઇ બીજું?"

"ત્યારે હું તો એમ સલ્લાહ આપું કે તમો સાહેબે નવેસરથી લગન કરવાં જોઇએ, અને કદાચને જો કોઇ વારેસ જન્મે તો—"

"એજ વિચાર માહરાં બી મનમાં ઘોલાયા કરે છે," નાદરકાકાએ ખુરસીમાંથી અરધો ચમકી ઉઠતાં ઉસ્કેરાઇને કહ્યું; "હું માનું છ કે મને ખુશાથી કોઇ બી પોતાની છોકરી આપશે. અલબત હું જૈફ છેઉં, પણ પેલી દુકતી જેવી માથાંની ગયલીઓ કાંઈ બધીજ થઇ શકે નહીં, ને માહરા પૈસા પર મરવાવાલીઓ બી મને જોઇએ એટલી મલી શકશે; નહીં વારૂં?"

"બેશક," તે સોલીસીટરે એકમત થતાં જવાબ કરયો; "એ વિશે તો આપસાહેબે તદનજ બેફીકર રેહવું. માહરી ખાત્રી છે કે સારાંમાંસારાં ઘેરની કન્યાઓ તમોને કબુલ રાખવા એક પગે ને એક બોલે તૈયાર રેહશે."

"મગર વચ્ચે આગલી પાછલી એક નડનો ખ્યાલ કરવાનો છે, સ્મીથ," તે બુઢાએ કહ્યું, ને પોતાની ખુરસી તે વકીલની ખુરસીની વધારે લગોલગ ખેંચતાં તેણે ઉસ્કેરાયલી તબ્યતથી વધારયું, "માહરે તમોને એક માહરી આગલી કાહાંણી કીસ્સા જેવી વાત કહેવી જોઇએ. ધ્યાંનથી સાંભલજો. જરા લંબાણ છે, પણ ભલે તમારી રોકાંણનું જે ઘટારત હોય તે મને ચાર્જ કરજો. હાલ તો નિરાંત કરીને તે બધી વાત સાંભલો, ને પછી તમને જે સારૂં લાગે તે મને ખરેખરી સલ્લાહ આપજો."—અને, એમ કેહતાં, તે ઘરડા શેઠયાએ ધીમે સ્હાદે તે વિદ્વાન સોલીસીટરને એક એવી અજાએબ જેવી લંબાણ કેહયત કહી, કે જે સાંભળતાં તાજુબીમાં તેના ડોળા ચઢી ગયા!

"એ તો બડી તાજુબીની વાત છે, સાહેબ," તેણે કહ્યું—અને જરા વારે વધારયું, "જ્યાં તક એ ભેદનો સંપુર્ણ ખુલાસો નહીં મળે ને તે અબળા મરેચ કે જીવેછ તે તમો પકકે પાયે નક્કી નહીં કરી શકો ત્યાં સુધી હું તો ત્યારે તમને આએ બીજી વારનાં લગનની ભલાંમણ ખચ્ચીતકરીને નહીંજ કરૂં !"

"પણ ત્યારે કરવું શું ?"

"હું કાબેલ ડીટેકટીવોની દોડ પોંહચાડશ, ને ગામેગામ ચાંપતી જુસ્તેજો કરાવશ," તે સોલીસીટરે સચ્યારો આપ્યો; "મને તો વળી બીજો બી ખ્યાલ થાએચ. ધારો કે—" અને તે વકીલે તે બુઢાને કાંને લાગી કાંઈ નવું નહ્યું, કે જે સાંભળતાં તે તો ચમકીજ ગયો.

"એ કાંઇ બનવાજોગ છે ?" તેણે લગભગ ગુસ્સો કરી કહ્યું; "તેવું હોતે તો મને ખબર નહીં પડતે ?"

"ખબર કાંહાં પડે ? ખબર કેમ મળે ?" તે સોલીસીટરે તકરાર કરી; "ખરેખર, હું તો માંનુછ ને ખરાં દીલથી કેહુંછ, નાદરશાહ શેઠ, કે તમે મીસ પરીનને બી મોટો ગેરઇન્સાફ કરી કદાપી મોટી આફતમાં નાંખી જતે !"

"તેનું નામ બારો; તે દુકતીનું નામ ના માહરી આગળ લેયા કરો," નાદર કાકાએ વળી વધતા ગુસ્સાથી કહ્યું.

"ખયર, મને હજી બની શકે એટલી બધી બીજી ડીટેલ્સ આપો," તે શુદ્ધા ઇંગ્રેજે તે ચડેલા ડોસાનો નિર્દોશ પરીન માટેનો અણગમો સ્વિકારયા વના આગળ ચાલતાં કહ્યું; "માહરી મરજી ડીટેકટીવ કરીમને અવલ અહીંથી સુરતજ મોકલી આપવાની છે. તે ઘણો કાબેલ ને લાયક આસામી છે, ને એક વખત અવલમાં ત્યાં જઇનેજ તે પોતાની જુસ્તેજો જારી કરશે. તમને એ ખ્યાલ ગમેચ ?"

"તમારે ગમે તેમ કરો, સ્મીથ," તે બુઢાએ અખ્ત્યારી આપતાં કહ્યું. "અલબત માહરી એસ્ટેટો અને બીજ્યાર પૈસા ટકાની કશી બી સેવટની વ્યવસ્થા કરવા આગમચ કંઇ બી પકકાં અનુમાનપર આવી જવાની બેશક ઘણી જરૂર છે."

અને ત્યાં તે સોલીસીટર જોડેની મીલાકાતનું તુરત વેળા એમ સેવટ આવ્યું, અને તેઓ છુટા પડયા.

## પ્રકરણ ૫૦ મું.

હવે તે સોલીસીટરનાં જવા કેડે નાદરકાકાના જીવને કશીજ રાહત રહી શકી નહીં. તેને વાંચવા ન ગમે, કોઇસે વાત કરવા ન ગમે, તેને કશી રીતની નિરાંતજ થઇ શકી નહીં! પેલા સોલીસીટરે જે એક નવા સંભવનો તેનાં ભમાતુ ભેજામાં ખ્યાલ ઉત્પન્ન કરયો હતો તે પછી તેને તેજ સવાલ તેનું મન રોકી રાખતો હતો.

"કદાચ હોય બી; કદાચ બને બી," તે મનથી પટપટતો હતો, "તાજુબ કે મને કદી એ વાતનો ખ્યાલજ નહીં થયો! ખુદા મને માફ કરે. ખુદા કરેને હજી બી કાંઇ ખરી વાતની બાતમી મલે!"

તે અર્ધઘેલા જેવો થઈ ગયો. નોકર નફરો વટીક ફકરમંદ થયાં ને તાજુબ કરવા લાગ્યાં. તેણે જાંણે ખાવું પીવું પણ છોડી દીધું. તેનો વડો બટલર તરેહવાર ડીશીશ પકાવીને તેના આગળ રજુ કરાવતો, પણ વ્યર્થ. તે ચંચેરીનેજ ઉઠી જતો. તે હંમેશ નિયમીત અને કાયદાસર કામ લેનારો હતો, છતાં કેટલીક વાર તો ખાનાના ઘંટ ઉપર બી તે મુતલગ ધ્યાંન ન આપતો. લોકો તેને માટે તરેહવાર તરકો કરતાં. કોઇ કેહતું કે એના પૈસા જતા રહયા હશે ને કોઇ કેહતું કે તેની ડગરી ચસ્કી હશે. ખરી વાત—તેના જીવને લાગુ પડેલી એ અચણુચી બેચેનીનો ખરો બાએસ ને ભેદ તો એકલા તેને, તેના વકીલને કે તેના હકતાલાનેજ રોશન હતો!

એ ઐયામમાં દોરાબ ખંબાતાનું કાંઇ કામસર થોડા દિવસ માટે મુંબાઈ આવવું થયું, ને તે પરભાડો જઇને નાદરકાકાને પરીનની હીમાયતમાં એકાંતમાં મલ્યો. એથી નાદરકાકો ઘણો ખફા થયો. તેને એ જવાનનું એમ વચ્ચે હોમાવું ગમ્યું નહીં, પણ દોરાબે ઘણીજ નમનતાઇ ને સભ્યતાથી તોબી ઘણી જોરાવર કીસમે તે ડોસાને તેની ભુલ બતાવી તેની ખાત્રી કરી આપવા માંગી;—પણ તે બધું પથ્થર પર પાણી રેડવા સમુંજ હતું!

તે એ પછીથી વસાઇ જઇને પરીનને બી મલ્યો. તેણે તે સુંદ-રીની એ સાચવટનાં ઘણાં વખાણ કરયાં, અને તરેહવાર કીસમે પરી-નને મદદ થવા આફર કરી, પણ તેણીએ લખ્ખો હેસાંન સાથ તે બધું નામંજુર કરી ના પાડયું. તે એ ભલા જવાનની દોસ્તીની ઘણી કદર કરતી હતી, ને તેઓ હંમેશ માટે દોસ્તો થશે ને રેહશે એવી પરસ્પર ખાત્રીઓ આપ લે કરીનેજ તેઓ છુટાં પડયાં, કેમકે પરીને પૈસાટકાની મદદનોજ ખ્યાલજ ખંખેરીને તેને ના પાડયો. તેણીએ તેને સમજાવ્યું કે તે જાલને સારૂં લગાડનારી વાત કદી બી કેહવાએજ નહીં, અને તે છતાં બી કદીને કોઇ વાર દોરાબ જેવા નેકબખ્તની કોઇ બી જાતની મદદની તેમને જરૂર થઈ પડે તો તે મોંઢે ચઢીને અને ચાહીને બાખુશી માંગી લેવાની તનોમન સુંદર પરીને તે લાયક જવાનને દરેક ખાત્રી આપી. ખરેખર, નાજાંને તો લાગ્યું કે હીરા મોતીની ઝલેહ વચ્ચે પ્રકાશમાન થતી પરીનને તે આગળ જેટલો ચાહતો હતો તેથી તે હમણાં તેણીને આ ગામડાંની તેની અકસર ગરીબી ને સાદાઇ વચ્ચે દીપતી જોતાં તે અધીક બેતાબ બનેલો નજરે આવતો હતો!

પણ રોકડમાં તે મા દીકરીએ જે નહીં લીધું ને નામંજુર કરયું તે ભેટ સોગાદ તરીકે તે ઉમરાવ દીલનો માયાળુ જવાન તેમને ખંત કરીને અવારનવાર પુગાડતો ને મોકલતો રહયો. તરેહવાર જાતના ઉંચા વાઇન, મીઠાઈ, કેક બિસ્કીટ, ઉંચામાંઉંચી ફ્રુત વિગેરે મોંઘાંદાટ પારસલો તે પછીથી નાજાંને નામે અવારનવાર આવતાં થયાં, ને ખુબી તો એ હતી કે તે નનામાં આવતાં, માટે તે મોકલનાર કોણ તે માત્ર અટકલથીજ તે મા દીકરી સમજતાં હતાં;—બાકી જો કદીને તેઓ તે નાકબુલ કરવા માંગે તોબી મોકલનારનાં નામઠામની ગેરહાજરીમાં તેઓ તેમ તે રીફ્યુઝ કરીજ ન શકે એવી કુનેહ ને સીફતથી દોરાબે કામ લીધું હતું. ખચ્ચીત, વસાઇનાં એકાંતના તે પોરટરો પર જાંણે અચ-બુચ એ એક જાતનાં કામનો બોજો વધેલો જણાયો, કેમકે આમ ઉપરા-સાપરી અને વજનવાલાં પારસલો—ઘેર બેઠાં પોંહચતાં કરવાના બધા આગમચથી ભરી દીધેલા ખરચ સાથનાં—માટેનો તેમનો આ અનુભવ કેટલેક દરજજે જાંણે કેવળ નવીન હતો.

તે (દોરાબ) ઘણીજ ખરાં દીલની દયા ને દાનાઇથી કામ લેતો હતો. તે આજોદેં મા બેટી કે જેઓ અમીરીમાંથી એકદમ ફકીરીમાં

ગબડી ગયાં હતાં તેઓ એ શ્રીમંતપણાંના સુખી અનુભવ પછી એ મોહતાજીમાં હાડમાર ન થવા પામે તેજ ખ્યાલ ને તોરથી તે કામ લેતો હતો. તેને ખુદાએ આપેલું પુરતું ને ઘણું હતું, તો પછી એ થોડાક ખરચની ભલાઇ તેને કેમ મોંઘી પડવાની હતી? તેણે, તેથી, એ મુજબ ખાવાપીવાનું તરેહવાર મોકલ્યું એટલુંજ નહીં પણ તે ઠંડીની મોસમ હોવાથી ને તે વરસે ઠંડી અસાધારણ સખત પડતી કેહવાતી હોવાથી તેણે હુંફાલા ને કીંમતી રગ્સ વટીક ઓઢવા પાંથરવા માટે વેચતા લઇને તેનું એ એક મોટું પારસલ મોકલી આપ્યું હતું! સારાંશ, ભલાંથી ભલુંજ થઈ શકે છે.

* * * * *

મી૰ સ્મીથે રોકેલા બાહોસ ડીટેકટીવ કરીમ તરફથી અંતે દુમસ ખાતેથી એક સહવારે નાદરકાકા જોગું એક કાગળ આવ્યું, જે વાંચતાં તે તોરવંતા શેઠયાની આંખના ડોલાજ જાંણે અજાયબીમાં ઉંચે ચઢી ગયા! ઓ ખુદા, શું એ બનવા જોગ હતું? તેણે તે કાગળ પાછું અને પાછું વાંચ્યું. સહવારના ઉજાળાંમાં ને બપોરનાં તડકાંમાં, સ્હાંજનાં ઝઝકળાંમાં કે રાતની રોશણી હેઠળ તે એક દસ્તાવેજ ઉપરાસાપરી અને ફરીફરીને વાંચતાં તે કાયર બુઢો જરા એ થાકયો કે કંટાલ્યો નહીં. જાંણે તે કાગળ મળવાથી તેની બાકીની સઘળી નિરાંતજ ચોરાઇ ગઇ.

તેણે તે ને તેજ દાહાડે તેનો જવાબ કરયો હતો, ને વળી ચાર દિવસ પછી તેનો જવાબ ફરી વલ્યો, જે કરાજી ને નાઉમેદી પેદા કરનારો હતો. તેમાં લખેલું હતું કે તે લોકનો જાસ્તી પતો કશો મલી શકતો ન હતો, ને હવે તેથી ત્યાં જ્યાદા ખોટી થવામાં તે ડીટેકટીવ કશું ડાહપણ જોતો ન હતો.

તેણે તે ઉપરથી પોતાના સોલીસીટર મી૰ સ્મીથને બીજી મરતબા પોતાની પાસે પાછો બોલાવી લીધો, ને તેઓ બેઉએ સાથે બેસીને વળી ઘણી લંબાણ અને એકાગ્ર ચીતની બંધ બારણે ઘણો વાર સુધી કાંઇ મસલત કરી. એ પછી તે ડોસો વધારે જલદી દીલ નાંખતો ગયો. દીસ્તુંજ હતું કે કોઇ ચોકકસ વાતની ગંભીર નાઉમેદી તેને અણહદ રંજ ઉપજાવી આપતી રહી હતી.

એ દરમ્યાંન, પેલા હાથપર, જવાન જાલનો મદ્રાસી મુકરદમો ખલાસ થયો, ને તે તેણે પ્રેસ ને પબલીકની મોટી વાહ-વાહ વચ્ચે

પોતાના પક્ષકારોના લાભમાં જીતી આપ્યો હતો. તેની, તેથી, એ જીતને લગતી લોક-પ્રસંસા ને નામના ખરેખરી જબરી ને મોટી હતી. ન્યાયાસનપરથી જડજે વટીક ચુકાદો આપતાં એ કાબેલ બૅરીસ્ટરની તેજ બુદ્ધિનાં ને તેણે રજુ કરેલી બારીક તેટલીજ અસંખ્ય જોરાવર દલીલોનાં ભારે વખાંણ કરયાં હતાં. ટુંકમાં, તે સદ્ધર કમાઇ ને મોટી નામના કરીને હર્ષીત જીગરે પોતાને ઘર અને વતન (મુંબાઇ) હાલમાં હવે પાછો ફરયો હતો.

તેણે પરીનને એ વધાઇ લખી વાલી હતી, અને જલ્દીજ તેને ને તેની માતાને વસાઇની એ એકાંત મોહતાજી ને ગરીબીથી બચાવી લેવાનું ઘણુંજ હેતથી પ્રૉમીસ કરયું હતું. પરીને, તેથી, તે કાગળ મોટા હરખ ને ભારે ઉમંગ વચ્ચે પોતાની વ્હાલી માતાને વંચાવ્યું, ને તે પણ તે સાંભળીને ઘણી રાજી થઇ. તેની પરીસુરત દીકરીની જવાંની અત્રેનાં એકાંતમાં હરામ જાએ ને કરમાઇ જાએ એ તે હેતવંતી માવતરને ગમતું ન હતું, માટે ત્યાંથી તેમનો હવે જલ્દીજ છુટકારો થનાર હતો એ સુખ પેદા કરનારા ખ્યાલ પર તે માતાએ સંતોશનો એક મોટો ખુશાલ દમ ભરયો.

મગર જાલ આવ્યો ત્યારે તેનો ચેહરો જોઇ તે માતા બીહી ગઇ હતી. તે એક જંજાલી ચેહરો દેખાતો હતો. દેખીતી રીતે તે છોકરાએ હદ વનાનું "વર્ક" કરયું હતું. કોઇ તેને જોઇનેજ કહી શકે કે દીસની જેહમત ઉપરાંત રાતના ઉજાગરાથી બી તેને કામ લેવું પડયું હોએ, ને શારીને ધમકાવીને પુછ્યું ત્યારે તે તાબેદાર દીકરાએ ફીકકું હસીને એકદમ કબુલ કરયું કે એ મોટા મુકરદમા ઉપરાંત તેણે બીજા ઘણાક નાઘલા કેસો લઇ લીધેલા હોવાનાં પરીણામમાં તેને ઘણીક વારે રાત-દીવસના ૨૪ કલાકમાંથી નજદીક ૨૦ કલાકનું કામ કરવું પડયું હતું!

"પણ ત્યારે કોઇ મદદનીસ લે? કોઇ કલાર્ક રાખ?" તે હેતવંતી માતાએ લગભગ ગુસ્સો કરી કહ્યું; "એમ તે ત્હારી દેહ કાંઇ પથ્થરની છે જે જવાબ આપશે?"

"માએજી, માએજી, તમો ભુલી જાઓચ," જાલે હસીને કહ્યું, "કે હાલમાં તો માહરે દોઢયેદોઢયું બચાવાનું ને સંઘરવાનું છે. હું ઍસીસટંટ તે કેમ લેઉં ને કલાર્ક તે કેમ રાખું? તમે જોતાં નથી કે જેણે માહરે ખાતર લખ્ખોની તુંબા નહી કરી તેને છેક ઉતરતી ગરીબીમાંથી બચાવી લઇ બને એટલાં સુખમાં રાખવાની માહરી ફરજજ છે?"

"પણ તેથી તું કાંઇ ત્હારો નાશ કરવા બેઠોછ?" તે માતાએ હજી વધારે ગુસ્સો કરયો; "એમ તે ત્હારી દેહ કેમ ચાલવાની છે? એમ તો તું સાંજો બીમાર થઇ જઇને ઘેરમાં રેહશે તો પછી શું કરવાનો છે?"

"વારૂં ચાલો, એટલો ગુસ્સો ના કરે, મમા ડીઅર," જાલે માંગી લીધું; "હું થોડુંક કમતી વર્ક કરશ."

"પણ પેલો બુદ્દો તો હજી બી માનતો કે ઠેકાંણે આવતોજ નથી કે?" શીરીને કાંઇ તોરથી પુછ્યું.

"અરે તેની કોણ પરવાહ કરેછ, મમા?" જાલે તુચ્છકારથી કહયું; "અમે તો જાંણે તેનો બેકીંમતી વારસો ને માયાપુંજી ભુલીજ ગીયાંચ. તે વાત તો હવે જાંણે હસ્તીમાંજ નથી."

તે માતા કાંઇ ગંભીર ઘોરમાં ઉતરી ગયલી જણાઇ. તે શો વિચાર કરતી હતી?

"માહરે એ તો મનથી સમજવાનું છે, મમા," જાલે તેની માતાની વિચારવંત અદા ઉપર લક્ષ આપ્યા વના ચાલુ રાખ્યું; "માહરી પરીને માહરે ખાતર ખરેખરા બેકીંમતી ભોગો આપેલા છે. તેણે પોતાના કાકાના પૈસાટકા ઠોકરે મારયા એટલુંજ નહીં પણ દોરાબ જેવા એક ખરા લાયક ને માલદાર ખાવંદની બી તેણે પરવાહ કીધી નહીં. ખરેખર, જો હું કદી રાત ને દીસ એક કરશ ને મેહનત કરશ તોબી એ તો ખરૂંજ કેની, મમા ડીઅર, કે હું એને તેટલાં સુખમાં રાખવા જોગું કદી બી કમાઇ શકવાનો નથી?"

"પણ પરીનને પોતાને પૈસાનો પ્યાર છે?"

"એક જરા બી નહીં," જાલે જોસ્સાથી કહયું; "પ્યાર હોતે તો તે એમ વરતીજ કેમ શકતે? પૈસા તે પોતાના પ્યાર આગલ તદન બેહસાબ ને તુચ્છ જાંણેચ; એ તો હુંજ માહરાં મનથી એમ ઓશકાયા કરૂંછ, ને જંખવાનો ને ઝાંખો થયા કરૂંચ. ઓ, હું કેવું ચાહુંચ કે હું પરીન પાસ જઇને કહી શકું કે તેં માહરે લીધે આટલા ભોગો આપ્યા તો ચાલ હવે, તેટલાંજ નહીં તો તેનાં અરધાં સુખમાં બી તુંને રાખવા જોગું ખુદાએ મને પુરતું બક્ષ્યું છે?"

"અને એવી એક બક્ષેશ કે યોજના થાએ તો તું ઘણોજ રાજી થાએ, દીકરા જાલ?" જાંણે તેને તેમ રાજી કરવાનું તેનાજ હાથમાં હોએ તેમ તે માતાએ પુછયું!

જાલ ખુશ મિજાજે હસી પડયો.

પણ તે માતા જરા એ હસી નહીં. તે તો આજની આ આખી મીલાકાતમાં થસ્સે, ગંભીર બલ્કે ગુસ્સેજ હતી. તે તો ગોયા પોતે પોતા સાથે ગુસ્સે હતી! એ શું હતું? તે શું કહેવા માંગતી હતી?

"મરદોને ખુદાએ ઓરતોપર સરસાઇ ને સરદારી આપેલી છે, મમા," જાલે સમજાવ્યું, "અને તેથી ઓરતને સુખી કરવા અને ઇજજત પૈસા અને દરેક સગવડથી તરતી રાખવા મરદનો ધર્મ છે. હવે તમેજ જુઓની, મમા, કે માહરા કેસમાં કમનસીબે કેવું બધું ઉલટું થયું છે! ઉલટું માહરે લીધે માહરી પરીન પૈસાટકાનાં મોટાં સુખમાંથી મોહોતાજી ને કંગાલ્યતમાં ગબરી પરી, ને તે હતી તેને દસમે હીસ્સે બી તેને પાછી આબાદ કરવા જોગી હું ગુંજાસ ધરાવતો નથી! એથી ત્યારે હું છાતીતોડ મહેનત કરૂં તો તેમાં અજાએબી શું છે? ઓ, જો માહરી પાસે પૈસા હોતે તો અમારા જેવું સુખી ને ભાએગશાળી જોડું બીજું કોઇ નહીં થતે!"

"આગળ તેં કદી પૈસા માટે એવા પરયારા કીધા નથી, જાલ," તે માતાએ ઉંડી ગમખ્વારીથી યાદ આપી કહયું.

"મને માફ કરો, મમા! હવણાં બી હું તમને કે મને પોતાને દુખી કરવાની મતલબથી એમ બોલતો કે પરયારો કરતો નથી," જાલે સમજાવ્યું. "એ તો વાતપરથી વાત નિકળી ત્યારે હું ખાલી માહરા વિચારો તમો વ્હાલાં માએજીને સમજાઉંચ. હું કાંઇ માહરી ગરીબીથી કદી શરમાયો નથી ને હજી બી શરમાતો નથી. માહરૂં કેહવું એટલુંજ છે ને મને હમણાં હમણાં એ ખ્યાલ ઘણો થતો રહે છે કે પરીન જેવી એક ગુણવાન ગૌહર માટે હું એટલો ગરીબ છેઉં કે હું તેનો ખેદ કરૂં એ બીલકુલ સજાવાર છે. તેણે જે માહરા જેવા ગરીબને ખાતર અકકલ નહીં કબુલ કરી શકે એવા બુલંદ ભોગો આપ્યા છે તેના અવેજમાં હું જો તેને તેથી દસ ઘણાં બેહેતર સુખમાં સ્થાપવા, માહરો હાથ આપી, લઈ જઇ શકતો હોતે તો મને કેટલો હર્ષ બરપા થતે? આએ તો એક ગરીબડું ઘેર તૈયાર કરી માહરે તેમાં તેને લઇ જઈ રાખવાની છે એ ખ્યાલજ શું એક કમનસીબી નથી?"

"છે તો ખરી," તે માતાએ અંતે એકમત થતાં કહયું. "હું એ વિશે એકાંતમાં વિચાર કરશ."

"તમે બિચારાં વિચાર કરીને શું કરવાનાં હતાં?" જાલે હસીને પુછ્યું; "તમે કેમ માહરૂં એ દુખ નીવારી શકવાના હતાં?"

"જો માહરા હાથમાં તુંને પૈસાવારો કરવાનો રસ્તો હોએ, ને તે છતાં તેમ હું નહીં કરૂં કે નહીં થવા દેઉં તો માહરે વાસ્તે તું શું ધારે?" તે માતાએ મોગમ પુછ્યું.

"હું તે ઘણું ગેરવાજબી ધારૂં," જાલે હસીને કહયું, "પણ તમે તેવાં ગેરવાજબી છેઓજ નહીં એટલે તમારાં માહરા જોગાં આખી જીંદગીનાં હેસાનો યાદ કરીને હું તમને સૌથી માયાળુ ને વ્હાલાં મમાજ ધારૂંચ;"—અને, એમ કેહતાં, જાલ વાંકો વળી તે માતાને ઘણાં હેતથી કીસ કરીને પોતાનાં ઓરડામાં હસતો હસતો ચાલી ગયો.



## પ્રકરણ ૫૧ મું.

એમ છતાં તેની માતાના તે છેલ્લા થોડાક અજબ જેવા મોગમ સવાલો માટે તે મનથી કાંઇક અજાયબ થયા વના રહી શકયો નહીં. તે કાંઈ અજબજેવા મોગમના ભારથી તે બધું કેહતી ને પુછતી હતી. તે શું કેહવા માંગતી હતી?

જાલ જઇને પરીનને મલી આવ્યો.

જાલ ને પરીનની તે મીલાકાતનું સુખ, એટલામાટે, અત્રે વીગતથી વર્ણવ્યા વગર ચાલશે, કેમકે તે બે પ્યારાંઓની તે મોટી પ્યારવંત મુલાકાતનું સુખ વાંચનાર સ્હેલથી કલ્પી લઇ શકશે. નાજાં બી નિસાર હતી. તે જાલને જોતાં સાથે ઓવરણા લઇને તેના પરથી ઓવરાઈ ગઈ, અને જાલે ને પરીને વસાઇનાં તે સુખકારક એકાંતમાં હજારો કીસમની જરૂરી અને દીલ બેહેલાવનારી વાતચીતમાં તે આખો દિવસ મોટી મોજ વચ્ચે ગુજારયો. ખરેખર તો તેમને વાત એટલી બધી કરવાની હતી, ને ભવિશ માટેની યોજનાઓ એટલી બધી નક્કી કરવાની હતી કે પાણીના રેલા પેરે તે આખો દિવસ કયાં ઢળી ગયો તે જાંણે તે બે પ્યારાંઓમાંથી એકને બી માલમ પડયું નહીં!

અને પછી જેમ હંમેશ એવા કેસોમાં બને છે તેમ જાલ આગલી હદ વનાની હેજગારીનાં પાછલાં પરીણામમાં એકાદ અઠવાડયાં પછી ફીવરથી સ્હેજ પટકાઈ પડયો. સારાં નસીબે ફકર કરવા જોગ કાંઇજ ન હતું, ને પોતાના દીકરાના આગ્રહને માન આપી તે માતાએ પરીન કે નાજાંને તે બીમારીની વાત જણાવી નહીં; પણ એમ તો ખરૂં કે ડાકટરોનાં કેહવા મુજબ—જો જાલે થોડીક રાતો એવોજ ઘસડબોરો ચાલુ રાખ્યો હોત તો—બ્રેનફીવરથી તે અત્યારે જરૂર હેરાન થઇ પડતે, ને તેમાંથી બચવું કદાપી માહાલ થઈ પડતે!

મગર જાલની એ ઉઠવેઠ ને હાડમારીને લગતી બીમારીથી શીરીન (તેની માતા) પુરતી ફીકરમંદ થઇ, ને તે જે હાલમાં કાંઇ અજબ જેવી ગણત્રીઓ ને વિચારોમાં ઉતરી જતી અવારનવાર નજરે આવતી હતી તે હવે તેમ હજી જયાદા કરતી દેખાઇ. તેણીએ જોયું કે પરીન મોટે ઘરની હોવાથી જાલ તેને ગરીબીમાં અવત્યાં મેલતી રાખવા માટે દેખીતી રીતે એટલો બધો ઓસ્કાતો હતો કે તે જરૂર ગમે એટલી તેણીની ના ને મના છતાં છાતીતોડ મેહનત કરી હવે પછી પણ જાસ્તી બીમાર થવાનો, ને કદાપી માર્ગે બી લાગી જવાનો; ને તેથી ગમે એવું જીવપર આવતું હોવા છતાં તેણીએ એક ચોક્કસ રસ્તે કામ લેઈ એ વ્હાલા દીકરાને પૈસાવાલો કરી આપવા હવે બીડું ઝડફ્યું ને મનથી નક્કી કરી મેલ્યું.

અને એ ઠરાવ પર એક વાર નક્કીપણે આવ્યા પછી તે વસવસતા જીવની માતાના જીવને એક ક્ષણની બી નિરાંત ન હતી. તે જાલ જરા પાછો ટટાર થવાની વાટ જોતી; અને સારાં નસીબે તેનું સીકનેસ હાલમાં તદન દમવિનાનું હતું, એટલે તે બે ત્રણ દિવસમાં પાછો પગ પર થયો કે તેણીએ તેની જોડે પરીન ને નાજાંને મલવા સારૂ વસાઈ જવાની આર્જુ કરી.

"સ્હેજ મલવાજ આવવા માંગોચ, મમા ડીઅર, કે કાંઇ ખાસ કામને લગતી વાત કરવાની છે?" કોઈ દાહડો નહીં ને આજે અચણુચ તેણીને એ વિચાર થયલો જોતાં જાલે કાંઇક તાજુબીમાં પુછ્યું.

"માહરે એક જરૂરની વાત કેહવાની છે, ને તે તુંને ને તે લોકને જુદી જુદી વખતે કેહું તે કરતાં એકઠા એકજ વખતે કહેલી સારી," શીરીને સમજાવ્યું.

"પણ એવી તે એ શું વાત છે?"

"કહ્યુંની, જાલી, જે તે હું તાહાંજ સંભલાવશ? વરી એવો બૈરાં જેવો જીવ કીધો કે?" તે માતાએ જરા ધમકાવીને કહયું; "હમણાં કંઈ મને પુછતોજ ના. જે હોય તે ત્યાં પુગ્યા પછી વાત."—અને, અલબત, તે સદાનો કહયાસાર અને તાબેદાર બેટો એકેક સુખને તાબે થયો.

તેઓ વસાઇ પોહોંચ્યાં.

શીરીન—પરીનની સાસુ તે ગામડાંનું એકાંત જોઈ તાજુબ થઇ. "મરેરે, છેક આવાં એખલાં એકાંતમાં એ બિચારી માએ દીકરીને રેહવાનું છે?" તેણીએ દીલગીરીથી પુછ્યું;—અને જાલે દરયાના ઢલને માંથેથી તેઓનું ઘર તેણીને બતાવ્યું ત્યારે તે પુકારી ઉઠી, "ઘેર? મરે એમાં ઘેર જેવું શું છે? ખરયાખરખર જેવું ઝુપરૂં તો બરયુંચ!"

મગર તે અબળા એક 'આરટીસ્ટ' હતી, માટે ત્યાંની આસપાસની તે બધી રમણ્ય 'સીનરી' તેને ઘણીજ ગમી, ને પરીનને એજ ખુદરતી દીલપઝીરતાના સબબે એ એકાંત અતી ઘણું પ્યારૂં હતું એમ જયારે તેણે જાણ્યું ત્યારે તે મનથી વધતી સંતોશ પામી.

તેઓ ઘરમાં પોંહોંચ્યાં.

શીરીને પોતે તેમને ત્યાં આવવાની પોતાની મકસદ પરીન કે તેની માતાને કશીજ જણાવી ન હતી, અને જાલને પણ તે વાત તેમને જાણવા દેવાની મના ફરમાવી હતી. તે અચબુચ જઇને પરીનને જોવા ચાહતી હતી કે તે ત્યાં કેવા સંતોશ વચ્ચે ને કેમ રહેલી છે, ને કોઇના બી ઓકાધોકાની ફીકર વગર કેવી ઇજજતમાં ને કેમ વસેલી છે. વળી તે આગલથી ચેતાવે તો રખેને તે ગરીબ મનીખો તેણીને ખાતર તેનાં માનમાં કાંઇ તીખલ કરવા તણાઇ તુટે તે પણ તેને ગમતું ન હતું, અને તેથી તેઓ અણબોલાવ્યાં ને વગર ચેતવ્યાંજ આવ્યાં હતાં.

તેમને અચબુચ આવેલાં જોઇને, એટલામાટે, પરીન અને નાજાં તો અત્યંત અજબ થઇ ગયાં. જાલનું ગમે એ વખત ત્યાં આવવું જવું તો સાધારણ હતું, પણ તે સહવારને પ્રહરની પેહલી ગાડીમાં શીરીનનું આવવું થયું હતું તેજ તે મા દીકરીને હદ વગરનું અજબ કરતું હતું.

તેઓનો તે બાંનુ જોગો આવકાર, એમ છતાં, તદન ખરાં દીલની ખુશાલી ને સાચાં જોશનો હતો. તેઓ આવ્યાં ત્યારે પરીન સાડીનો કાછ્યો વાલીને તાજા છમના સમારતી બેઠી હતી, અને તેની માતા બાજુમાં બેસીને સીવતી હતી, જે સઘળું જોવાનું ઘણુંજ રમુજી ને દીલ ખેંચનારૂં હતું.

પરીન હવે એક તડાકે હાથ ધોઇ તૈયાર થઇને દોડી આવી.

શીરીને તેને પેટમાં ચાંપીને ચુમી લીધી. હવે તો તેબી પરીનની માજ થઇ હતી ની!

તેઓએ પેહલી હરોલમાં તો દમ વગરની તાજીમતવાજા જેવી સરેસ્તાની વાતચીત કરી અને અરસપરસ ખેરઆફ્યત વિગેરે પુછી, અને પછી તેહસીલદારની શીરીને કહયું, "નાજામાએ, પરી દીકરી, હું કંઇ આજે તમોને અમથીજ મલવા નથી આવી. માહરી મતલબ અહીં સુધી આવવાની તો માહરે લગતી એક અજાયબ જેવી કેફ્યત તમો બેઉને કેહવાની છે. એ માહરી જીંદગીનો મોટામાંમોટો ભેદ છે, જે નજદીક ૩૦ વરસે હું હવે જાહેર કરૂંચ. બેસ જાલી માહરી પાસે, ને તું બી ધ્યાનથી સાંભલ."

તેઓ બધાં એ સાંભળી તદન ગંભીર બલ્કે ફીકરમંદ થયાં, અને બધાં ગુચ્છડું વલીને તે અબળાને એવું તે શું કેહવું હશે તે સાંભળવા જીજ્ઞાસુ ચેહરાએ આતુર બની બેઠાં.

"માહરે શરૂથી તમોને કેહવું જોઇએ કે માહરા બાવાજી સુરતના એક પંકાયલા હકીમ હતા, ને અમે અસલ સુરતનાંજ રેહવાસી છઇએ," તેણીએ જારી કહયું; "એ માહરા બાવાજીનો હકીમાંનો ધંધો તેવણના બપાવાજીના વખતનો અમારાં કુટુંબમાં પેહડી દર પેહડી ઉતરી આવેલો હતો, ને હું જયારે સમજની થઈ ત્યારે માહરા બાવાજીની હું એકપુરી ને લાડકી દીકરી હતી, કેમજે માહરાં માયજી ફકત મને પાંચ વરસની મેલીને ૨૧ દાહડાની એક ઝેરી તાપમાં હક થયાં હતાં. એ પછી બાવાની આજુબાજુ બીજું કોઇ હતું નહીં, કેમકે એ વખત આગમચ કુટુંબમાં ઉપરાસાપરી પાહાડ જેવાં મરણો થયાં તેમાં બધાં સાફ થઈ ગયાં હતાં. એટલામાટે મને બાવાજીએ પોતેજ તે વખતવેહવાર પ્રમાણે સુરતમાં કેળવણી આપી હતી. તેવણ ઘણા છુટા વિચારના હતા, ને જોકે ઇંગ્રેજી શીખનારી છોકરીઓને તે વખતે ત્યાંનાં લોક વટલેલ ને ખ્રિસ્તી ધારતાં હતાં તોબી મીશન સ્કુલમાં મને તેવણે થોડુંક ઇંગ્રેજી શીખવાની વટીક સગવડ કરી આપી હતી. હવે એ વખતથીજ મને ડ્રૉઇંગ પર પ્યાર હતો, ને તેથી મેં ખાસ ફી ભરીને રોજ બે કલાકનું એ શિક્ષણ એક કાબેલ શિક્ષક હસ્તક લેવાતું કીધું હતું, જેથી મને ખરેખર ઘણો ફાયદો થએલો હું આજે બી જોઉંચ ને કબુલ કરૂંચ.

"અંતે માહરી પંદર વરસની ઉંમરે આસપાસનાંઓની તાણાજાંણી ને દબાંણના સબબે કંટાલીને માહરા બાવાજીએ મને સ્કુલથી ઉઠાડી લીધી, ને તે પછી બીજેજ વરસે સરજતે મને એક તદન નાલાયક આસામીને સપુર્દ કરી દીધી. તે એક જવાન પારસી હતો કે જે મુંબઇથી તે તરફ રેહવા આવ્યો હતો. તે કામધંધો સોહોધવા તો નહીંજ આવ્યો હતો, કેમજે તેની પાસ અમોએ જોયું કે પાંચ પૈસાનો ઘણો સારો જીવ હોવો જોઇએ, અને તે પુશ્કલ રોકડ અવેજ સાથે લઇ આવેલો હતો. હવે તેની સાથ માહરા બાવાજીને ઓળખાંણ થઇ, ને તે પછી તે અમારે ઘેર જલ્દીજ આવતો જતો થયો, ને બાવાજીની બોંહસ આગલ માહરૂં નહીં ચાલવાથી મેં તેની ગેરહાજરીમાં માહરી યાદદાસ્ત ઉપરથી તેનો ચેહરો 'સ્કૅચ' કરીને તે પીકચર તેને એક દિવસ ભેટ આપ્યું. તે હું ધારતી હતી તેમ જોઇએ તેવું ફત્તેહમંદ વર્ક નહીંજ હતું તોબી તેને તો તે ઘણુંજ ગમ્યું, ને ખુશખુશ થઇ જતાં તેણે તો માહરી તારીફમાં કંઇ કંઇ કહીને મને છગાવી મુકી. હું આખર કરે પણ તે વખતે બચ્ચુંજ કેની?

"તે પછી અમારે ત્યાં તે રોજ આવતો જતો બલ્કે જાથુકના પઠીંગાનો પહરોણો થયો. મને તે કાંઈ ખાસ કરીને ગમતો હતો નહીં. ગમવા—નહીં ગમવાનો મને તો તેના બાબે કોઇ દાહડો ખ્યાલ બી નહીં થયો હતો. તેણે અમોને પોતાનું નામ અરદેશર હીરજીના કરીને આપ્યું હતું, અને પોતે ખાનદાંની તેમજ વગદાર હોવાની તે લાંબી લાંબી ડીંગો મારતો હતો, મગર કેહતો હતો કે અમારીજ પેઠે તેનાં કુટુંબનો તે એકલડોકલ એકલો રહી ગયલો હતો, ને પોતાનાં કામકાજ માટે તે કોઇને બી કશી રીતે જવાબદાર ન હતો, કેમકે તે પોતેજ પુરતો સ્વતંત્ર હતો.

"એ પછી તેણે માહરા હાથની માંગણી કરી ને માહરા બાવાજી તો એકદમ હરખાઈ ગયા. મેં થોડો ઘણો વાંધો કરયો, પણ તેવણે મને સમજાવ્યું કે તેવણુની આંખ વીચાઈ ગઇ તો માહરે માંથે કોઇજ ન હતું તેની તેવણને રાત દીસની મોટી ફકર હતી, વાસ્તે આએ ઘેર બેઠાં હાથ આવેલું કારજ માહરે ગુમાવવું નહીં, ને હું તે વખતે નાદાન, ઓછી અક્કુલની, ઉછાછલી ને બેદાદ હતી એટલે મેં આગલ પાછલનો કશો બી લાંબો વિચાર કરયા વના અંતે હા કહી. ખરેખર, કોઇ એક ગાય બદલ બી વધતી તેહકીક કરી તે લેતું વેચતું હોશે, પણ માહરા સ્યાના બાવાજી તો તે જવાન પારસીથી એટલા અંજાઇજ ગીયા કે તેવણે કશી

બી તેહકીક વગર મને તેને સોંપી દીધી, અને તેની મરજી થાએ ત્યાં સુધી તે ભલે ઘેરજમઇ થઇને અમારેજ ત્યાં રહે એવું નક્કી થયું.

"તે પછીજ—એટલે માહરાં લગન થયા પછીજ—પરણેલી ને સંસારી જીંદગી તે શું તેનો જાંણે મને ખ્યાલ થઇ શકયો, ને ત્યારે એવી નાદાન ઉંમરે એ ઝુસરીની વેઠ કબુલ કરવા ખાતર હું માહરાં મનથી ઘણી પસ્તાવા લાગી. મેં પરણીને તરતજ જોયું કે માહરો વર કોઇ ઘણાજ કરડા ને પાજી સ્વભાવનો, ખરાબ ચાલનો, ખરેખરો નાલાયક આસામી હતો. પરણ્યા આગમચ તે જે હતો તે ને પરણ્યા પછી તે જે પુરવાર થયો તેમાં દેખીતો એટલો મોટો તફાવત હતો કે એ કીસમે અમને તે કેમ છેતરી ને આંજી શકયો તે માટે માહરી ને બાવાજીની તો જાંણે અજાયબીજ ભાગી શકી નહીં. મેં જોયું કે તે મોંઢે માંગીને મને પરણ્યો હતો, પણ તેને માહરે માટે એક તચાકડી ભાર બી લાગણી કે પ્યાર હતો નહીં. તે માહરાં સાથ બે દાહડા દોસ્તીથી રેહતો તો આંઠ દાહડા કાંઈ ને કાંઈ છીટાં કાઢી રીસાઇ રેહતો! આગ પાણીનો મેલ તેટલોજ અમો વચ્ચે મેલ જાંણવો. હું પોતે બી, મેં કહ્યું તેમ, તે વખતે તામસી, ઉછાછળી ને ઉતાવળી હતી એટલે અમારે ત્યાં કજ્યાની તો જાંણે જરા બી ઓવાઇજ નહીં હતી. હું હસું તો તેને ચીડ ચઢતી, ને તે હસ્તો તો મને કંટાળો આવતો! હું તેની દરેક સખ્તાઇ ને જુલ્માત સામે જુસ્સાનાં બંડ મચાવતી રહી, ને તેમ તેમ તે વધારે પ્યાર વગરનો ને કરડો થતો ગયો. એ દરમ્યાંન માહરા બાવાજી બી એક ટુંક બીમારી પછી બેહેસ્ત પામ્યા, ને ત્યારેજ એક તદન કફોડા આદમીની દયાને મેં પોતાને બસ પડેલી જોઇ, જેથી હું તદન ગભરાઇ ગઇ. એ વખતે હું ઘણું રડી તેમાં બી તેણે તોફાંણ કીધું, ને અમારા વચ્ચે એક મોટો ઝઘડો જાગ્યો. એ પછીથી અમે કદી બી એકમત થયાંજ નહીં, ને તેને મુકીને ન્હાસી જવાનું મેં હજારો વખત મન મારયું. અલબત, હાલ એ બધું નજીવું, બચ્ચાંસહી ને બેવકુફીભરેલું લાગે છે, પણ તે વખતનાં માહરાં ચઢતાં લોહીમાં તે બધું મને તદનજ હકવાજબી સમજાયું હતું. એટલામાટે એક મોટા કજ્યા વખતે મેં તેને સાફ કેહયું કે જો તે મને સતાવતો નહીં હાથ ખાંચશે તો હું તેનું ઘેર મુકી ન્હાસી જવશ, અને તે સાંભળીને તે એટલો બધો ખીજવાયો કે મને એક ચાબક લઇ તેણે મરણતોલ માર મારયો, ને પછી પોતેજ ઘણા ગુસ્સામાં તે ઘેરમાંથી સદા સુધીનો બાહેર પડયો! અરે માહરાં વાહલાંઓ, માહરી એ બધી ચાલને તમો

નીચ ને નાલાયક કહી મને ધીકકારશો, ને તે આગલી જીંદગીની માહરી વર્તણુક આજે યાદ યાદ કરતાં હું પોતે બી લજવાઉંચ ને કમકમુંચ, પણ એટલી એક એ નાદાન્યત ઉપરાંત બીજી એક બી તકસીરની હું જવાબદાર નથી, ને આગળ જેટલી હું ઉછાછળી ને ઉતાવળી હતી તેટલીજ પછીથીની માહરી પાછલી જીંદગીમાં, લીલી સુકકી માહરીપર ઘણી ગુજરેલી હોવાથી, હું સ્યાંણી ને ધીરજવંતી થઈ, ને માહરી આખી જીંદગી આએ માહરાં એકનાંએક ઝવેર સાથે મેં તદન સ્વચ્છ ને નીતિમાન ગુજારેલી છે."

ત્યાં તે માતા દમ ખાવા થોભા, કે જ્યારે તેણીની આંખોમાંથી આંસુ ગબડી પડતાં હતાં; અને તેથી જાલ ને પરીને એકેક પછી તેને ઘણાં હેતથી બગલગીર થઇ દીલાસો દીધો—જાણે મુંગે મોંઢે એવું કેહવા ને સમજાવા કે તે તેણીની આગલી ઉછાછલી વર્તણુક માટે આજે તેનાં બચ્ચાંઓ તેને માટે કશું બી બુરૂં વમાસતાં કે તેને ઓછી ચાહતા ન હતાં.

"તે દિવસ પછી આજ તક મેં તેને ફરી જોયો નથી," શીરીને આગળ કહ્યું. "તે ગયલો પાછો ફરયોજ નહીં, ને મેં તેની દરકાર બી કીધી નહીં, પણ પછી જ્યારે માહરી સંસારી હાલતમાં મેં ફેરફાર થયલો જાંણ્યો ત્યારે હું માહરાં મનથી ઘણી ગભરાઇ ગઇ. એ વખતે સારાં નસીબે દુમસમાં માહરાં માએ તરફની એક કોઇ દુરની સગી રેહતી હતી, ને તેથી ઘેર બંધ કરી હું તેને આશરે ગઇ, ને માહરા થોડા ઘણા તે વખતના બાકી બચેલા પૈસાટકાને લીધે તેણે મને પોતાને ત્યાં રાખી. ત્યાં માહરો વર મને છોડી ગયા પછી નજદીક આઠમે મહીને માહરા જાલનો જનમ થયો, ને તે વખતથી હું જુદાજ તોરની એક છોકરી થઇ ગઇ. તેને હેતથી ઉધારવા ને કાળજીથી કેળવવા મેં માહરાં લોહીનું પાણી કીધું, ને તેમ કરવામાં મને માહરા 'આર્ટે' ઘણી મદદ કરી. એ માહરા હોનરને લીધે હું જ્યાં જતી ત્યાં ઇજ્જતથી ઓધાર મોધાર થતી, ને મને તેમાં કમાઇ બી સારીજ થતી હતી. એમ ચોવીસ વરસો વહી ગયાં. દુમસ છોડવા પછી મેં માહરા બાવાની અસલ અટક જે તેહસીલદારની હતી તેજ કોઇ મને ઓળખે નહીં કરીને ધારણ કીધી, ને પુનામાં છેલ્લાં દસ વરસમાં ખુદાએ મને ઘણી યારી આપી."

"સબુર, મમા, પણ જે સૌથી અગતની વાત તે તો તમોએ કહીજ નથી? તમે અમોને તમારા તે વરનું નામ હજી જાહેર કરયુંજ નથી?" જાલે તલબ કરી.

"માહરાં વ્હાલાંઓ, હું શું બોલું? હું કેમ કેહું! તે કેહવાને હવે જાંણે માહરી જબાનજ ઉપડતી નથી. હું તેને વરસો સુધી હીરજીના અરદેશર તરીકેજ જાંણતી ને માનતી હતી, ને તે જીવતો છે યા નહીં તે બી મને ખબર ન હતી, પણ હમણાં આએજ મહીનામાં પકકે પાયે હું બાતમીઓ મેલવી શકીચ કે તે જીવેચ એટલુંજ નહીં પણ તે કોઇજ નહીં પણ લખોની દોલત જમા કરીને અમેરીકાથી શેઠયો થઇ પાછો ફરેલો ત્હારો કાકો, માહરી મીઠી દીકરી પરીન, તાહરો કાકો નાદરશાહ મોદી પોતે છે!"

ઓ ખુદા, કેમ બને? સઘળાં અજાયબીના ભારે ગભરાતમાં એ નામ સાંભળતાં ચમકી ઉઠયાં. પરીને તો અજાએબીની એક ચીસજ પાડી. "ઓ કાકીજી, તમે માહરાં કાકીજી છેઓ?" તેણીએ મોટી તાજુબીમાં પુકારયું,—અને પછી તેણીએ ગલે વલગતાં તરતજ યાદ કરી યાદ આપી કે નાદરકાકા બી જાલને જોતાં સાથે આ ચેહેરો પોતે આગલ કેથે જોયલો હોવા માટે હંમેશ ગુચવાયા કરતા હતા !!

## પ્રકરણ પર મું.

તે એક તદન સ્વચ્છ, તમામ નિષ્કલંક અને નીતિમાન, એટલુંજ નહીં પણ ખરેખરૂં કીરતીવંત વૃતાંત તેણીએ પોતાનાં બચ્ચાંઓ સમક્ષ બ્યાન કરી કહી સંભળાવ્યું, અને જાલ અને પરીન તે સાંભળીને જેટલાં તાજુબ તેટલાંજ મગરૂર થયાં. એમ બધીજ અબળાઓ કરી શકે નહીં. નાદાન ઉંમરે બચ્ચાંના એક બોજ સાથ આ બોહળી ધરતી પર પૈસા ટકાની કશી બી આથ વગર રવડી પડેલી બીજી જેવી હોતે તો રઝડી રવડીનેજ પુરી થતે; પણ શીરીનના સંબંધમાં તે માહાનામી સાહેબની દયાથી તેવું કશું થયુંજ નહીં, ને જે થયું તે ખુશી બલ્કે મગરૂર થવા અને વખાણવા જોગજ થયું.

તાજુબીપર તાજુબી તો એ હતી કે અરદેશર હીરજીનાં ખોટાં નામે તેને પરણેલો તેનો ભરથાર નાદર મોદી હતો, ને તે અમેરીકાથી બામુદત મોટો દલ્લો હાથ મારીને એક મોટા શેઠયા તરીકે મુંબઈ પાછો ફરયો હતો એ બધું જાલની માતા શીરીન પોતે પણ એ છેલ્લા મહિનાના અરસામાંજ જાણવા પામી હતી! તે અનાયસે ને એતેફાકથીજ જાણુવા પામી હતી. જાલને જોતાં નાજાંને પોતાના મીઠી સુરતના ભરથારના

મોહબતવંતા ચેહેરાની યાદ થયા કરતી, અને નાદર કાકો પોતે પણ જાલનો ચેહેરો જોતાં તેને લગતાં કોઇ એક નહીં યાદ આવે કે ન સહમજ પડી શકે એવાં અજબજેવાં એકમળતાંપણાં માટે ગુચવાયા કરતો હતો એ બધી વાત અવારનવાર તેણીને કાંને આવી હતી ખરી, પણ તેટલાંથી કેમ તે અબળા ખરી બાતમીનો ભેદ પામી જઈ શકે? તેણીએ તો ખરી વાત છેક પાછળથીજ પકડી કાઢી.

તેણીએ, તેથી, હવે મજબુત હાથે કામ લેવાનું હતું, અને પોતાની મરજી ઉપરાંત પોતાના નાલાયક ભરથાર આગલ હાજર અને જાહીર થઈ પોતાનાં બચ્ચાંઓને તેણીએ સુખી કરવાં હતાં. તેનુ ચાલતે ને ચાહયું થતે તો તે જાહીર થતેજ નહીં. તેને નાદર મોદી માટે હવે જરા બી હેત હતું નહીં—જેણે તેને ૨૪ વરસો તક વગર દયાએ ને વગર દરકારે વીસારી આપી ને શરમભરી હદ સુધી જુઠો બેવફા ને દગલબાજ થઇને જેણે પરદેશમાં પરજાતને પરણીને પોતાનાં કીધાં તેને માટે એવી એક નેકબખ્ત અબળાને પ્યાર કે માન હવે બરપા થઇજ કેમ શકે?—પણ જો તે નજ જાહીર થાએ તો એક કરતાં બએ બચ્ચાંનાં ભવિશનું નખ્ખોદ નિકળી જતું હતું એટલે ઉપાય ન હતો! ખુદાવંદ કરીમના સરજેલા અજબ જેવા ને અકકલ કામ નહીં કરી શકે એવા કરમસંજોગનો આ એક નોંધી રાખવા જોગ નમુનો હતો કે પરીન ભલાં ભલાં કારજો ઠોકડે મારી જાલનેજ ચાહતાં શીખી, અને ત્યારે તેવા જોરાવર સંજોગોમાં એ અબળાએ જોયું કે તે જો હવે જાહીર નહીં થાએ તો એકથી અનેક જવાન જીવોની નાહક બરબાદી થઇ જતી હતી!

તેણીએ નિષ્કલંક જીંદગી ગુજારી હતી—પણ નાદર મોદીએ નહીંજ. તે એક આખી જીંદગી જાણે ઠગારાં જીવતરેજ જીવ્યો હતો.

પણ એ કીસમનાં પાપને લગતો દીલનો ડંખ કદી પોતાના તે ભોગથી અલગ થઈ શકતો ન હતો, ને પૈસાટકાની પુરતી રેલછેલ ને વ્હાલી પરીનના પ્યારની દરેક મોજ વચ્ચે તે હરહર પ્રકારે સુખી હતો છતાં સુખી થઇ કે રહી નહીં શકતો હતો! આપણે યાદ કરશું કે અનેક વખતે તેનું એ પાપ તેને હૈયે ચઢતું, કે જયારે તે પોતાની પહેલી હક-દાર ને પાકજાદ પરણેતરની યાદ કરી પશ્ચાતાપ કરતો. ખરેખર તો તેને એ રીતે ઉંઘમાં લવતો બકતો અને ચોંકીને ચમકી ઉઠતો પરીને અનેક વખત પકડયો હતો, કે જયારે એવું તે એ ડોસાજીને શું દુખ હોવું જોઇએ તે માટે તે બાળકી હંમેશ મનથી તાજુબ થયા કરતી હતી;—

માટે છેક છેલ્લેજ એ બધી વાતનો તેણીને બી ખુલાસો મલ્યો, કે જે ચાલુ સીલસીલામાં વાંચનારની વાકેફી માટે અમોએ હવે અત્રે ઉતારી ને સમજાવી લીધો છે.

અંતે નકકી એમ થયું કે તુરત વેળા તે બધાંએ વસાઇથી ઉઠાંગરી કરીને જાલને ઘર મુંબઇ રેહવા જવું, અને ત્યાં જઇને શીરીને પોતાના જેફ ખાવંદને જરૂરનાં કામનાં નીમીતથી પોતાની આગળ મળવા બોલાવવો, ને મળીને સઘળી ખરી બાતમીનો ખુલાસો આપ-લે કરવો. આ, અલબત, કાંઇ સ્હેલ કારજ નહીંજ હતું. ચોવીસ વરસ પછી પોતાના એક નાકદર પરણ્યા ખાવંદ આગળ જાહીર થવું, તેને તેના હકદાર ને દાહડેવારેના દીકરા સાથે મેળવવો, કે જે દરમ્યાનમાં વળી તે ભરથાર પોતે જમાનાનો ખાધેલો, દુન્યાનો ફરેલો અને પૈસેટકે તર થયલો એક ધનાઢ્ય શેઠયો થવા પામ્યો હતો—તે ખરેખર એક માહાલ કારજ હતું.

તેણીને જાંણે એમ જાહીર થવા ગમતુંજ ન હતું. તે પોતાના ગરીબ સંસારમાં એક એવા કુલદીપક છોકરાના પ્યારમાં સંતોષી ને પુરતી સુખી હતી; પણ તેને એક કદરદાન માતા તરીકે તે બે બચ્ચાંઓનું ભલું વાંચવાનું હતું. પરીન માટે પણ તે કાકીને અણુહદ હેત બરપા થયું. પરીનની તેણીના બેટા માટેના પ્યારની શુદ્ધતા ને દ્રઢતા તેણીને બહુજ પસંદ આવી હતી, અને એવી નેકનામી છતાં તે બે પ્યારાંઓ, એક ચગડોલ ખ્યાલોના ચકરમ બુઢાને બસ પડેલાં, એમ હેરાંન થયા કરે તે એ અબળા જોઈ તેમજ તામોસ કરી શકી નહીં. તે ઉપરથી તેણીએ મજબુત હાથે કામ લેવા ફરજ માંની લીધી—અને વસાઇમાં ખુલાસાઓ આપ લે થઈ રેહવા કડે તે સાજનમાહજન બધું મુંબાઇમાં જાલને ઘેર પાછું ફરયું.



## પ્રકરણ ૫૩ મું.

નાદર કાકો પુરતો દુખી હતો. લોક કહે છે કે પૈસા સુખનું સાંધણ છે, પણ લ્યાં જુઓ! પૈસામાં આલેટતો ને ગબરડી ખાતો આ શ્રીમંત શેઠયો તનમનની બેજારીથી જાબજા બિમાર થયલો હતો. તેને એક ઘડીની જપ કે કરાર નોહતો. ડીટેકટીવ કરીમ બાતમી લાવ્યો કે તેની શીરીન

દુમસમાં એક બેટાનો જન્મ આપ્યો હતો તે ખબર પડવા પછીથી પોતાના વારસ–ફરજંદને ખોહી બેસવા માટે તેને જાબજા દુખ થતું રહ્યું હતું. અરે, જ્યારે તેને એક એવા વારેસની અગત ને જરૂર ત્યારે તેને હકદાર વારસ બેટો થયલો હોવા છતાં તે તેને જોવા, મળવા ને તેનો હક આપવાથી બેનસીબ રહે, ને પરાયાંઓની કુમકની આજુ કરવી પડે એથી જ્યાદા સિતમકારક તેની જેફીમાં તેને માટે બીજું શું થઈ શકે?

તે ડીટેકટીવોને એથી જ્યાદા ભાળ મળી શકી નહીં. તે હુન્નરમંદ અબળા કે જેને જાત પરજાત માન આપતાં હતાં ને ગરીબ તવંગર સર્વ એક અવાજે જેના હુન્નરની તારીફ પુકારતાં હતાં તેજ એ ધનવાન શેઠયાની પાકજાદ પરણેતર હતી એમ ખ્યાલ કોણને અને કેમ થાએ? તે લોક તો નિર્ધન વર્ગમાં, ગરીબ પંકતીઓમાંજ પોતાની ખોલ ચલાવી રહયા, ને પરીણામમાં અલબત કશો પતો મેળવી શકયા નહીં. નાદર મોદીને, તેથી, મોટી નાઉમેદી બરપા થઇ. જે ચીજની આપણે તલબ કરયે ને તે ચીજ હસ્તીમાં છે એવો જોરાવર ખટકો થતો રહે છતાં તે મળે નહીં ત્યારે જે ધાટકી નાઉમેદી થાએ છે તેનો અભ્યાસ ઘણાંખરાં વાંચનારાંઓને થયલો હોવો જોઇએ. તે બહુજ નામુરાદ ને નાસબર થયો, જેણે તે હતો તે કરતાં તેને વિશેષ કાયર અને કાહેલી કરી મેલ્યો.

એવી તેની અવદશા હતી, અને એ મરતબે તે બેઠેલો હતો, તેવામાં એક સહવારે તેના પર એક ચીઠી આવી. તે તેણે ઉખેડીને વાંચી. તે પેલી પ્રખ્યાત ચીતારીણી શીરીન તેહસીલદાર–જાલની માતા—તરફની હતી. તેમાં તેણીએ "તાકીદનાં કામસર" તે ડોસાને "તેનાં ગરીબ મુકાંમ પર તસ્દી લઇને" જરૂર મળી જવાની વરદી લખેલી હતી!

એક મોટા તુચ્છકારનાં ટચકારાં ને ચીઢના ચીલ્લા સાથે તે ડોસાએ તે ચીઠી વાંચી. "એ કમીની ચાએ શું મનથી પીતી હોશે!" તે મન સાથ પટપટયો; "એને ઘેર સુધી બોલાવી એના દુકતા સાથ પેલી નાલાયકનું કારજ એ માહરી પાસે કાલાવાલાથી કબુલાવા માંગતી હોવી જોઇએ—હું:!"—અને તે વધતો ખિજવાયો.

તેણે એક ટુંક અને તુંદ જવાબ લખ્યો. "હું કદી કોઇને ઘેર કોઇને મળવા જતો નથી." તેણે તેજ ચીઠી પર એકાદ લીસોટી ઘસડી

કાઢી; "મને કંઇ એટલી ફુરસદ નથી, ને તમોને મળવા જેવી કશીજ જરૂર નહીં હોવાથી હું એ મીલાકાત સાફ ના પાડું છ."

તેણે તે થોડીક લીટીઓ લખીને તેજ ચીઠી તેજ ઉંધાડાં કવરમાં તેજ ખેપ્યા જોડે પાછી મોકળી, ને તે પછી તે એ વાત ભુલી બી ગયો; પણ વીસ મિનીટમાં તો તેજ હઠીલો આદમી તેજ અબળા તરફની બીજી એક ચીઠી લેઇને પાછો ફરયો! તે તો વળી કાંઈ ટણુકાના તોરથીજ લખાયલી હતી.

"હું પોતે માહરી ખુશીનું જરા બી તમને મળવા ચ્હાતી નથી," તે અબળા લખતી હતી; "તમોને મળવામાં હું કશુંજ માન કે મોજ સમજતી નથી. માહરે તો ફકત તમારા સંબંધમાં કાંઇ નવું ને જરૂરનું કેહવું છે, વાસ્તે તરત આવજો."

તે ડોસો તે ચીઠીપર ઘુરકયો! આવા થસ્સાથી, આટલો ધમકાવીને તેના જેવા એક લક્ષાધીપતીને એક કમીની ચીતારીણી લખવાની હીંમત ને બેઅદબી કરે!! એ શું કેહવાએ? તેને કશું સહમજ પડયું નહીં. આખી દુન્યાજ શું તેના સામે રૂઠી હતી ને ઉંધી ને ઉલટી ચાલતી હતી? તે અબળા 'નવું ને જરૂરનું' તે તેને શું કેહવાની હોએ?

તેને હયાં તરત એક ખ્યાલ થયો. કદાચ જાલના બાપ તરફનો કોઇ દુરનો ખેસી મરી ગયો હોએ, ને તે પોરયાનું વારસા હીસ્સામાં પચીસ પચાસ હજાર રૂપરડીનું નામ પાડી ગયો હોએ તેથી તો પોતાના બેટાનો દાવો વધારે થસ્સાથી રજુ કરવાની એ હેમક અબળાને મકરખુદી નહીં મળી ગઇ હોએ? "તેજ હોવું જોઇએ," તેણે વમાસ્યું, "અને ત્યારે માહરે જઇને એ કમીની ઓરતનાં ભેજાંમાંનો પવન રૂબરૂ મીલાકાતમાં થથરાવીને કાઢી આપવોજ જોઇએ."—અને એમ મનથી કેહતાં ને વમાસતાં તે તરત ઉઠીને તૈયાર થયો, અને પોતાની બે ઘોડાની બ્રોહામ જોતરાવી જાલને ઘર ગયો.

તેને કાંઇ તે ઘર ખબર ન હતું, પણ તેણે પેલા ચીઠી લાવનારને ખોટી રાખ્યો હતો, ને તેને પોતાની ગાડીપર બેસાડી લઇ તે હવે જાલને બંગલે હંકારી ગયો.

તે એક ન્હાનો સુઘડ બેઠો બંગલો હતો, અને નાદરકાકાએ તો બધું ત્યાં પોતાની ગણત્રી ને વકીથી ઉલટુંજ જોયું! બગીચો અને આગળના ઓરડાઓ ન્હાના તોબી કાંઇ એવા તો સુઘડ ને ટેસ્ટથી આરાસ્તા કરેલા હતા કે તે ડોસો મનથી તાજુબ થયા વના રહી શકયો નહીં. વળી તેને લઈ જઇને જે ડ્રૉઇંગરૂમમાં બેસાડવામાં આવ્યો તે બી તેવોજ તમામ દીલચસ્પ હતો!

તેને શીરીને ખામુખા ખોટી કરયો ને થેસાવ્યો. તેની ખીદમતમાં તે જતાં સાથેજ બધાં દોડી આવશે ને પગપર પડશે એવું જે તે ધારતો હતો તેવું તો કાંઇ બી થયું નહીં. એથી કરીને તે ઘણો ચાટ ચાટ ને પાણી પાણી થઈ ગયો. તેના જેવા મોટા માણસને એમ એકલો બેસાડી મેલવામાં ને ખોટી કરવામાં આવે એટલેજ શું? ને તે બી એક આવાં ઉતરતાં ને ગરીબ ઘરમાં!

તે પાછોજ જવા ચાહતો હતો, અને એવી એક તરકરી ચીઠીના જવાબમાં તે અદુખરા જેવો સરભોગ ચાલ્યો આવ્યો તે પોતાની હેમાકાત માટે તે હવે ઘણો પસ્તાવા લાગ્યો. તેને તરત લાગ્યું કે તેણે વરસ વેચ્યાં. તેણે ઘણું તો તે બૈરીને પોતાને બંગલે તેડાવવી હતી—પોતે આવવું ન હતું. આ બધા વિચારો કરી અંતે તે ગુસ્સાભેર પાછો જવા ઉઠયો, પણ તેજ ઘડીએ બાજુમાંના ઓરડાનો પરડો હાલ્યો, ને બીજી પલે તે પરડો હટાડી એક અધોર ઉંમરની પણ દેખાવલી, સુઘડ ને થસ્સાવાલી બાંનુ દમામથી તે હતો ત્યાં આવી.

તે ચેહેરો તેને (નાદરને) ઓલખીતો લાગ્યો; તે કોણ હતી?

"મેં તમને ખોટી કરયા," તેણીએ સભ્યતાની રીતીથી માંફી માંગતાં કહ્યું; "હું જરા કામમાં હતી."

તે અવાજ! એ તે અવાજ સાંભળતાં તે ડોસો વધતો તાજુબ થયો. શું તે એ અવાજ ઓલખતો હતો? પણ નહીં; તેને બીજીજ પળે ખ્યાલ થયો ને યાદ આવી કે તે ચેહેરો ને તે અવાજ ફકત એ અબળાના પોરયા જાલનીજ તેને યાદ આપતો હોવો જોઇએ.

"બેસોજી," શીરીને તે દીવાદાંડી પેઠે ખડા થઇ રહેલા ડોસાને ખુરસી બતાવતાં કહ્યું; અને તેને બેસાડીને પોતે બી સામેની એક ખુરસીમાં ગોઠવાઇ.

"તમે શું કેહેવા માંગોચ?" નાદર કાકાએ ખુરસી લેતાં ફફડેલા તોરથી પુછ્યું.

"હું એમ પુછવા માંગુચ," શીરીને હીંમતથી સવાલ કરયો, "કે શું તમો કોઇ બી રીતની સમજુતી કરવા ચાહાતાજ નથી?"

"સમજુતી! શાંની સમજુતી? કેઇ વાતની સમજુતી?"

"આપરાં બચ્ચાંઓની સાહાજવારીની."

"હું ધારતોતોજ કે તમે એજ વાતના રદણુપાટલા વાસ્તે મને ચાહીચીતીને મળવા બોલાવતાં હોવાં જોઇએ," તેણે વધતા ગુસ્સાથી કહ્યું, "ને હું ખરેખર બેવકુફ ઘઘેરો થયો જે અહીં સુધી તમારી ચીઠીના જવાબમાં હું પોતે ચાલી આયો. હું એવાં વાહીયાત લગનને કદી બી માહરી બાહાલી આપવાનો નથી."

તે અબળા તુચ્છકારથી હસી.

તે અબળા તુચ્છકારથી હસી, ને નાદરકાકો તો એ અજબ જેવી સરકશી માટે વધતી ને વધતી તાજુબીમાં તેનું કોડું ટીકરી ભોપ કરી રહયો!

"માહરો દીકરો કાંઇ હીન્નો છીન્નો કે જેવો તેવો નથી," તેણીએ તોરથી કહ્યું; "તે તો એક ઉમરાવ છે. ગરીબ છે તો શું થયું, પણ આગળ જતાં—"

"આગળ ને પાછળ જવાની અહીં કંઇ વાતજ નથી," તે ડોસો તરત વચ્ચે હોમાયો; "જોવો એ બાઇ, મને સમજી લેવો. તમારા બધા એ પછારા ફોકટ છે. એના જેવા એક પેટ પુરૂં પેદા કરનાર ગરીબ પોરયાને હું એમનો સુરજ એમ ઉગશે તોણી કદી માહરા જમઇ તરીકે તો કબુલ રાખવાનોજ નથી."

"કદી નહીં?"

"કદી નહીં."

વળી તે અબળા તુચ્છકારથી હસી, ને તે જાતનું હસવાનું તેણે એક અબળામાં પોતાની આગલી પારસી પરણેતરમાંજ અનુભવ્યું હતું એવી તે ડોસાને અજબ જેવી અજબ કરી નાંખનારી યાદ થઇ! જાંણે નરૂં આબાદ તેજ હસવું, કે જે તેને ગયાં ૨૫ વરસની યાદ આપતું હતું!

હવે તે અબળા પોતાની બેડકમાંથી ઉભી થઇ.

"નાદર મોદી," તેણીએ રોબ ને થરસાથી કહ્યું, "જુઓ માહરા ચેહરાપર ધ્યાંનથી! શું તમે મને ઓળખી શકતા નથી?"

નાદર મોદી એ સાંભળતાં સર્પે ડંખ મારયો હોય તેમ પોતાની બેઠકમાંથી ચમકી ઉઠયો! યા ખુદા, શું તેના વેહેમ ખરા પડનાર હતા? શું આ અબળા તેજ હતી? શું આ તેની આગલી સ્વરૂપવાન પરણેતર શીરીનજ હતી? તે ઉમેદ અને ફ્કરથી થરથર ધ્રુજયો!

તેણે એ ઉપરાંત બીજું બી ઘણું બોલવા માંગ્યું, પણ જાંણે તેની જબાંજ ખેંચાઇ ગઇ; તાજુબી, ગભરાત, નામોશી અને એવી એકથી એક હજાર જોરાવર લાગણીઓએ જાંણે તે ને તેજ પળે તેનું મોઢુંજ સીવી લીધું!

"હું કોણ છેઉં તે હું કેહું?" શીરીને તે ડોસાપર થયલી તે બધી અસરો કાંઇક લાગણીથી જોતાં કહ્યું, "હું સુરતવાળા સોરાબશાહ હકીમની કમનસીબ છોકરી શીરીન છેઉં, કે જેને ખોટે નામે દગલબાજીથી તમે પરણ્યા, ને શરમભરેલી નાફ્કરીથી વરસોનાં વરસો સુધી છોરી ગીયા! નાદર મોદી, તમારી આંખ ચોલો ને જોવો કે હું તમારી પોતાની પરણેતર—હકદાર ધણ્યાંણી છેઉં."

તે ડોસો તદન આજેજ થઇ ગયો.

તે શું બોલે? તેણે બોલવા માંગ્યું, પણ વળી તે મુતલગ બોલી શકયો નહીં. તે બેતાકાત ખુરસીમાં ફસડાઈ પડયો!

એક પીંછના ફટકાથી બી તે જમીનદોસ્ત થઇ પડે એવી તેની ઉસ્કેરાયલી તબ્યતની અવદશા હતી. જાલ તેનો દીકરો—તેનો હકદાર બેટો હતો, કે જેનો તે હેમકે પૈસાની ગરૂરી અને મગરૂરીની મસ્તીમાં આજ તક તુચ્છકાર ને અનાદર કરયો હતો, ને જેની મોહબત સારૂ તેણે પરીનને અને તેની માતાને પોતાના મેહેલમાંથી હાંકી મેલ્યાં હતાં! એ બધા ગેરઇનસાફ ને અનર્થનો ખ્યાલ થતાં તે બેતાબ બુદો મગજથી જાંણે બેમગ્જ થઇ ગયો!

કેવી ખુદાની કુદરત! કેવી અદભુત તેની લીલા! આ તે તેની તકોબરીને કેવો જુલમગાર ફટકો!! ખચ્ચીત, દાનાવોએ વાજબીજ પુકારયું છે કે ખુદાની લાકડીને અવાજ નથી.

"હું તમારી હકદાર ધણ્યાંણી શીરીન છેઉં!" શીરીને જરા વાર થોભીને તે લોખંડ ગરમ હતું તે દરમ્યાનમાંજ હથોડાઓ ફટકાવાનું

જારી રાખ્યું. "હું તમારી હકદાર ધણયાંણી શીરીન છેઉં, ને કોઈબી ભાએગશાળી બાપ હેતથી મગરૂર થઇ શકે એવોજ માહરો સપુત દીકરો જાલ તે તમારો પોતાનોજ હકદાર બેટો છે. એ બેટાને તમારા પૈસાની તકોબરીમાં હરખુત કરવા ને થોકરે મારવામાં, નાદર મોદી, તમે કશી બી બખીલાઇ કરી નથી, પણ હવે તમારી આંખ ચોલીને જોવો કે ખુદાની લાકડીને અવાજજ નથી!"

"ખચ્ચીત નથી—ખચ્ચીત નથી, શીરીન," તે આજેજ બનેલા જૈફ આસામીએ હવે તેની જબાંન ઉપડતાં જવાબમાં ઘણી લાગણીથી પુકારયું. "ઓ, મને માંફ કરો—મને માફ કરો. હું તમો બધાંનો ગુનેહગાર ને તકસીરવાર છેઉં. શીરીન, માહરી પાસે આવ. મારી ગોદમાં આવ. મને મોટાં દીલથી આએ માહરી જૈફીપર નિઘાહ રાખી મરતે દાહારે દરગુજર કર. પરદેશમાંનાં માંહરાં પાપોના સબબે હું સૌથી મોટો તકસીરવાર ને જવાબદાર, માહરી પાકજાદ પરણેતર, ત્હારોજ છેઉં. ઓ આફ્રીન હોજો ત્હારી નેકી ને હીંમતપર, કે મેં જયારે તાહરાથી છુટો થવા પછી માહરી જીંદગી હરાંમ અને બીજવર લગનનાં મોટાં નહીં માફ થઇ શકે એવાં પાપમાં ગુજારી ત્યારે તેં આવી નીતિથી ત્હારાં એકનાંએક બચ્ચાંને દલદેસરી કરીને બી એટલી લાયક તરબ્યતથી ઉધારયું. તોબા છે, માહરે માટે તો ખરેખરી તોબા ને તોજેશજ છે!"–ને તેણે એમ કેહતાં બેઉ ગાલપર ધ્રુજતા હાથે તમાચા મારયા, જે પછી બીજી પલે લાગણીઓનાં અસહય દુખથી તેણે તુફાણના વમળમાં સપડાયલાં એક વ્હાંણની કીસમે એક બે ઝોંક ખાધા, ને ત્યાર બાદ તરતજ પોતાની પાકજાદ પરણેતરના પગ પાસે એક મોટા ધબાકા સાથે તે કમનસીબ બુદ્દો મુડદાં મીસાલે બેહોસ પટકાઈ પડયો!

શું તે મરી ગયો હતો? પોતાના કુલદીપક બેટા જાલને પેટમાં ચાંપવા ને તેની મારી ચાહવાની મોતેબર મુરાદ દીલમાં વસાવી, તે અરમાન પાર ઉતારવા આગમચ, શું તે બેનસીબ બુદ્દો આ જેહાંનથી સદાનો વાસો ઉઠાવી ગયો હતો?



## પ્રકરણ ૫૪ મું.

નહીં ! દયાળુ ખુદા તેની દયાના ખજાનામાં ખાલી ક્યારે હોય છે ? તે માહાનામી સાહેબે તે બેનસીબ બુઢાપર રેહેમ ફરમાવી, ને તેને એ ક્રીસમે ભુખો પ્યાસો પોતાની જનાબમાં બોલાવી લીધો નહીં; અને તેથી થયું એમ કે જ્યારે નાદર મોદીએ પાછો હોસમાં આવી આંખ ખુલી ત્યારે તે એક અજાણ્યા ઓરડામાં, એક ન્હાના પણ સુઘડ પલંગ પર લેટેલો હતો. વળી તેણે જોયું કે તેની બાજુમાં કોઈ અંજાણો પારસી ડાકટર તેની નાડ પકડી બેઠેલો હતો, ને બાજુમાં તેની પરણેતર શીરીન ઉપરાંત વ્હાલાં જાલ પરીન અને નાઝાં ફીકરમંદ ચેહરે આસપાસ ઉભેલાં હતાં.

તેણે આંખ પાછી વીંચી દીંધી. શું આ ઠાલી સુખનું એક ઠગારૂં સ્વપ્નુ હતું ?

તે હાલમાં ક્યાં હતો? તેણે મગજ શાંત કરી સર્વ યાદદાસ્ત તાજી કરવાની કોશેશ કરી. તેના કાનમાં કસારાં બોલતાં હતાં ને માથું ફાટ ફાટ થતું દુખતું હતું. સદાનો તે નાતવાન તો હતોજ, પણ હાલ પોતાને વધારે નબળો પડી ગયલો તે જોતો હતો ! શું તે ઘણો બીમાર થયો હતો ?

તેણે ઘણે વારે પાછી આંખ ખુલી, ને ત્યારે તે દરમ્યાનમાં તેને સઘળી જરૂરી યાદો પાછી તાજી થઇ ચુકી હતી. તે એક પછી એક સઘળી ગઇગુજરી યાદ કરી શકયો હતો, જે થઈ રેહતાં તેણે આજુંની ઉલટમાં આંખ ખોલી; પણ તે વખતે ડાકટરની ફરમાસથી, ડાકટર સુધ્ધાં, ફકત શીરીન સિવાય બધાં ત્યાં એ આગમચ ઉભેલાં પાછાં આઘાં પાછાં થઇ ગયાં હતાં. શીરીન એકલીજ હાલમાં તો તેની પાસે ઉભેલી હતી, ને મોટાં મનની તે માહાબુએ મોટાં દીલથી પોતાના એ નાકદર ખાવંદને તેની જેરીમાં તેની આગલી સતાવણીઓની ઘાટકી ગઇગુજરી સઘળી માફ કરેલી હોવાથી હાલમાં તે પ્યારથી તેનું છોલેલા બોકડા જેવું ઘરડું માથું પસવારતી ઉભી હતી.

“શીરીન,” તેણે એ જોઇ કહયું,—અને તેણે પોતે જોયું કે તેનો અવાજ વટીક તમામ ફરી ગયો ને નબળો પડી ગયો હતો; “શું હું ઘણો બીમાર હતો ?”

“હા જી, પણ હવે ખુદાએ ફજલ કીધીચ; હવે બીહીવાનું કંઈજ નથી, નાદર,” તેણીએ તરત તે ડોસાને સબ્યારો આપ્યો.

"હું મરવાને બીહીતો નથી," તેણે જેહેમતથી કહયું; "હવે માહરો વખત છે, પણ હું મરવા પેહલાં ફરીથી ને ફરીથી તુંને ને તાહરા દીકરાને પેટમાં ચાંપી તમો વ્હાલાંઓની માફી માંગી લેવાનોજ તલબગાર છઉં. માહરી મીઠી પરીન કાંહાં છે? ઓ શીરીન, હુ તેને કેમ મલું? તેને ને તેની અશરાફ માએને હું કેમ મોહરૂં બતાઉં?"

શીરીને તેને વળી પસવાડી પટાવીને બન્યો એટલો સધ્યારો આપ્યો.

"મને તું એ તાહરી કેફ્યતની વાત બધી માંડી મેલીને પાછી કેહે," તેણે મીનતજારીથી માંગી લીધું; "કશુંજ છુપાવતી ના, વ્હાલી; જે જે તાહરાં તનપર ગુજરયું હોએ તે બધું, હું તુંને દેખીતી આંખના અંધાપા સાથે છોડી ગયો ત્યારથી તે છેક આજ સુધીનું બધું, તું મને માંડી મેલીને કેહે."—અને તેની આવી નબળી દશામાં વળી તે ઉસ્કેરણીની વાત કેહવાને શીરીને આનાકાની કરી ત્યારે તે બેહાલ બુઢો જાસ્તી ઉસ્કેરાયો, જેથી આયંદા તે ભલી મોહરદાર તેની બાજુમાં બીછાંણાંમાં બેઠી, અને અને રડમસ હાલે તે દુખી ગઇગુજરીની કાંહાંણી તેણીએ પાછી યાદ કરતાં, તેની છાતીપર માંથુ નાંખી તે તુલોતવીલ કીસમે બ્યાંન કરી તેને કહી સંભળાવી.

તે બુઢો તે સાંભળતાં ઝાર ઝાર રડયો, ને તેના ચીમરાયલા ગાલોપરથી આંસુઓએ ગબરડી ખાતાં નિચે આવી તેનો ટકયો ભીનવીને તર કરયો. એમ છતાં તેની ગુંગલાતી છાતીને તેથી ઘણો ખુલાસો મલ્યો. અરેરે, તેણે ખ્યાલ કરયો, જયારે તે પોતે પાપની મસ્તીમાં,—પૈસાની ઝલેહમાં ને એક અમેરીકન અબળાના ગલીચ પ્યારમાં સુખ માની પરદેશમાં પડેલો હતો ત્યારે તેની હકદાર મોહરદાર અત્રે આ રીતે અવદશામાં સબડતી હેરાંન હેરાંન હતી; અને તોપણ કેવી દીલેર અબળા! ખુદાની તેનાપર કેવી રેહેમ કે તે નેકબખ્ત બાંનુએ એક તમામ નિષ્કલંક, સ્વચ્છ અને નીતિમાન જીંદગી ગુજારી પોતાના સપુતને બી તેવોજ તેજસ્વી ઉધારયો, અને વળી મેહેનતુ ધસડબોરાથી તેને કેળવાને પોતાની જીંદગીના સફામાં સામી એક કીર્તીવંત કલગીર ઉમેરી! તે પોતે એક મોટી હુન્નરમંદ અબળા તરીકે નામાંકીત કુટુંબોમાં જાણીતી ને વગદાર થઈ, અને પોતાનાં પેટે પાટો બાંધી, જીવપર ખેડી, પોતાનાં નામવંત ફરજંદને પણ ઉંચી તાલીમ ને તબ્યતથી તેવુંજ નામદાર તેણે ઉધારયું!

"શીરીન," એ બધું થઇ રેહતાં તેણે કહ્યું, "શીરીન વ્હાલી, હુ કેમ માંનુ કે તેં મને માહરૂં બધું અઝીમ પાપ માફ કીધુંચ?"

"આએ તેની જામીનગીરી છે," તે ભલી મોહરદારે હેતથી હસીને કહ્યું; અને વરસો પછી—નજદીક પચીસ વરસે—તે મોહબવંતી માહાબુએ તેના જઇફ ગાલો પર પોતાના પવિત્ર હોઠ પાછા દાબ્યા.

"ઓ, હવે હું કેવો સુખી થયો—ખરો સુખી!" તે બુઢાએ છુટકારાનો એક મોટો દમ ખેંચી હર્ષીંત અવાજે કહ્યું; "પણ નહીં, હજી પુરો સુખી નહીંજ. પુરો સુખી કરવા, માહરી વ્હાલી અને સ્યાંણી શીરીન, તું હવે મને માહરાં એ મીઠાં ફરજંદો સાથે મેલવ. ઓ, હું કેવો તે લોકને જોવા તરસુંચ!"

"હા, પણ હમણાં ને હમણાં નહીં," શીરીને પટાવીને કહયું. "ડાકટરનો હુકમ નથી. માહરૂં માનો ને હમણાં તો જરા તમે હવે નિરાંત કરીને પોહરી ઉઠો. તમો ઘણીજ બોલ બોલ કીધીચ ને તદન થાકી ગીયાચ. ચાલો, જોઉંચ તો, જરા વાર બી મન મારીને માહરૂં કહયું કરી સુઇ ઉઠો."—અને તે કહયાગરો બુઢો એક બુચો હોય તેમ તે મોહરદારની મનાવત હેતથી માન્ય કરી પાછો સુતો.

તેને પોતાને લાગ્યું કે તેને સુવાની જરૂરજ હતી. તેણે આટલી બધી બીમારીની નાતવાનીમાં ખરેખર ઘણું બોલ બોલ કરયું હતું, અને તેથી તે સુઇ ગયો,—કે જયારે ખંતથી તેની સાહારવારમાં ખડી રહેલી તેની પાકજાદ પરણેતર હજી બી તેની સંભાળ રાખતી ને ખીદમત કરતી તેની બાજુમાં બેસી રહી.

એ માયાનો પ્રકાર છે. ડાંગ મારયાં પાણી જુદાં નથી થતાં તે એ. લડેલાં વરબેયર, રીસાયલાં ભાઈબેહેન કે મરાયલાં માબાપ અને ફરજંદો વરસોના કડવાસ ને કજયા પછી બી જો કદી પાછાં એક થવા પામે છે તો હેત ત્યારે બેવડાં જોશથીજ બરપા થાય છે—ફકત દીલ એમ મળવાવાળાંઓનાં સાફ હોવાં જોઇએ. મુવે મોઢું નહીં જોવાના કરપીણ ઠરાવવાળાં મેલાં બદમાશો એ જાતનાં પવિત્ર હેતના ખરા ખુદાઇ આશીરવાદથી સદાનાં બેનસીબજ હોય છે, મગર એવાં મેલાં હૈયાનાં આસામીઓ ઇનસાન કરતાં હેવાનના તબક્કાને વધારે જવાબ કરતાં લેખાવાં જોઇએ, તો તેવાંઓની એ બેનસીબી માટે આપણને ખેદ કરવા કે દીલગીર થવાની એકે જરૂર રેહતી નથી.

* * * * *

જ્યારે નાદર મોદી એ સુખકારક ઉંઘમાંથી પાછો બીદાર થયો ત્યારે તે વધતો આસુદો અને વધારે તાજો બનેલો હતો. તેણે એ વખતે વળી આંખો ઉંચકી પોતાનાં બિછાંણાં આસપાસ બધાંને હસ્તે ચેહરે ઉભેલાં જોયાં, ને ત્યારે તેમની અરસપરસની તે મીલાકાતનું સુખ બ્યાંન કરી વિસતારવા વના ચાલશે. પરીન જઇને ઘણાંજ હેતથી તે ડોસાને ગલે લાગી બગલગીર થઇ, અને જાલને તો જાંણે દસ મિનીટ તક તે બુઢાએ પોતાની હેતવંતી ગોદમાંથી મુકયોજ નહીં. નાજાંને બી તેવીજ તાજેશ ને હેતથી તે મળ્યો. "મને શું એ કંઇ અંધાપો આવી ગીયો હોશે?" તેણે પાછું પુછ્યું; "રાતોવહી મેં તમો માએ દીકરીને માહરે બંગલેથી હાંકી કાહારયાં તે શું હું કંઈ ખરેખરો તે વખતે દીવાનો થઇ ગીયો હોવશ?"

મગર સૌ સારૂં જેનું સેવટ સારૂં! નાદર મોદીનાં ઘેરમાં પંથકી દસ્તુર હોરમજદારૂએ પછી પોતાની વાએજીમાં તે સુખી કુટુંબને સમજાવ્યું તેમ "એ તો બધું શારાંનું શારૂં હાંનું હાંજ શે શીરીનબઇજીની નેકી તેવણનાં ઘણી બસ્શાંને આરી આવી, ને તેથી તો પરીનબઇજી જાલભઇજીને જોતાં ને જોતાં તેનાનને ચાહતાં શીખ્યાં. એ બધું પરવર-દેગારનુંજ કરવું કેની?"

નાદર મોદી એ પછી હવે જલ્દીજ પાછો સાજો તાજો ને ફરતો હરતો થયો. હવે શી મુશ્કીલ હોએ? એ જાતની બીમારીની મોટામાંમોટી દવા મનનું સુખ છે, અને તેજ મોટાં પ્રમાણમાં એ ડોસાને ફાલે આવ્યું તો પછી હવે શી બાધ હોએ?

* * * * *

જાલ અને પરીનનાં ખુશબખ્તીભરયાં લગનની ધામધુમ ને ઢીંગસ કંઇક દિવસો સુધી લંબાઇ હતી. રોજની ખાણીપીણી અને નાચરંગ જારી હતા, અને નાદર મોદીનો મેહેલ કાંઇ એવી આર કીસમે વાજતો ગાજતો થયો હતો કે જેણે તે જૈફનાં જીગરમાં જવાનીની તેજી જમાવી!

લોકોમાં થયલી ને પસરેલી અજાયબીનો હોકાર એ આગમચનો પુરો થઇને ઘણુંનો સમી ગયલો હતો. શીરીન નાદર મોદીની આગલી પરણેતર ને જાલ તેઓનો હકદાર બેટો હતો એ વાત અસાધારણ અજા-યબી વચ્ચે જણેજણ સાંભળીને હેરત થઈ ગયાં હતાં ખરાં, પણ પૈસાના

પ્રતાપે નાદર મોદીની એ કુછંદી વર્તણુકપર સૌએ ચુપકી ને નાંખતીનું ઢાંકણુ વાળ્યું, અને તે વાત વીસરાઇ જતાં જાલ ને પરીનની શેહાદીની ખુશબખ્તીની વખતે તો શેહેર ઘેર જાંણે ખુશીમાંજ ગાજી રહ્યું.

અને તે પ્યારાંઓની પરણી જીંદગી પણ સંપુર્ણ સુખનુંજ એક મોટું પ્રકરણ પછીથી પુરવાર થયું. તે બે છોકરાંઓ વડે નાદર અને શીરીનનો બુઢાપો સુખો થયો, ને એ ફરજંદોનાં ફરજંદોને ખોલે બેસાડી રમાડવાનો લ્હાવો ને સંતોશ ભોગવીને નાદર મોદી ઘણી પાકી ઉંમરે બેહેસ્ત પાંમ્યો તે પેહલાં બધાંએ અનેક તરાંહનું ઘણું ઘણું સુખ જોયું. તેઓએ લીલી સુકકી પુરતાં પ્રમાણમાં અનુભવેલી હતી, અને પ્યારી પરીન ને નિર્દોશ નાજાંના બાબમાં તો બબે મરતબે પડતી પર પચાસ જેવું ઘણુંક વિટયું હતું, માટે એ બધાં અનેક તરેહનાં દુખ પછવાડે સુખનો પરિચય તેમને વધારે પ્યારો ને તેનો સહવાસ જયાદા મીઠો થઇ પડયો તેમાં આપણે અચરત થવું નથી.

વળી અત્રે એક બીજી બી જરૂરી નોંધ લીધા વના આ સુખી સેવટની આપણી સાદી સંસારી વારતા ખતમ કરશું નહીં, અને તે પેલા ભલા દોરાબ ખંબાતાની શેહાદીને લગતી એક નોંધ છે. એ જવાન કેવો ખરો ઉમરાવ પરીનના સંબંધમાં પુરવાર થયો તે આપણે આગળ વાંચી આવ્યાં છીએ, માટે તેની શેહાદીની ખુશાલી વાંચી અમારાં સર્વ સુજ્ઞ વાંચનારાં ખુશીજ થશે; અને તે શેહાદી બી વળી કોણ સાથે? પેલી ચાંદણ ચલકતી સાથે! એ અબળાને આપણે આ વાર્તાના સફાઓમાં 'ચાંદણ ચલકતી' નાં એબલગામણાં નામે ઓળખી છે—એબલગામણાં લોકોએ તેના પૈસા ને થથેરાના સબબે તેને આપેલો તે એક તમામ અણઘટતો એલકાબ હતો, કેમકે તે અબળા પોતે એ જાતનો ઠઠેરો તેના કમીના ભરથારની બોહસથી લાઇલાજ થઇને મરજી ઉપરાંતજ કરતી હતી એ માંહેનો ભેદ કોઇ જોવા ને જાણવા આવ્યું ન હતું. તે પોતે બાપડી ખરેખર તો એવી અસીલ, એટલી જાતવંત ને એવી ભલી ને ભોલી નાજનીન હતી કે જે મંચી જેવા એક તેના બીલકુલ બેબદામ ખાવંદને બસ પડેલી ગોયા વાઘના બસમાં બકરૂં હતી. એમ છતાં તે પોતાનાં એ બદનસાબને તાબે હતી, અને એવા ધણીને એમ છતાં ચાહીને કેવી તેની કહયાગ્રાર ને તાબેદાર—કેટલી તેનાથી બીહી ધ્રુજીને ચાલનાર હતી

તે આપણે જાંણ્યે છીએ. એ દરમ્યાન પુનામાં સ્વારી કરતાં એક તુફાંણી ઘોડાએ મંચીને જમીન પર પટકયો, ને તેનાં જોસથી થપકાવાનાં પરીણામમાં એક ટુંક બિમારી પછી તેનું મરણ નિપજયું હતું, માટે તે સોહામણી અને નૌજવાન વિધવાનું, એક છાજતો અંતર ગુજરવા કેડે, આ દોરાબ ખંબાતા જેવા એક સૌથી લાયક જવાન સાથ એ બીજવર લગન થયું હતું.

એ કારજ પરીને પોતેજ કીધું હતું. દોરાબ પરીનનાં લગન ખાવા આવ્યો હતો ને મુંબઇમાં લાંબો વખત થોભ્યો હતો તે વખતે પોતાનાં એ બંને દીલસોજ દોસ્તો, કે જેઓ તેણીનાં આગલાં દુખમાં તેનાં મોટાં કદરસનાસ ને મદદગાર સદા થયાં ને રહયાં હતાં તેમને એકઠાં કરવા ને ધણીધણ્યાંણી બનાવા એ તનોમન સુંદરીએ મોટો પરીશ્રમ આદરયો હતો, ને પરીણામમાં એ લાયક જોડું પરણીને અંતે એક થયું—બલ્કે ખરેખર સુખીજ થયું હતું. પેહલાં તો ચાંદણ નાથી હા ન ભણતી હતી—તેને તો ફરી પરણવુંજ ન હતું, પણ જેમ ચાંદણના ઉમદા સદ-ગુણો માટે દોરાબની તેમજ વળી દોરાબના અમીરી ખવાસ માટે ચાંદણની એ મધુરીએ કાંઇ એવી તો અરસપરસ લોભાવનારી કીસમેજ ખાત્રી કરી આપી કે જલ્દીજ તેઓ એકમેકને ચહાતાં શીખ્યાં, ને છેલ્લે પરણીને પાર પડી ગયાં. એ રીતે આ ન્હાનકડી વારતામાં દેખાવ કરનારાં સર્વ અગતનાં પાત્રો પાછાં ઠર પડી સુખી થયાં, ને પેલાં મોટામાયો પોતે કહી સંભળા-વેલી વારતાઓનાં સેવટે કહે તેમ આપણે બી વાહલાં વાંચનારાંઓથી તુરત વેલા વળી એક હેતભરી રૂખસદ લેતાં એમજ કહીને "**પડતી પર પચાસ**"ની આ અમારી ન્હાનકડી વારતા તમામ કરશું કે "છેલ્લે બધાંએ ખાધુંપીધું ને મોજમજાહ કીધી!"



# જાહેર ખબરો.



## મી૦ બહેમનજી કાબરાજીની વારતાઓનાં હજારો શોખીન વાંચનારાં અને વખાણનારાં સજજનો, આ તમારેજ માટે છે!

☞ નીચલું મેહરબાની કરીને ધ્યાંનથી અને ધીરજથી વાંચજો, અને એમાંથી કાંઇ ને કાંઇ તમોને જોઇતું ને ગમતું—પાલવતું ને પોશાતું રસીલું વાંચણ દર મહીને ખપતું ખપતું મંગાવેલું જરા એ માથે પડવાતું નથી. ગુજરાતી સાહીત્યમાં 'ફુરસદ' 'નવરાસ'ની વારતાઓ વાસ્તે છેલ્લાં નજદીક ચાલીસ વરસના દરમ્યાંનમાં ખોદાની દયાથી કદી બે મત પડયાંજ નથી એ ઘણું ધ્યાંનમાં રાખજો, અને થોડાંક થોડાંક પોહોરયાં કડવાં કરી હર મહીને થોડું થોડું વાંચણ નીચલી લાંબી લટાક ટીપ માહેલું કાંઇ ને કાંઇ જરૂર મંગાવતા રેહજો. તેજીને ટુકારો બસ છે. ચતુરને લાંબુ ચેતાવા જરૂર હોયજ નહીં:

---

## "ફુરસદ."

### ૩૬ વરસનું પુરાણું અને પ્રખ્યાત માસીક ચોપાંન્યું.

માલેક અને અધીપતી—**બહેમનજી ન. કાબરાજી.**

☞ નવું વરસ જાનેવારીમાં શરૂ થાય છે. હાલની ચાલુ મોટી આગેવાન વારતા સને ૧૯૧૬ ના જાનેવારીથી ચાલુ છે, અને તે આજ તક એક સરખી મોટી ઉલટથી વંચાય છે. બીજી એક અથવા એકથી વધુ નવીન મોટી ચાલુ દીલપઝીર વારતાઓ હમેંશ દાખલ કરવામાં આવે છે, ને તે ઉપરાંત એક કે વધુ સંપુર્ણ વારતા, નિબંધ, રમુજ, કવિતા વિગેરે ઘણાંજ વાંચવા જોગ વાણાંઓ થોસોથીસ હર મહીને પીરસવામાં આવે છે.

લવાજમ તેમજ કદ વધારયાં છે, અને ચાલતાં સાલનું લવાજમ હિંદુસ્તાનમાં રૂ. ૪ અને હિંદુસ્તાનની બાહેર જેઓ ("નવરાસ" નહી મંગાવે તેઓ કને) રૂ. ૪ાા (પોસ્ટેજ સહીત) લીધામાં આવે છે.

☞ આ એકજ ચોપાન્યું છે કે જેને અરસપરસની સીફારસથી મેહેરબાન ગ્રાહકોએ પોતેજ વધારયું ને આબાદ કરયું છે, ને વાંચનારા વર્ગની મોટી પ્રસંસાનાં સીફારસપત્રો, ખરાં નામઠામ સાથનાં સત્તાવાર, હજારોની સંખ્યામાં આ આગમચ બેતકરાર છપાઇ ચુકયાં છે.

નવાં ગ્રાહકોએ તુરત નામ નોંધાવા મેહેરબાની કરવી. લવાજમો આંગપરજ લીધામાં આવે છે. **ફુરસદ ઑફીસ**, ફ્રીઅર રોડ, કોટ.

---

# જાહેર ખબરો.

## "નવરાસ."

### ૧૮ વરસનું પુરાણું અને પ્રસિદ્ધ લોકપ્રિય માસીક.

### માલેક અને અધીપતી—બહુમનજી ન. કાબરાજી.

☞ નવું વરસ માસ જાનેવારીથી શરૂ થાયછે, અને ૧૯૧૭ નાં સાલની શરૂઆતથી (માસ જાનેવારીથી) અધીપતીની કલમથી લખાયલી એક નવી જોરાવર અને દીલજીત વારતા ચાલુ કરવામાં આવનાર છે. આ માસીક લગભગ "ફુરસદ" નાંજ કદનું છે, અને તેમાં ફકત એકજ ચાલુ મોટી વારતાના હર મહીને ૪૦ સફા આપવામાં આવે છે. મી૦ કાબરાજીની વારતાં શોકીનો માટે આ નાદર તક છે. લવાજમ હિંદુસ્તાનમાં પોસ્ટેજ સાથે રૂ. ૪ ઠરાવ્યું છે, અને હિંદુસ્તાનની બાહેર (જ્યાં ડબલ પોસ્ટેજ લાગે છે ત્યાં) રૂ. ૪ાા નક્કી કરયું છે. "ફુરસદ"—"નવરાસ" બંને સામટાં જેઓ હિંદુસ્તાનની બાહેર મંગાવે તેમને પોસ્ટેજ સુદ્ધાં ફકત રૂ. ૮ાા ચાર્જ કરવામાં આવે છે.

☞ આ એકજ ચોપાન્યું છે કે જેને અરસપરસની સીફારસથી મેહેરબાન ગ્રાહકોએ પોતેજ વધારયું ને આબાદ કરયું છે, ને વાંચનારા વર્ગની મોટી પ્રસંસાનાં સીફારસપત્રો, ખરાં નામઠામ સાથનાં સત્તાવાર, હજારોની સંખ્યામાં આ આગમચ બેતકરાર છપાઇ ચુકયાંછે.

નવાં ગ્રાહકોએ તુરત નામ નોંધાવા મેહેરબાની કરવી. લવાજમો આંગપરજ લીધામાં આવે છે. **"નવરાસ" ઑફીસ,** ફ્રીઅર રોડ, કોટ.

---

## દેલજંગ દલેર.

ફકત નામ દેવાની બે સેકંડહેન્ડ નકલો ઘણી મુશકીલથી હાલમાં મળી શકી છે. મજબુત પુઠાંમાં બંધાવેલી છે. આ વારતા નીચે સહી કરનાર જે વારે એક સ્કુલબૉય હતો ત્યારે "ફુરસદ" નાં પેહલાં વૉલમ માટે નજદીક ચાલીસ વરસની વાત પર લખવામાં આવી હતી, અને ફત્તેહમંદ "ફુરસદ" ની કીરતીનો કોટ ઘણુંકરીને તો એજ વારતાને આભારી છે. તે વખતે "ફુરસદ" નું એક પણ ઘરાક નહીં હતું, અને એજ વારતાએ તડાક દેતો ત્રણસો ઘરાકનો એકઠો જુમલો મેળવી આપેલો આજ પણ યાદ કરવા જોગ થઇ પડે છે. એ વારતા છેલ્લા ભાગમાં એટલી કરૂણારસ છે કે તે આંખોમાં આંસુ વગર વાંચી શકાતી નથી.

એ નકલમાંથી એકજ નકલ વેચવાની ફાજલ રાખી છે, જેની કીંમત રૂ ૧૦) ઠરાવેલી છે, અને જે સાહેબોને એ મોટી કીંમત બદલ એ વાંચણ મોંઘુ ભાસે તેમની સગવડ વાસ્તે બીજી એક નકલ સરકયુલેટીંગ સીસ્ટમપર પંદર દિવસની મુદતે ફકત રૂ. ૧) નાં નજીવાં ભાડાંથી વાંચવા આપવા ફરતી રાખી છે.

---

## કાવલાની કાંહાંણી (કંપ્લીત.)

ચારે કંપ્લીત ભાગોનું એક મોટું વૉલમ (સેકન્ડ હેંન્ડ) બંધાવેલું છે. એ વારતા 'ફુરસદ' મા ૭ વરસ ચાલી ત્યારે શોખીન વાંચ-

નારાંઓ વચ્ચે જાંણે ખુશીનો એક ચમકવા ચાલુ કરી શકી હતી, અને "ફુરસદ" પછીથી વધતું પગભર અને આબાદ થયું તે એજ નમુનેદાર વારતાને આભારી છે. વાંચો અને ખાત્રી કરો!

વેચવાની એક નકલની કીંમ્મત રૂપ્યા ૨૦). ગુજરાતી સાહીત્ય વાસ્તે આ એક "રેકર્ડ સેલ" લેખાય, અને આ લખનારનાં શુભેચ્છક ચાહનારાંઓ જાંણીને રાજીજ થશે કે એ રૂપ્યા વીસની અપવાદરૂપી કીમ્મતે, એ મુજબ, એકેક નકલ મુશકેલથી મેળવીનેજ કાંઇ નહીં તો છેલ્લાં પાંચેક વરસમાં અમો પચાસેક સૅટસ વેચ્યા છે. આ કાંઇ ફેંકાફેંક નથી, અને પારસી ગુજરાતી સાહીત્ય માટે મગરૂરી માનવા જોગજ એ બીના છે. પારસી લખનારાઓને ગુજરાતી વાંચનારી આલમનો ટેકો નથી એ નગુણો બકવાત બંધ કરવા વાસ્તે આ એક જાહેર પુરાવો છે. સરકયુલેટીંગ સીસ્ટમપર એક માસની મુદતે આ નજદીક એક હજાર પાનાંની વારતાનું મોટું પુસ્તક રૂપ્યા બેનાં દામે આપવામાં આવે છે.

---

## સદ્દગુણી શીરીનનાં સંકટો. (કંપલીત.)

એ "કાવલા"ની સગી બેહનની વારતા છે, અને ઉપર "કાવલાની કાંહાંણી"નાં સંબંધમાં અમારૂં જે અફરગાન તમો વાંચી આવ્યાં છો તેજ અત્રે બોલેબોલ પાછું બાજમાં ભણી જવું! એના સંબંધમાં વધારાનું નવું કાંઇ નથી. જે ઉપર "કાવલાની કાંહાંણી" ને વાસ્તે લખ્યું છે તેજ બોલે બોલ, કીંમત અને ભાવતાલ સુદ્ધાં, આ વારતાને માટે પણ જાંણવું.

---

## સંસાર.

એકજ નકલ હાથ આવેલી છે! આ પણ એક દીલપઝીર પારસી સંસારી વારતા છે, જે ખરીદવાને ખરચેલા પૈસા અને વાંચવાને વેઠેલો શ્રમ માંથે પડવાનો નથી. વેચવાની કીંમત રૂપ્યા પાંચ. એક પખવાડયાંની મુદતે વાંચવાની કીંમત રૂ. ૧).

---

## સુલમાં ફુલ.

ઘણી જોરાવર પારસી સંસારી વારતા છે. એ વારતા જેઓએ વાંચી છે તેઓએ વખાંણી છે. ફકત વેચવાનીજ છે. ઘણીજ સસ્તી છે. કીંમ્મત રૂ. ૨॥).

---

## "કોણ સરસ—વાહરીઆની વીલુ કે પટેલની પીલુ?"

એક બીજી જોરાવર પારસી સંસારી વારતા. વેચવાનીજ છે. કીંમત રૂપ્યા ૨).

---

વાંચવા જોગ હદ સુધી રસીલી છે. એ માંહેલી કેટલીકનું તો તલ્યું આવી ચુકયું છે, ને એકેક બેજ સેકંડહેન્ડ નકલો છે. કીંમતો ઉપર દરશાવી છે.

## જી—રોજી!

'ફુરસદ'ના અધીપતીની કલમથી લખાઈ છે. ઘણી દીલપઝીર વારતા છે. ચોપડી બાંધેલી નથી; "ફુરસદ"ની ફાઇલોમાંજ સમાયલી છે. ગણુત્રીની બે ચાર નકલો ફાજલ છે. કીંમત રૂ. ૫.

## દોરંગી દુન્યાં. (વારતા.)

'ફુરસદ"ના અધીપતીની 'ફુરસદ'ના અંકોમાં ૧॥ વરસ લખાયલી ને લંબાયલી મોટી દીલપઝીર પારસી સંસારી વારતાના અંકો. વારતા ઘણી મજાહ આપે છે. વાંચવા જોગ છે. કીંમત રૂ. ૫.

## મામા ફુઈનાં—કીમત રૂ ૦॥.
## બેહેનનો ભોગ.—કીંમત રૂ. ૧.
## નઓરોઝની ભેટ.—કીંમત રૂ. ૧.

આ પણ નઓરોઝી વારતાના "ફુરસદ"ના ડબલ દલદાર મોટા અંકો છે. પેહલી બેહેન Shrewd ની લખેલી પારસી સંસારી છે: ને બીજી બંને બેહેન શીરીનની લખેલી ઇંગ્રેજી સંસારી છે. બધી ઘણી રસીલી છે.

## મતરાઈ.

મીસ શીરીન બ. ન. કાબરાજીની કલમથી લખાયલી ઘણી અસરકારક વારતા. "ફુરસદ"ની કટારોમાં પુશકળ વખણાઇ હતી. એક વરસ તક ચાલી હતી. ઇંગ્રેજી સંસારી છે. થોડીક કંપલીટ ફાઇલો મળી શકશે. કીંમત રૂ–૪.

## સુફેદ ઠગ.

પારસી સંસારી વારતા. "નવરાસ"માં અધીપતીએ લખેલી. નાશ્લી ને દીલકસ. એક બે ફાઇલોજ બાકી છે. સેકંડહેન્ડ. કીમત રૂ. ૨.

## ખદીજા.

મી૦ જાંહગીર વીકાજીની જોરાવર કલમથી લખાયલી મુસલમાન સંસારની નાહની રસીલી વારતાના છુટક અંકો.—કીંમત ફકત ચાર આના.

## હાસમ હીચકારો.

કવિ નાજુકની લખેલી મુસલમાન સંસારની ઘણી નામીચી વારતા. "નવરાસ"ના અંકો. કીંમત રૂ. ૧॥.

## જાહેર ખબરો.

### વફાપર જફા!

ઇંગ્રેજી સંસારની વારતા. મીસ બાંનુ પટેલની કલમથી લખાયલી. ઘણી મજાહની છે. કીંમત રૂ૦॥=.

---

### ભાઈ કે કસાઈ?

પારસી સંસારી છે. ઘણી રસીલી છે. ઘણાં ઉંચાં કાગલોપર છાપેલી છે, અને ગૅટઅપ પણ ઘણું ખરચાલુ ને નમુનેદાર છે. કીંમત રૂ. ૧॥.)

---

### એક મ્યાનમાં બે તલવાર!

મી૦ એ. એમ. વી. ની જાણીતી કલમનું પરીણામ છે. મેહોમેદન સંસારી વારતા છે. મજાહની છે. "નવરાસ"ના અંકોમાં છપાયલી છે કીંમત આંઠ આના.

---

### બેહરા બેહલા કાકા!

આ ઘણો રમુજી ફાર્સ 'ફુરસદ'ના નઓરોઝી અંકમાં સંપુર્ણ છાપેલો મળી શકશે. કીંમત રૂ ૧).

---

### ઝુટયાંમાં કુટયાં.

**નવો રમુજી ફાર્સ**. મી૦ કાબરાજીનો લખેલો. "ફુરસદ"માં છાપેલો છે. કીંમત રૂ. ૧.

---

### સુખલાજીના સંકટો!

આ પણ એક ઘણો રમુજી પારસી સંસારી ફાર્સ છે. ચોપડીના આકારમાં છપાવેલો છે. કીંમત રૂ ૦૧).

---

**ભુલો પડેલો ભીમભાઈ!** ફાર્સ. થોડીક નકલો મલી શકશે. કીંમત રૂ. ૦॥.

---

### ખોહવાયલો ખજાનો.

"નવરાસ"ના અધીપતીની કલમથી લખાયલી ઇંગ્રેજી સંસારની આ નાહની જોરાવર વારતાનાં ચોપાન્યાં. ફકત ત્રણ નકલ ફાજલ છે કીંમત રૂ. ૧)

---

### રાતો ગુલાબ.

"નવરાસ"માં આ વારતા ચાર વરસ ચાલી અને તે વાંચનારાં હજારો સજ્જન ફીદા થઈ ગયાં છે. ઇંગ્રેજી સંસારની એક ઘણીજ

## જાહેર ખબરો.

નમુનેદાર રસીલી ને જોરાવર વારતા છે. કદમોકદમ નસીહત છે. એ ચાર વરસની કંપલીટ વારતાની "નવરાસ"ની ફાઇલો મલી શકશે. બધાંજ ચોપાંન્યાં કાંઇ નવાં નથી, પણ વાંચણુ અખંડ છે. ગણત્રીની આંઠેક ફાઇલ બાકી રહી છે. કીંમત રૂ. ૧૧.

---

### વફાપર જફા! (નાટક.)

"બાગે બેહેસ્ત"ના સુધારેલા નાટકનું અસલ સ્વરૂપ છે. થોડીજ નકલો છે. કીંમત રૂ. ૦।≈.

---

### કાચા કાનની ખરાબી! (નાટક.)

ફકત એકાદ બે નકલ (સેકંડહેન્ડ) મલી શકશે. માહાન શેકશપીઅરના જાંણીતા "ઓથેલા"ના નાટક ઉપરથી ઉપજાવેલો. કીંમત રૂ૨.

---

### નુરે નેકી. (નાટક.)

"ફુરસદ"માં છાપેલો છે. એક વરસની ફાઇલ ખરીદવી જોઇશે. કીંમત રૂ. ૪.

---

### દીલસોઝ કે દીલબર?

એક ખરી હેતવંતી બેહેનની પોતાના મરનાર ભાઇ વાસ્તેની ગમખાર યાદગીરી. ઇંગ્રેજી સંસારની વારતા છે. ઘણી જોરાવર છે. વેચવાનીજ છે. કીંમત રૂ. ૨).

---

### નીના.

એવીજ એક અતી જોરાવર અને દીલપઝીર ઇંગ્રેજી સંસારી વારતા. હજારો તારીફ થઇ છે. વાંચી જુઓ. કીંમત રૂપીઆ ૨॥).

---

### વમળમાં કમળ.

એક જોરાવર પારસી સંસારી વારતા. ઘણી થોડીજ નકલ વેચવાની બાકી છે. ભાગ્યેજ પંદર નકલ! કીમ્મત વધારેલી છે. દરેકની કીમ્મત રૂ. ૩). વેચવાનીજ છે.

---

### એક પથ્થરના પ્રતાપ!

ઘણી હસાવનારી રમુજી વારતા છે. ખેંચી તાંણીને હસવાનું કીધેલું કશુંજ નથી. એક હજાર નકલો ટપોટપ ઉંચકાઇ ગઇ હતી. વધારેલી કીંમત રૂ. ૫). સરકયુલેટીંગ સીસટમપર એક પખવાડયાંની મુદદતે વાંચવા આપવા કીંમત રૂ. ૧). સેકંડહેન્ડ છે.

---

# જાહેર ખબરો.

## સીપાહબચ્ચાની સજની.

ઇરાંની સંસારની એક દીલપઝીર કરૂણારસ વારતા. ઘણીજ થોડી નકલ બાકી છે. વધારેલી કીમ્મત રૂપ્યા ત્રણ.

---

## ભુલનો ભોગ.

ઇંગ્રેજી સંસારની એક નાહની નસીહતકારક વારતા. આંસુઓ ખેરવ્યા વના તમે વાંચી શકવાનાં નથી. ઘણીજ સસ્તી છે. કીમત રૂ. ૧).

---

## પ્યારનો પુલ.

ઇંગ્રેજી સંસારની એક દીલ બેહલાવનારી વારતા. તેની અસર અને નસીહતમાં કદમોકદમ ભરપુર છે. કીમ્મત રૂ. ૧.

---

## ઓરત!

ઇંગ્રેજી સંસારની એવીજ એક જોરાવર વારતા. ઉંચી બાઇન્ડીંગ ઉપરાંત તેમાં વળી પીકચર પણ બેસવેલાં છે. વાંચવા જોગ છે. કીમત રૂ.૧).

---

## મીઠી કે જુઠી?

એક માતાનાં હેતનું પ્રબળ પુરવાર કરનારી આ એક ઘણી અસરકારક વારતા છે. ઇંગ્રેજી સંસારનીજ છે. વાંચી જુઓ, અને તેની જોરાવર અસર અને નસીઅત વાસ્તે તમો અમોને જરૂર મલતાં થશો. કીમત રૂ. ૧).

---

## તડકાંમાં એક વાદલી!

પારસી સંસારી વારતા છે. ઘણી શોભાતી બાઇન્ડીંગ કરાવેલી છે. જોરાવર વારતા છે. વધારેલી કીમત રૂ. ૩). ઘણીજ થોડી નકલો વેચવાની બાકી છે.

---

## બેદીલ કે બેવફા?

સેકંડહેન્ડ એકજ નકલ છે!! ઘણી નામીચી પારસી સંસારી વારતા છે. વેચવાની કીમત રૂપ્યા ૧૦ પંદર દીવસની મુદતે વાંચવા આપવાની કીમત રૂ. ૧).

---

## રસીક વારતા સંગ્રહ.

નાહની નાહની રસીલી વારતાઓ છે. ઘણી જુજવી નકલ બાકી છે. કીમત રૂ. ૨).

---

# જાહેર ખબરો.

## જ્યુબીલી ગ્રંથ.

લોકમાનીતું "ફુરસદ" જ્યારે પોતાની હસ્તીનાં પચીસ સાલ સંપુર્ણ કરી રહયું ત્યારે એક બી દાબદબાંણુ કે ભરભલાંમણની ખુશામદ વગર તેનાં મેહરબાંન ગ્રાહકોએ એ પ્રસંગ ધામધુમથી ઉજવવા એક મોટું ફંડ ભરી આપ્યું હતું, કે જેમાંથી "ફુરસદ" નાંજ અસલ ચુનંદા લખનારાંઓ પાસે ખાસ લેખો લખાવી તેઓની તસ્વીરો સુધ્ધાં આ સુશોભીત ગ્રંથ જ્યુબીલી કમીતીએ પરવરતાવ્યો હતો. એમાં અધીપતીની જીંદગીનો ટુંક હેવાલ પણ આપવામાં આવ્યો છે. ત્રણ હજાર નકલો છપાવેલી હોવાથી વેચવા વાસ્તે હજી પુરતી ફાજલ છે, અને તેનો ઉઠાવ થઇ જાય તે મકસદથી અસલ કીંમત રૂ. ૩) ઘટાડીને હાલમાં ફક્ત રૂ. ૧) રાખવામાં આવી છે.

---

## દોરંગી દુન્યા! (નાટક.)

આ નાટકે ગ્રાંન્ટરોડની ધરા ધ્રુજાવી દીધી છે. સંસારી નાટકોની પેહલ ગ્રાંટરોડના લત્તાપર કરાવનાર એજ નામાંકીત નાટક છે. ફક્ત એજ નકલો સેકંડહેન્ડ મુશકીલથી હાથ લાગી છે. દરેકની કીંમત રૂ. ૨.

---

## બાગે બેહસ્ત!

માહાન શેકસપીઅરના સર્વોતમ નાટક "સીમબેલીન" ઉપરથી ઉપજાવેલો આ એક ઘણો જાણીતો નાટક છે. કીમત રૂ ૧).

---

## કળજુગ!

પારસી સંસારી નાટક છે. ફકત એકાદ બે નકલો સેકેન્ડહેન્ડ મુશ્કીલથી મળશે. કીંમત રૂ. ૨).

---

## કોર્-દીલ.

ઇંગ્રેજી ઇતીહાસની એક મોટી વારતા, જે "ફુરસદ" માં ચાર વરસ તક ચાલી હતી, અને ભારે ઉમંગથી વંચાઇ હતી તેની ફાઇલોના થોડાક કમપ્લીત સૅટસ વેચવાના છે. ઘણાજ થોડા છે. તાકીદે મંગાવી લેવા. એ ચાર વરસની ફાઇલોમાં "કોરદીલ" ની નામાંકીત વારતા ઉપરાંત "યુડોરા" નામની મારીસ કોહાવાલાની જાણીતી કલમથી લખાયલી એક ઘણીજ જોરાવર વારતા, અને બેહેન "સ્નુડ" ની જાંણીતી કલમથી લખાયલી "રતન કે રૂસ્તમ" ની પારસી સંસારી વારતા પણ સંપુર્ણ મળી શકશે, જે ઉપરાંત ખાતાં ખરચતાં ન ખુટે એટલું બીસ્યાર બીજું વાંચણ પણ હાથ આવશે. કીમત ભારે નહી થઇ પડે તે મતલબથી ઘટાડી છે. કીંમત રૂપીઆ આંઠ.

---

# જાહેર ખબરો.

## ચુડેલ.

મીસીસ જરખાંનુ કોઠાવાલાની જોરાવર કલમથી લખાયલી આ એક દીલપઝીર વારતાની 'ફુરસદ'ની ફાઇલો વેચતી મળી શકશે. ઘણી વાંચવા જોગ ને દીલ ઉશ્કેરનારી વારતા છે. ઘણું નામીચું હોય નહીં ત્યાં વેર 'ફુરસદ'માં પ્રવેશ પામી શકેજ નહી એ તો 'ફુરસદ'નાં વાંચનારાં અને વખાંણનારાં સાહેબોને રોશન છે. કીંમત રૂપીઆ ૪.

---

## કોણ સરસ—રતન કે રૂસ્તમ?

બેહન સુડની લખેલી એક દીલપસંદ પારસી સંસારી વારતાના "ફુરસદ"ના અંકો. કીંમત રૂ. ૧).

---

## લીલી.

ઇંગ્રેજી સંસારની નામીચી વારતાના 'ફુરસદ'ના અંકો. "Lady Bounty"ની જાંણીતી કલમથી લખાયલી છે. કીંમત રૂ. ૧).

---

## ગામરેની ગોરી. (નાટક.)

પુરતી નકલો છે. કીંમત રૂ. ૦॥.

---

## ભોલી ગુલ. (નાટક.)

સઘલી નકલો ખપી ગઇ છે. સેકંડહેન્ડ બે ચાર નકલો મલી શકશે. કીંમત રૂ. ૧.

---

## જુગાર!

ગાયન યુકત નાહનો નાટક. એકાદ બે સેકંડહેન્ડ નકલો મલી શકશે. કીંમત રૂ. ૨.

---

## ફુરસદ.

છેલ્લાં પાંત્રીસ વરસનો સૅટ પંદર દાહડાથી એક મહીનાની નોટીસમાં મેળવી આપી શકાશે. ખાતાં ખરચતાં ખુટે નહીં એવું બીસ્યાર અને જંગી-મુકાબ્લો મલી ન શકે એવું રસીલું વાંચણ. કીંમત રૂ. ૩૦૦).

---

## નવરાસ.

છેલ્લાં સત્તર વરસોનો સૅટ પંદરથી એક મહીનાની નોટીસમાં મેળવી આપી શકાશે. કીંમત રૂ. [illegible]૦૦.

# જાહેર ખબરો.

☞ ધ્યાન કરવું કે આ લીસ્ટમાં અમારાં પોતાનાં ચોપડી ચોપાન્યાંઓ સિવાય બાહેરનું કશુંજ શામીલ કરવામાં આવ્યું નથી. અમો કાંઇ બુકસેલર નથી, ને બાહેરનાં પુસ્તકો અમારે ત્યાં મલતાં નથી. અમારી પોતાની વારતાઓ જે અમોએ "ફુરસદ" "નવરાસ" માટે છેલ્લાં ૩૬ વરસોનાં દરમ્યાંનમાં લખેલી અથવા અમારી પસંદગીની લખાવીને કે લખાઈ આવેલી પસંદ કરીને અમોએ અમારાં માસીકોમાં છાપેલી તેનુંજ આ ઉપલું સંપુર્ણ લીસ્ટ જાંણવું.

બધાંમાં પોસ્ટેજ ખરચ જુદોજ જાંણવો. સરકયુલેટીંગ સીસટમ પર વાંચવા આપવા જે થોડાંક પુસ્તકો ઉપલાં લીસ્ટમાં જાહેર કરયાં છે તેનો પોસ્ટખરચ બેઉ વખતનો તેમજ રેજીસ્ટ્રેશન ફી દેશાવરથી મંગાવનારને માંથેજ જાણવું.

જો ચોપડી ઠરાવેલી મુદતની અંદર પાછી ફેરવવામાં ન આવશે તો બીજી ફી તરતજ આંગ પર ભરી આપવી પડશે, અને તે પછી જયાદા રાખવા દીધામાં આવશે નહીં. ચોપડી જરા બી બીગડશે અથવા થાવી હાથ નહીં આવશે તો તેની ઉપલાં લીસ્ટમાં જાહેર કરેલી વેચાંણ કીંમત પુરેપુરી ભરી લીધામાં આપશે.

**બ. ન. કાબરાજી.**

ફ્રીયર, રોડ,

**મુંબાઈ.**



## જાહેર ખબરો.

શહેરમાં શોખીન તમાશબીનો ચકચુર થઇ ગયા અને તેઓના તે શોખને સંપુર્ણ રીતે તૃપ્ત કરવા તેજ નાટકના પ્લૉટને એક વાર્તાનાં વળાંમાં ગુંઠી ઇંગ્લાંડના એક સુનંદા વારતા લખનારે બાહાર પાડયો જેને **મી૦ રફીકની** અનુભવી અને લોકપ્રીય કલમથી ગુજરાતી લેબાશ આપી વાંચનારાઓ સનમુખ રજુ કીધો છે.

આ વારતામાં આમેજ કીધેલાં ચીત્રો ઇંગ્લાંડમાં રજુ થયલા નાટકનાં ખરાં ચીત્રો ખાસ ઇંગ્લાંડથી મંગાવી તે ઉપરથી મોટા ખરચે બ્લૉકસ બનાવી આ પુસ્તકમાં રજુ કીધાં છે, જેની કદર શોખીન વાચનારી આલમ કરશે.

આ વાર્તાનો પ્લૉટ ઘણો નિર્દોષ હોવા ઉપરાંત, કેટલાક ઘણા રમુજી બનાવો સાથે ગુંહાયલો છે, અને કુટુંબમાં એક રસીલ નૉવેલ તરીકે વાંચવા વંચાવવાને દરેક રીતે લાયક છે.

### કીંમત રૂપ્યો દોહોડ.

———:o:———

**સંસારમાં પડેલા તેમજ હવે પછી સંસારમા દાખલ થનાર નર-નારી દરેકે આ કીમતી પુસ્તકનો અભ્યાસ કરવાની ખાસ ભલામણ છે.**

### એક મહાન શોધ.

# મરજી પ્રમાણેનાં બાળકો.

## છોકરો કે છોકરી ખુબસુરત, તંદરોસ્ત અને બુધ્ધિમાન બાળક પેદા કરવાની વિદ્યા.

### કર્તા—મી૦ બેહમન સોરાબજી જહાંગીર બનાજી.

પરમેશ્વરના સર્વોપરી રચના એક "માનવી" શબ્દમાં સમાયલી છે અને તે "માનવી" નું **મુળ બીજ કેમ સુધારવું**, તેને ઉતમ ઉન્નતીના ચહડતા તબક્કા ઉપર કેમ લાવવું, **બીજ પેદા કરતી વખતે કયા ઉપાયોથી ભવિશમાં પેદા થનાર બાળક બુધ્ધિમાન તેમજ ખુબસુરત થઇ શકે** તે આ પુસ્તકમાં અનેક દાખલાઓથી તેમજ આજની આગળ વધેલી સાયન્સને આધારે સિદ્ધ કીધું છે. એક હમેલદાર સ્ત્રી હમેલની હાલતમાં જે પ્રકારના વિચાર કરે, જે પ્રકારનું વર્તન રાખે અને જે પ્રકારો તેની નજર સામે આવે, તે વિચાર, તે વર્તન અને

## જાહેર ખબરો.

# મહાભારત વાજીંત્ર ગાઈડનું સાંકળયું.

૪૭ મોહમ્મદ મોહમ્મદ પુકારા.

**જેન્ટલમેન લોફર.**

૪૮ દુનયા સારી છે ફરેબી તારી.

**બુઢ્ઢા બુબક.**

૪૯ નાજુક નરમ ઘી જેવી.

**વિરાટ પર્વ.**

૫૦ દ્રુપદ સુતા મય શ્રી હરી.
૫૧ જાગો જાગો મુસાફર રાત.
૫૨ કાયા માયા કોહકી નાહીં.
૫૩ મુખ્ય ઉદ્દેશ તેરા જો હય.

**આજમશાહ.**

૫૪ હય સગરો રાજ મોરા.

**હુરે અરબ.**

૫૫ મેરો મન લાગોજી, દીન રતીયાં.
૫૬ નિગેહદારે જમાં તું હય.
૫૭ મતલબકે બન્દે ક્યું તું.
૫૮ અરે તું પવનકે પંખી જીયરા.

**જહાનઆરા.**

૫૯ તોરી સાવરી સુરતીયાં મન.

**આજમશાહ.**

૬૦ ઠગની સુન સુખન ઠગની.

**ખુશરૂ હસીના.**

૬૧ મોંરે મન હરી પીઓ.
૬૨ જાગો પીયા નીંદ ભાવત નાહી.

**દુખિયા દુલહન.**

૬૩ ગોરી શકલ ઔર કાલી.
૬૪ ચલે આઓ મેરે હમરાહ.
૬૫ એજ્યુકેટેડ વાઇફકે યો યો.
૬૬ સાવરીયાં નજરીયાં કાહે ફેરો.

**બુધ્ધ દેવ.**

૬૭ પિયુ પિયુ પોકારતી રે, પપૈયા.
૬૮ સાર આ સંસારમાં ન જોયો.

**વસંત પ્રભા.**

૬૯ મદભરી જુવાની ચાર.
૭૦ નીતિ તાણી તજી વાત નાથ.
૭૧ શ્રી રામચંદ્ર રઘુવિર.
૭૨ નાકની નથની ને કાનની.

**ખોદાપર સબર.**

૭૩ ઘર રાખુ જેની બાનુ તેનો છે.
૭૩ ગાવો ખુશી થઇ સંગમારે.
૭૪ પ્યારા અદીને મનાઉં.

**મેલાની મજાહ.**

૭૫ લાદે વોહ કોઇ ચારો, ગરમ.

**બોલતો કાગળ.**

૭૬ રંગી, આ દુનિયાના રંગી.
૭૭ બંધન આ નહીં તૂટે.
૭૮ બચ્ચા કચરા, કંઇ સાવધ થા.
૭૯ હું તો ઇચ્છું છુ પતિ તમ્હારી..
૮૦ આશક ખરબુચા જેવા માશુકનો.

**ઇંદ્રાવતી.**

૮૧ મોહનજી આ તન ધન કુરબાંન.

**સરોજની.**

૮૨ નખરાલી જોબનવાલી કોઇ.
૮૩ અનંગ રંગે બોલી રંગીલીને.
૮૪ કઠણ જમાનો આ તો પાપીરે.
૮૫ અલબેલા જાઓ અડશો માં.
૮૬ વાલમજી મારા વરણાગી.

**બેધારી તલવાર.**

૮૭ ચાલ હવે ચાલ વ્હેલી વ્હેલી.

**સતી તોરલ.**

૮૮ રાણા અયો વતનતે પાંજે.
૮૯ એક દીન એવો આવશે.
૯૦ દીલડીયાં મુંજો ઢારે વિંછોડો.

**દેવ કન્યા.**

૯૧ પ્રીય આવો પ્રીય ઉદય પામતું.
૯૨ લોભાવીઓ લટકાળા.

**સતી દ્રોપદી.**

૯૩ સખી સ્વપન મહી મન મોહન.
૯૪ ગોવીંદ ગુણ ગાવોરે.

**ઉસ્તાદી.**

૯૫ ઓ ધારે જોબન દામાંનું નાં.
૯૬ ગરજ ગરજ ઘન બરસે બદરા.
૯૭ દાળીદ્ર દુઃખ ભંજન.
૯૮ ગાઓજે રાજે.
૯૯ બ્રીજમે હરી ખેલત હોરી.

૧૦૦ Its a long way to Tipperrary.
૧૦૧ God Save the King.

---

જેહાંગીર બી. કરાણીના છોકરાઓ, પારસી બજાર, કોટ, મુંબઇ.